४९२५

# भारतार्थप्रकाश.

# THE BHARATARTHA PRAKASH.

# आश्वमेधिकपर्व.

પર્વ ૧૪ મું.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલિસીટરની

સહાયતાથી.


પ્રસિદ્ધ કર્ત્તા.

ભટ્ટ. મણિશંકર મહાનંદ.





अमदावाद.

"अँग्लो वर्नाक्युलर प्रिन्टिंग प्रेसमां"मां

नथुभाइ रतनचंद मारफतीयाए मुद्रांकित कर्युं.

संवत् १९४८ सन १८९२.




मूल्य रु. २.

૪૯૨૫

# भारतार्थप्रकाश.

## ॥ अथ आश्वमेधिक पर्व प्रारंभः ॥

नारायणंनमस्कृत्यनरंचैवनरोत्तमं ।
देवीसरस्वतींचैवततोजयमुदीरयेत् ॥१॥

નરોમાં ઉત્તમ એવા નારાયણ તથા નરને અને દેવી સરસ્વતીને નમન કરી જયરૂપ ગ્રંથ (ભારત) કહે છે. વૈશંપાયન બોલ્યા—આકુળ થયેલ ઇંદ્રિયોવાળા, મહાબાહુ, યુધિષ્ઠિર જેણે ઉદક ક્રિયા કરેલી છે એવા રાજા ધૃતરાષ્ટ્રને આગળ કરી ગંગા નદી ઉતર્યા, ઉતરીને આંસુઓથી વ્યાકુળ નેત્રવાળા તે મહાબાહુ જેમ પારધિએ વિંધેલો હસ્તિ હોય તેમ ગંગાકાંઠે પડ્યા, તે ખેદ પામતા યુધિષ્ઠિરને કૃષ્ણની પ્રેરણાથી ભીમસેને ઝાલ્યા અને શત્રુઓનાં સૈન્યને પીડનારા શ્રી કૃષ્ણે 'આમ કરો માં' એમ એમને કહ્યું. હે રાજન્ (જનમેજય), ભૂમિ વિષે પડેલા, પીડિત, વારંવાર નિઃશ્વાસ નાખતા, તે ધર્મના પુત્ર યુધિષ્ઠિરને રાજાઓ જોવા લાગ્યા. વળી પાંડવો તે રાજાને દીન મનવાળા ને ધૈર્યરહિત જોઈ ફરી શોક ભરેલા બેઠા. તેઓ વિષે પુત્રના શોકથી પીડા પામેલા, મહા બુદ્ધિમાન્, બુદ્ધિરૂપ નેત્રવાળા, રાજા ધૃતરાષ્ટ્ર રાજા યુધિષ્ઠિર પ્રત્યે વાક્ય બોલ્યા કે હે કુરૂશાર્દૂલ, (કૌરવોમાં શ્રેષ્ઠ), ઉભા થાઓ અને પછી કાર્ય કરો. હે કુંતીપુત્ર, તમે ક્ષત્રિયના ધર્મવડે આ પૃથ્વી જીતી છે માટે ભાઇયો તથા સુહૃજ્જનો સહિત મનમાં રહેલાં સુખો ભોગવો. હે ધર્મધારિઓમાં શ્રેષ્ઠ, હું તમારે શોક કરવાનું કશું જોતો નથી. હે પૃથ્વીના પતિ, મારે અને ગાંધારીએ શોક કરવાનો છે કે જે બેના સો પુત્ર, સ્વપ્રમાં મળેલા ધનની પેઠે નાશ પામ્યા. હિતની કામનાવાળા, મહાત્મા વિદુરનાં અતિ મ્હોટા અર્થવાળાં વચનો ન સાંભળવાથી, દુષ્ટ બુદ્ધિવાળો હું પરિતાપ પામુછું; કેમકે દિવ્ય જ્ઞાનવાળા ધર્માત્મા વિદુરે મને કહ્યું હતું કે દુર્યોધનના અપરાધથી તમારૂં કુળ નાશ પામશે; માટે હે રાજા, જો કુળનું કલ્યાણ ઇચ્છતા હો તો મારૂં વચન સ્વીકાર કરો તથા આ, દુષ્ટ મનવાળો, મંદ, રાજા દુર્યોધનનો વધ કરો. કર્ણ અને શકુનિ, ક્યારેય પણ એમને જુઓ નહિ. તમે સાવધાનપણાથી એઓનાં જૂગટાંઓને પણ વારો, તેમ ધર્માત્મા

યુધિષ્ઠિર રાજાને અભિષેક કરો, તે વશી છે (જીતેંદ્રિય છે), તેથી ધર્મેકરી આ પૃથ્વીને પાળશે. હે પાર્થિવ, જો કુંતીપુત્ર રાજા યુધિષ્ઠિરને ન ઇચ્છતા હોતો તમે પોતે મેઠીરૂપ થયેલા (અર્થાત્ મધ્યસ્થ થઈ) રાજ્યને ગ્રહણ કરો, અને હે નરાધિપ, સર્વ જ્ઞાતિયોભાઇયો સહિત, સર્વ પ્રાણિયો વિષે સમાન વર્ત્તનારા તમોની પાછળ જીવિકા ચલાવો. આ પ્રમાણે મ્હોટા જ્ઞાનવાળા, વિદુરના કેહેતાં છતાં પણ મિથ્યા મતિવાળો હું પાપિ દુર્યોધનને અનુસર્યો અને હું તે ધીરનાં મધુર વચનો ન સાંભળવાથી મ્હોટાં દુઃખરૂપ ફળને પામી શોકરૂપ સમુદ્રમાં ડૂબ્યો. હે નૃપ, આજ તમારાં વૃદ્ધ માતપિતા અમોને દુઃખ પામેલાં જુઓ. હે જનાધિપ, હું અહિં તમારે શોક કરવા યોગ્ય જોતો નથી.

वृद्धौहितेऽद्यापितरौपश्यतंनौदुःखितौनृप।
नशोचितव्यंभवतापश्यामीहजनाधिप ॥२०॥
इति श्रीमहाभारते आश्वमेधिकेपर्वणि प्रथमोऽध्यायः ॥ १ ॥

---

**वैशंपायनउवाच** ॥ एवमुक्तस्तुराज्ञासधृतराष्ट्रेणधीमता ।
तूष्णींबभूवमेधावीतमुवाचाथकेशवः ॥१॥

વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે બુદ્ધિમાન્ રાજા ધૃતરાષ્ટ્રે કહેલા તે મૌન ધારનાર થયા પછી ધારણા યુક્ત બુદ્ધિવાળા કૃષ્ણ તેને કહેવા લાગ્યા. હે જનોના અધિપતિ, મનવડે અતિ કરાતો શોક આ લોકના પ્રથમ પ્રેત થયેલા પિતામહોને સંતાપે છે, માટે જૂદા જૂદા પ્રકારના, પ્રાપ્ત થયેલ દક્ષિણાઓવાળા, ઘણા યજ્ઞોથી યજન કરો. સોમવડે દેવતાઓને, સ્વધાથી પિતૃઓને, અન્ન પાનવડે અતિથિયોને અને બીજી કામનાઓથી નિર્ધન જનોને તૃપ્ત કરો. તમે જાણવાનું જાણેલું છે, કરવાનું પણ કરેલું છે. વળી તમે ભાગીરથી (ગંગા) ના પુત્ર ભીષ્મથી, કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) થી, નારદથી તથા વિદુરથી રાજધર્મો સાંભળ્યા છે; આથી તમે મૂઢ લોકોની વૃત્તિને અનુસરવા યોગ્ય નથી, માટે પિતા અને પિતામહની વૃત્તિ પ્રત્યે રહી ધૂંસરી ધારણ કરો. જેને સારૂ શોક કરોછો તે ક્ષત્રિયો યશથી યુક્ત થઈ સ્વર્ગને પામવા યોગ્યજ છે; કારણ કે અહિં શૂરાઓમાં કોઈ પણ પાછું મુખ કરનારો થઈ નાશ પામ્યો નથી. હે મહારાજ, તે તેમજ થવાનું હતું માટે શોકનો ત્યાગ કરો. જેઓ આ રણમાં નાશ પામ્યા છે તેઓ ફરી તમારાથી જોઈ

શકાય એમ નથી. આવી રીતે તે મહા તેજસ્વી કૃષ્ણ ધર્મરાજા યુધિષ્ઠિરને એટલું કહી વિરામ પામ્યા અને યુધિષ્ઠિર તે પ્રત્યે બોલ્યા. યુધિષ્ઠિર કહેવા લાગ્યા—હે ગોવિંદ, તમે સૌહૃદથી તથા પ્રેમથી સદા મારે વિષે કૃપા કરોછો અને મારા વિષે જે તમારી પ્રીતિ છે તે મેં જાણેલી છે તોપણ હે ચક્ર તથા ગદાને ધારણ કરનાર, હે શ્રીમન્, હે યાદવના પુત્ર, જો તમે મને તપોવન પ્રત્યે જવા આજ્ઞા આપશો તો તમે કરેલું મારૂં અતિ મ્હોટું પ્રિય થશે. હું સંગ્રામો વિષે પલાયન ન કરનારા પુરૂષોમાં શ્રેષ્ઠ એવા ભીષ્મપિતામહને તથા કર્ણને પાડી શાંતિને જોતો નથી; માટે હે શત્રુને દમનાર, જે કર્મે કરી આ ક્રૂર કર્મથી છૂટું અને જે કર્મથી મારૂં મન શુદ્ધ થાય તે અહિં કરો. આ પ્રમાણે બોલતા તે કુંતીના પુત્રને શાંત કરવા ધર્મને જાણનારા, અતિ મ્હોટાં તેજવાળા વ્યાસ અર્થવાળું શુભ વચન બોલ્યા. હે તાત (બાપ), તમારી અકુશળ બુદ્ધિ છે જેથી ફરીને બાળપણાથી મોહ પામો છો. હે તાત, શું આકારવાળા આપણે વારંવાર પ્રલાપ કરીએ છીયે. જેઓની યુદ્ધથી આજીવિકા છે તે ક્ષત્રિયોના ધર્મો તમારા જાણેલા છે. વળી તમે યથાર્થપણાથી સર્વ મોક્ષ ધર્મો સાંભળ્યા છે માટે તેવી રીતે પ્રવૃત્ત થયેલા રાજા એવા તમે મનની પીડારૂપ બંધનથી જોડાવા યોગ્ય નથી. વારંવાર મેં કામ (ઇચ્છા) થી થયેલા તમારા સંદેહો કાપેલા છે તોપણ શ્રદ્ધારહિત, દુષ્ટ મેધાવાળા અને જેની સ્મૃતિ લોપ પામેલી છે એવાજ થયા છો. હે અનઘ, તમને આવું, આ અજ્ઞાન ઘટતું નથી માટે આ પ્રમાણે થાઓ માં. હે ભારત, સર્વ પ્રાયશ્ચિત્તો તમારાં જાણેલાં છે. તમે સર્વ રાજધર્મો સાંભળ્યા છે, તમે સર્વ દાન ધર્મો સાંભળ્યા છે તે તમે સર્વ ધર્મોને જાણનાર, સર્વ શાસ્ત્રોમાં કુશળ છતાં ફરી અજ્ઞાનથી જેમ તેમ કેમ મોહ પામોછો?

सकथंसर्वधर्मज्ञःसर्वागमविशारदः ।
परिमुह्यसिभूयस्त्वमज्ञानादिवभारत ॥२०॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि द्वितीयोऽध्यायः ॥२॥

---

व्यासउवाच ॥ युधिष्ठिरतवप्रज्ञानसम्यगितिमेमतिः ।
नहिकश्चित्स्वयंमर्त्यःस्ववशःकुरुतेक्रियां ॥१॥

વ્યાસ બોલ્યા—હે યુધિષ્ઠિર, કોઈ પણ માણસ પોતે પોતાને વંશ છતાં ક્રિયા કરતો નથી માટે તમારી આવી બુદ્ધિ ઠીક નથી એમ મારી

મતિ છે. ઇશ્વિરે યુક્ત આ લોક છે અને એવો પુરૂષ સારૂં અથવા નઠારૂં કર્મ કરે છે તેમાં શું વિલાપ કરવો? હે ભારત, જો નિશ્ચયથી આત્માને પાપ કર્મવાળો માનતા હોતો જે રીતે પાપ હરાય છે તે સાંભળો. હે યુધિષ્ઠિર, જેઓ પાપ કરે છે તે પુરૂષો નિરંતર તપ, યજ્ઞ, અને દાનોથી તરે છે. હે નરોમાં શ્રેષ્ઠ, નરોના અધિપતિ, દુષ્કર્મ કરનારા નરો યજ્ઞ, તપ તથા દાનથી પવિત્ર થાય છે. મહાત્મા સુર અને અસુરો પુણ્યનાં કારણથી યજ્ઞની ક્રિયા કરવા યત્ન કરે છે માટે યજ્ઞ પરમ આશ્રયરૂપ છે. યજ્ઞોથીજ મહાત્મા સુરો અધિક થયા હતા અને પછી ક્રિયાવાન્ દેવતાઓ દાનવોને પરાભવ પમાડતા હતા. હે ભરત કુળમાં થયેલા રાજા યુધિષ્ઠિર, તમે પણ રાજસૂય, અશ્વમેધ, સર્વમેધ, અને નરમેધ કરો. વળી દશરથના પુત્ર રામચંદ્રની પેઠે તથા તમારા પૂર્વ પિતામહ, શકુંતલાથી જન્મેલા, દુષ્યંતના પુત્ર, પૃથ્વીના પતિ રાજા ભરતની પેઠે વિધિ પ્રમાણે દક્ષિણાવાળા, બહુ પ્રકારનાં અન્ન તથા ધનવાળા, અશ્વમેધવડે યજન કરો. યુધિષ્ઠિર કહેવા લાગ્યા—હે દ્વિજોત્તમ, જરૂર અશ્વમેધ પૃથ્વીને પણ પવિત્ર કરે આમ છે તોય મારો કોઇ પણ જે અભિપ્રાય છે તેને આપ સાંભળવા યોગ્ય છો. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, આ અતિ મ્હોટો, જ્ઞાતિનો વધ કરી અલ્પ દાન આપવા શક્તિમાન્ નથી અને ધન મારી પાસે નથી. વળી બાળક, દીન, ભીના (તાજા) ઘાવાળા, તથા દુઃખમાં વર્ત્તનારા આ, રાજપુત્રો પ્રત્યે ધન માગવા ઉત્સાહ પામતો નથી, હું પોતે પૃથ્વીનો નાશ કરી શોકને આધિન થયેલો કેવી રીતે ! યજ્ઞને અર્થે કર લેવરાવી શકું? હે મુનિશ્રેષ્ઠ, દુર્યોધનના અપરાધે કરી અમને અકીર્ત્તિથી જોડાવી પૃથ્વી અને રાજાઓ નાશ પામ્યા. દુર્યોધને ધનના કારણથી પૃથ્વીનો ક્ષય કર્યો અને દુષ્ટ મતિવાળા ધૃતરાષ્ટ્રના પુત્રે આ ખજાનાને પણ ખાલી કર્યો. હે તપરૂપ ધનવાળા ભગવન્, આ (યજ્ઞ)માં વિદ્વાનોએ પૃથ્વીરૂપ દક્ષિણા દેવી એ પ્રથમ કલ્પેલો વિધિ છે અને શેષ રહેલો અવળો વિધિ માનેલો છે તેમ હું પ્રતિનિધિ કરવા ઇચ્છતો નથી માટે આમાં તમે સારી સહાયતા કરવા યોગ્ય છો. આવી રીતે તે વખતે કુંતિપુત્રે કહેલા કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) એ ઘડી વિચાર કરી ધર્મરાજાને કહેવા લાગ્યા કે હે પાર્થ, આ ખાલી થયેલો ખજાનો પણ પરિપૂર્ણ થશે માટે બ્રાહ્મણોએ મહાત્મા મરૂત્ત રાજાના યજ્ઞમાં મૂકેલું જે ધન હિમાલય પર્વતમાં રહેલું છે તે લાવો. હે કુંતિપુત્ર, તે ધન સંપૂર્ણ થશે. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે વક્તાઓમાં ઉત્તમ, કેવી રીતે મરૂત્તના યજ્ઞમાં તે ધન મળ્યું હતું અને ક્યા ! કાળમાં

તે રાજા થયો હતો? વ્યાસ બોલ્યા—હે.પૃથાના પુત્ર, જો કરંધમના વંશમાં થયેલા રાજાને સાંભળવા ઇચ્છતા હોતો જે કાળમાં તે, મહા પરાક્રમી મહા ધનવાન્ રાજા હતો તે સાંભળો.

यदिशुश्रूषसेपार्थश्रृणुकारंधमंनृपम् ।
यस्मिन्कालेमहावीर्यःसराजासीन्महाधनः ॥२३॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

युधिष्ठिरउवाच ॥ शुश्रूषेतस्यधर्मज्ञराजर्षेःपरिकीर्त्तनम् ।
द्वैपायनमरुत्तस्यकथांप्रब्रूहिमेनघ ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા–હે અઘ ( દુઃખ અથવા પાપ ) રહિત, દ્વીપમાં જેનું સ્થાન છે એવા વ્યાસ, તે ધર્મને જાણનારા રાજઋષિ મરૂત્તની કીર્ત્તિ સાંભળવા ઇચ્છું છું માટે મને તેની કથા કહો. વ્યાસ કહેવા લાગ્યા—હે તાત, સત્ય યુગમાં દંડને ધારણ કરનારા સમર્થ મનુ હતા, તેનો પુત્ર મહાબાહુ પ્રસંધિ એ રીતે પ્રખ્યાત હતો, પ્રસંધિનો પુત્ર ક્ષુપ એવા નામથી પ્રસિદ્ધ હતો, ક્ષુપનો પુત્ર ઇક્ષ્વાકુ નામે સમર્થ રાજા થયો હતો. હે રાજન્, તેને પરમ ધર્મ ધારણ કરનારા સો પુત્ર હતા. તે સર્વને સમર્થ ઇક્ષ્વાકુએ પૃથ્વીને પાળનારા કરયા હતા. હે ભારત, તેઓમાં મ્હોટો ધનુર્ધારિયોની પ્રતિમારૂપ વિંશ નામે હતો. વિંશનો પુત્ર કલ્યાણકારી વિવિંશ નામે હતો. હે રાજન્, વિવિંશને પંદર પુત્રો હતા, તે સર્વ ધનુષના વિષયમાં પરાક્રમિ, બ્રહ્મને માનનારા, સત્ય બોલનારા, દાનના ધર્મમાં પ્રીતિવાળા, શાંત, અને નિરંતર પ્રિય કહેનારા હતા. તેઓમાં મ્હોટો જે ખનીનેત્ર હતો તે તેઓ સર્વને પીડતો હતો. વળી પરાક્રમથી ખનીનેત્રે રાજ્યને જીતિ શત્રુ રહિત કરયું હતું, પણ તે રાજ્યનું રક્ષણ કરી શકતો ન હતો તેથી પ્રજા તે પ્રત્યે પ્રસન્ન થતી ન હતી. હે રાજેંદ્ર, જ્યારે તેને તજી તેના રાજ્યમાં તેના પુત્ર સુવર્ચાનો અભિષેક કરયો ત્યારે પ્રજા હર્ષિત થઈ. આ પ્રમાણે પિતાના વિકારને તથા તેનું જે રાજ્યથી નિકળવું થયું તેને જોઈ નિયમવાળો, બ્રહ્મને જાણનાર, સત્યવાદી, પવિત્ર, શાંતિ અને દાંતિ (ઇંદ્રિયનિગ્રહ) વાળો સુવર્ચા હિત કરવાની ઇચ્છાથી પ્રજાને વર્ત્તાવવા લાગ્યો. આથી પ્રજા મનસ્વિ અને સત્ય ધર્મવાળા તે રાજા

પ્રત્યે રંજન થતી હતી. ધર્મમાં પ્રવૃત્ત થયેલા તે રાજાના ખજાના તથા વાહન ક્ષય પામ્યા. ત્યારે ક્ષીણ થયેલા ખજાનાવાળા તે રાજાને સામત લોકો ચોતરફથી પીડવા લાગ્યા અને ઘણાઓએ પીડાતો, ક્ષીણ થયેલા ખજાના, ઘોડા અને વાહનવાળો તે રાજા નોકરો અને નગર સહિત ખૂબ પીડા પામ્યો. હે યુધિષ્ઠિર, તે રાજા નિત્ય ધર્મપાળનાર અને સદાચરણી હતો તેથી સૈન્યનો નાશ થતાં પણ તે સામંતો એને હણવા શક્તિમાન્ ન હતા, જ્યારે શેહેર સહિત એ પ્રસિદ્ધ રાજા ઘણી પીડા પામ્યો ત્યારે તેણે હાથ પ્રત્યે નાદ કરયો, તેથી સૈન્ય પ્રકટ થયું અને તેથી તે સર્વ સાગા સીમાડાના રાજાઓને જીત્યા; આ કારણથી હે રાજન્, તે રાજા કરંધમ (હાથને વગાડનાર) એ રીતે પ્રસિદ્ધ થયો. તેનો પુત્ર ત્રેતાયુગની આદિમાં ઈંદ્રથી ઉતરે નહિ એવો (ઈંદ્રતુલ્ય) દેવોએ પણ અતિ દુઃખે જીતાય એવો શ્રીમાન્ કારંધમ થયો. તેના વંશમાં તે વખતે સર્વ રાજાઓ વર્ત્તતા હતા અને તે તેઓનામાં વર્ત્તણુકથી અને સૈન્યથી સમ્રાટ્ હતો તે કરંધમનો પુત્ર અવિક્ષિત નામે રાજા ધર્માત્મા, શૂરતાથી ઈંદ્રના જેવો, યજ્ઞને કરનાર, ધૈર્યવાન્, ઈંદ્રિયોને વશ રાખનાર, તેજે કરી સૂર્ય સરખો, ક્ષમાવડે પૃથ્વીના જેવો, બુદ્ધિથી બૃહસ્પતિની બરોબર, અને હિમાચળની પેઠે અતિસ્થિર હતો. તે રાજા કર્મ, મન, વાણી, દમ, અને શાંતિવડે પ્રજાઓનાં મનની આરાધના કરતો હતો. જે સમર્થ રાજાએ વિધિ પ્રમાણે સો અશ્વમેધથી યજન કરયું હતું અને સમર્થ વિદ્વાન્ અંગિરા ઋષિ પોતે જેને યજન કરાવતા હતા તેનો પુત્ર, ધર્મને જાણનારો, ચક્રવર્તી, મહાયશસ્વી, મરૂત્ત નામે હતો, તે ગુણવાન્પણાથી પિતાને ઉલ્લંઘતો હતો ( પિતાથી અધિક હતો). જાણે સાક્ષાત્ બીજા વિષ્ણુ હોય તેમ રહેલા દશ હજાર હાથિની બરોબર બળવાળા, ધર્માત્મા તે રાજાએ યજ્ઞ કરવા સુવર્ણમય, શુભ્ર ( ધોળાં અથવા સ્વચ્છ ) હજારો પાત્ર કરાવ્યાં હતાં. મેરૂ પર્વતને પામી હિમાચળના ઉત્તર તરફના પડખામાં સુવર્ણનું મ્હોટું શિખર છે ત્યાં તેણે કર્મ કરયું હતું. તેવામાં સુવર્ણકારોએ ( સોનિયોએ) જેઓની સંખ્યા નથી તેવાં કુંડ, પાત્રો, થાળીઓ અને આસનો કરયાં હતાં તથા તેની સમીપમાંજ યજ્ઞનો વાટ (રસ્તો) થયો હતો. તેમાં તે ધર્માત્મા પૃથ્વીના પતિ મરૂત્તરાજા મળેલા સર્વ પ્રજા પાલો ( રાજાઓ) સાથે વિધિ પ્રમાણે યજ્ઞ કરતા હતા.

ईजेतत्रसधर्मात्माविधिवत्पृथिवीपतिः ।

मरुत्तःसहितैःसर्वैःप्रजापालैर्नराधिपः ॥ २८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये चतुर्थो ऽध्यायः ॥ ४ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ कथंवीर्यःसमभवत्सराजावदतांवर ।
कथंसजातरूपेणसमयुज्यतसद्विज ॥१॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા–હે વક્તાઓમાં ઉત્તમ, હે વિપ્ર, તે રાજા કેવાં પરાક્રમવાળો હતો અને તે કેવી રીતે! સુવર્ણથી યુક્ત થયો હતો? હે તપોધન, હે ભગવન્, હાલ તે દ્રવ્ય ક્યાં રહ્યું છે અને અમે તે કેમ! પામી શકાય? વ્યાસ બોલ્યા—હે તાત્, જે રીતે દક્ષપ્રજાપતિનાં અસુર અને દેવતાઓરૂપ ઘણાં છોકરાં હતાં અને તે પરસ્પર સ્પર્ધા કરતા હતા તે રીતેજ અંગિરા ઋષિના, મહા તેજસ્વી, બૃહસ્પતિ અને તપરૂપ ધનવાળા સંવર્ત્ત આ બે તુલ્ય વ્રતવાળા પુત્રો હતા. હે રાજન્, તે બે એક બીજાની અતિ સ્પર્ધા કરનારા જૂદા રહેતા હતા, આમ છતાં તે બૃહસ્પતિ વારંવાર સવર્ત્તને પીડતા હતા. હે ભારત, નિરંતર મ્હોટા ભાઈ પીડતા હતા, તેથી અર્થો (ધન વગેરે પદાર્થો)ને તજી તે સંવર્ત્તે દિશાઓરૂપ વસ્ત્ર ધારણ કરી વનવાસ પસંદ કરચો. પછી ઈંદ્રિ પણ સર્વ અસુરોને જીતિ તથા નાશ પમાડી લોકોમાં ઈંદ્રિપણાને પામી અંગિરાના જ્યેષ્ઠ (મ્હોટા) પુત્ર બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ બૃહસ્પતિને પુરોહિત (ગુરૂ) ધાર્યા. પૂર્વે અંગિરાએ યજન કરાવવા યોગ્ય કરંધમરાજા હતો જે જગતમાં પરાક્રમથી, વર્ત્તણુકથી અને બળથી ઉપમા રહિત હતો. વળી ઈંદ્રના સરખો તેજસ્વી, ધર્માત્મા તથા વખાણવા યોગ્ય વ્રતવાળો હતો. હે રાજન્, જેના ધ્યાનથીજ મુખના વાયુવડે સર્વ વાહન, યોદ્ધાઓ, મિત્રો, ને જૂદાં જૂદાં, મ્હોટી કિમ્મતવાળાં મુખ્ય શયનો સર્વ તરફથી થયાં હતાં. તે રાજાએ ગુણોએ કરી સર્વ રાજાઓને વશ કર્યા હતા. તે ધારેલા કાળ સુધી જીવી શરીર સહિત સ્વર્ગમાં ગયો હતો. તેનો પુત્ર યયાતિ રાજાની પેઠે ધર્મને જાણનારો શત્રુઓને જીતનારો અવિક્ષિત્ નામે થયો હતો, તેણે પણ પૃથ્વીને વશ કરી હતી અને તે રાજા પરાક્રમ તથા ગુણોથી પિતાના જેવો હતો. તે (અવિક્ષિત્)નો પુત્ર, પરાક્રમી, ઈંદ્રની તુલ્ય મરૂત્ત નામે હતો. સમુદ્રરૂપ વસ્ત્રવાળી પૃથ્વી તે પ્રત્યે પ્રીતિવાળી હતી. હે પાંડુપુત્ર, તે રાજા નિરંતર દેવોના રાજા ઈંદ્રની સ્પર્ધા કરતો હતો, તેમ ઈંદ્ર પણ હમેશ મરૂત્તની સાથે સ્પર્ધા (ચડસા ચડસી) કરતો હતો. તે પૃથ્વીપતિ મરૂત્ત પવિત્ર

અને ગુણવાન્ હતો જેથી યત્ન કરતાં છતાં પણ ઇંદ્ર અધિક થતો ન હતો. આ રીતે વિશેષ થવા સમર્થ ન થવાથી તે, નીલ ઘોડાવાળા, દેવો સહિત એવા ઇંદ્રે બૃહસ્પતિને બોલાવી આ વચન કહ્યું-હે બૃહસ્પતિ, જો મારૂં પ્રિય કરતા હોતો તમારે કોઈ રીતે પણ મરૂત્તનું પિતૃનુ, કર્મ અથવા દેવનું કર્મ કરાવવું નહિ; કારણ કે હે બૃહસ્પતિ, ત્રણ જગત્માં સુરોના ઇંદ્રપણાને હું એક પામેલો છું અને મરૂત્ત તો પૃથ્વીનો પતિ છે. હે બ્રહ્મન્, તમે મૃત્યુ રહિત એવા સુરોના અધિપતિને યજન કરાવી કેમ! મૃત્યુવાળાને શંકા વિના યજન કરાવશો? તમારૂં સારૂં થાઓ પણ તમે કાંતો મને વરો (ધારો) અથવા મરૂત્ત રાજાને વરો કે ગરૂત્તને તજી સુખ પ્રમાણે ગને સેવો, હે કુરૂકુળમાં થયેલા, આ પ્રમાણે દેવોના રાજાએ કહેલા બૃહસ્પતિ બે ઘડી વાર થાય તેમ વિચાર કરી દેવોના રાજાને કહેવા લાગ્યા. હે બળિ રાજાને મારનાર, તમે પ્રાણિઓના અધિપતિ છો, તમારે વિષે લોકો રહેલા છે, તમે નમુચિ, વિશ્વરૂપ, અને બળિ રાજાના હણનાર છો, તમે એકલાએ દેવતાઓની ઉત્તમ વીર લક્ષ્મીને હરી છે, તમે સર્વદા પૃથ્વી તથા સ્વર્ગને ધારણ કરો છો-પોષો છો. હે દેવોના સમૂહોના ઇશ્વર, હે પાક દૈત્યને હણનાર, તમારૂં પુરોહિતપણું કરી હું કેમ! મરણ ધર્મવાળા મરૂત્તને યજનકરાવિશ. હે દેવોના ઇંદ્ર, આશ્વાસના પામો, હું ક્યારેય પણ મરણ ધર્મવાળા ( મનુષ્ય ) ના યજ્ઞમાં સ્રુવને (હોમવાનાં પાત્રને ) ઝાલિશ નહિ. વળી મારૂં આ વચન સાંભળો. કદી અગ્નિ ઉષ્ણ ન થાય, પૃથ્વી ચળે, સૂર્ય કાંતિ ન કરે પણ મારે વિષે સત્ય ફરે નહિ. વૈશંપાયન બોલ્યા— બૃહસ્પતિનું વચન સાંભળી તે વખતે જેનો મત્સર જતો રહ્યો છે એવો ઇન્દ્ર એ ( બૃહસ્પતિ ) ને વખાણી પછીથી પોતાનેજ ઘેર ગયો.

बृहस्पतिवचःश्रुत्वाशक्रोविगतमत्सरः ।
प्रशस्यैनंविवेशाथस्वमेवभवनंतदा ॥ २८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये पञ्चमो ऽध्यायः ॥ ५ ॥

---

व्यासउवाच ॥ अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।
बृहस्पतेश्चसम्वादंमरुत्तस्यचधीमतः ॥१॥

વ્યાસ બોલ્યા--આમાં પણ બુદ્ધિમાન્ બૃહસ્પતિ અને મરુત્તના સંવાદરૂપ આ જુનો ઈતિહાસ કહેવાય છે. ઉપર કહેલા અંગિરાના પુત્ર બૃહસ્પતિ સાથે કરેલો ઈન્દ્રનો ઠરાવ સાંભળી મરુત્તરાજા મ્હોટો યજ્ઞ કરવા લાગ્યા. ઉત્તમવક્તા અવિક્ષિત્‌નો પુત્ર મરુત્ત મનથી યજ્ઞનો સંકલ્પ કરી બૃહસ્પતિની પાસે જઈ વચન બોલ્યો-હે ભગવન્, હે તપરૂપ ધનવાળા ગુરૂ, મેં પ્રથમ આ તમારા કહેવાથી જે યજ્ઞનો ઠરાવ કર્યો છે તે હું યજન કરવા ઈચ્છું છું, મેં સામગ્રીઓ તૈયાર કરેલી છે અને આપે હું યજન કરાવવા યોગ્ય છું માટે હે સજ્જન પધારો અને તે કરો. બૃહસ્પતિ બોલ્યા-હે પૃથ્વીના પતિ, હું તમને યજ્ઞ કરાવવા ધારતો નથી કેમકે દેવોના રાજાએ મને ગુરૂ ધારેલો છે અને મેં તેની પાસે પ્રતિજ્ઞા લીધી છે. મરુત્ત બોલ્યો—હું તમારો છું અથવા તમારા પિતાનો ક્ષેત્ર (ખેતર) રૂપ છું. તમારા પિતા સંબંધિ શરીરને બહુ માનુછું. વળી ખૂબ તમારાં યજન કરાવવા યોગ્યપણાને પામ્યોછું માટે સેવનારો હું છું તેને સેવો. બૃહસ્પતિ બોલ્યા--હે મરુત્ત, હું ન મરનારા (દેવ)ને યજન કરાવી નરને કેવી રીતે યજ્ઞ કરાવું? માટે તમે જાઓ અથવા ન જાઓ પણ હુંતો હાલ યજ્ઞ કરાવવાથી નિવૃત્ત થયો છું. હે મહાભુજ, આજે હું તમને યજ્ઞ કરાવીશ નહિ માટે તમે જેને ઈચ્છતા હો તેને ઉપાધ્યાય (ગુરૂ) ધારો કે જે તમારો યજ્ઞ કરે. વ્યાસ બોલ્યા—આ રીતે કહેલો મરુત્ત રાજા લજ્જાવાન્ થયો. પાછા આવતાં અતિ ઉદ્વેગ પામેલા તેણે માર્ગમાં નારદને જોયા. વિધિ પ્રમાણે દેવઋષિ નારદની સાથે મળી તે રાજા બે હાથ જોડી ઉભો રહ્યો. એ પછી નારદ એને કેહેવા લાગ્યા-હે રાજઋષિ કેમ અતિ પ્રસન્ન નથી? હે અનઘ, કેમ તમારૂં ક્ષેમ (કુશળ) છે? કયાં ગયા હતા? આ ક્યાંથી અપ્રીતિનું સ્થાન પ્રાપ્ત થયું? હે રાજન્, હે રાજાઓમાં શ્રેષ્ઠ, જો મારે સાંભળવા યોગ્ય હોય તો મને કહો. હે નરાધિપ, સર્વ યત્નોથી તમારો શોક દૂર કરિશ. આ પ્રમાણે મહર્ષિ નારદે પૂછેલા તે મરુત્તે ઉપાધ્યાય (ગુરૂ)થી થયેલો સઘળો વિપ્રલંભ (છેતરવાનો બોલ) નિવેદન કર્યો. મરુત્ત બોલ્યો—હું યજ્ઞ સારૂ ઋત્વિક્, (યજાવર) અંગિરાના પુત્ર, દેવોના આચાર્ય, બૃહસ્પતિનું દર્શન કરવા ગયો હતો પણ તેણે મને ખુશી કર્યો નહિ. હે નારદ, તેણે ના પાડેલો હું હાલ જીવવા ઈચ્છતો નથી. ગુરૂએ તજેલો હું દૂષિત થયો છું. વ્યાસ બોલ્યા—હે મહારાજ, આવું રાજાએ કહ્યું ત્યારે તે નારદ વાણીવડે અવિક્ષિત્‌ના પુત્ર મરુત્તને જીવાડતા હોય તેમ પ્રત્યુત્તર દેવા લાગ્યા.

નારદ બોલ્યા—હે રાજન્, જો બૃહસ્પતિ યજન કરાવવા યોગ્ય છતાં તમને ન યજન કરાવવા ઇચ્છતા હોય તો સંવર્ત્ત નામે, ધાર્મિક, અંગિરાનો પુત્ર દિશાઓરૂપ વસ્ત્રવાળો (નગ્ન) થઇ પ્રજાઓને મોહ પમાડતો સર્વ દિશાઓમાં ફરે છે તે પાસે જાઓ. તે મહા તેજસ્વી સંવર્ત્ત પ્રસન્ન થઇ તમને યજ્ઞ કરાવશે. મરૂત્ત બોલ્યો—હે વક્તાઓમાં ઉત્તમ નારદ, તમે આ વાક્યથી મને જીવાડ્યો. હું સંવર્ત્તને ક્યાં દેખું? હું તે તરફ કેમ વર્ત્તું અને તે મને શી રીતે તજે નહિ તે મને કહો. તે પણ જો ના પાડશે તો હું જીવવા ઉત્સાહ પામિશ નહિ. નારદ બોલ્યા—હે મહારાજ, તે ગાંડાના વેષ સરખો વેષ ધારણ કરી કાશીમાં શંકરનાં દર્શનને ઇચ્છનાર થઇ સુખ પ્રમાણે ફરે છે માટે હે પૃથ્વીના પતિ, તે(નગરી)ના દરવાજાને પામી તમે કોઈ ઠેકાણે શબ રાખજો, તેને જોઈ જે પાછો વળે તે સંવર્ત્ત જાણવો. વળી તે પરાક્રમી જ્યાં જાય ત્યાં તમે તેની પાછળ જજો અને એકાંતમાં તેને મળી બે હાથ જોડનાર બની શરણ પામજો. જો તે તમને પૂછે કે કોણે મને તમને કહ્યો? તો તમારે હે સંવર્ત્ત, નારદે મને તમે કહ્યા છો એમ કહેવું. જો તે મારી પાછળ જવાની ઇચ્છાએ કરી તમને આજ્ઞા કરે તો તમારે પણ શંકાવિના મને અગ્નિને પ્રાપ્ત થયેલો કહેવો. વ્યાસ બોલ્યા—તે રાજઋષિ 'તેમજ કરીશ' એમ પ્રતિજ્ઞા કરી નારદને પૂછી આજ્ઞા લઇ કાશી નગરી પ્રત્યે ગયો. ત્યાં જઈ નારદનું વચન સંભારી તેના કહેવા પ્રમાણે મહા યશસ્વિ તે રાજાએ નગરીના દરવાજામાં શબ રાખ્યું, તેજ વખતે બ્રાહ્મણ નગરીના દરવાજામાં પેઠો અને પછી શબને જોઈ તે ઝટ પાછો વળ્યો. તેને નિવૃત્ત થયેલો જાણી અવિક્ષિતનો પુત્ર તે રાજા બે હાથ જોડી સંવર્ત્તને પ્રસન્ન કરેવા પાછળ ગયો. નિર્જન વનમાં તેને આવેલો જોઇ તે બ્રાહ્મણ ધૂળ, કાદવ, બડખા અને લીંટની વૃષ્ટિ રાજા પ્રત્યે કરવા લાગ્યો. તે રીતે સંવર્ત્તે પીડાતો તે રાજા બે હાથ જોડી પ્રસન્ન કરાવતો તે ઋષિની પાછળજ ગયો, ત્યારે નિવૃત્તિ પામી થાકી ગયેલા સંવર્ત્ત શીતળ છાયાવાળા, બહુ શાખાઓથી યુક્ત વડની સમીપ જઇ બેઠા.

ततोनिवर्त्त्यसम्वर्त्तःपरिश्रान्तउपाविशत् ।
शीतलच्छायमासाद्यन्यग्रोधंबहुशाखिनम् ॥३१॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये षष्ठो ऽध्यायः ॥ ६ ॥

सम्वर्त्तउवाच ॥ कथमस्मित्वयाज्ञातःकेनवाकथितोऽस्मिते ।
एतदाचक्ष्वमेतत्त्वमिच्छसेचेन्ममाप्रियम् ॥१॥

સંવર્ત્ત બોલ્યા—જો મારૂં પ્રિય ઇચ્છતા હોતો તમે મને કેમ જાણ્યો? અથવા કોણે તમને કહેલો હું છું એ આપ મને ખરૂં કહો? જો તમે સત્ય બોલશો તો તમારા સર્વ મનોરથો સિદ્ધ થશે અને મિથ્યા (ખોટું) બોલશો તો તમારૂં મસ્તક સો કટકા થઇ ફુટશે. મરૂત્ત બોલ્યો—તમે મારા ગુરૂના પુત્ર છો એથી મને ઉત્તમ પ્રીતિ છે એમ કહી નારદે માર્ગમાં ફરતાં મને આપ કહેલા છો. સંવર્ત્ત બોલ્યા—તમે આ સત્ય કહ્યું. નારદ કપટે કરી વેષથી છાનો રહેલો હું છું તેને જાણે છે. હાલમાં તે ક્યાં છે? તે આ મને કહો? મરૂત્ત બોલ્યો—દેવર્ષિઓમાં શ્રેષ્ઠ નારદ મને આપને કહી પછી મારી પાસે આજ્ઞા લઇ અગ્નિ પ્રત્યે પેઠા. વ્યાસ બોલ્યા—રાજાનું આ વચન સાંભળી હર્ષને પામેલા સંવર્ત્ત હું પણ એટલું આમ કરી શકું એમ બોલ્યા. હે રાજન્, તે પછી ઉન્મત્ત (ગાંડા) એવા બ્રાહ્મણ (સંવર્ત્ત) રૂક્ષ વાણીથી મરૂત્તને તરછોડતા હોય તેમ વારંવાર કહેવા લાગ્યા—તમે વાત પ્રધાન, પોતાનાં ચિત્તને વશ વર્ત્તનાર, અને આ રીતે વિકાર પામેલાં રૂપવાળો હું છું તેથી કેમ યજન કરાવવા ઇચ્છો છો? મારો ભાઇ સમર્થ અને ઇંદ્રની સાથે મળેલો છે. તે યજ્ઞ કરાવવામાં તૈયાર છે તેથી કર્મો કરાવો. મારા મ્હોટા ભાઇએ તિરસ્કાર કરેલું આ શરીર તજેલું છે. વળી ગૃહસ્થપણું, યજન કરાવવા યોગ્ય ગૃહસ્થો અને સર્વ ગૃહ સંબંધિ દેવતાઓ તજેલા છે. હે અવિક્ષિતના પુત્ર, હું તેની આજ્ઞા વિના ક્યારેય પણ કોઇ રીતે પણ તમને યજ્ઞ કરાવી શકનાર નથી; કારણ કે તે (ભાઇ) મારે અતિ માનવા યોગ્ય છે. જો તમે અહિં યજ્ઞ કરવા ઇચ્છતા હોતો બૃહસ્પતિ પાસે જાઓ અને તેની આજ્ઞા લઈ આવો. પછી હું તમને યજ્ઞ કરાવિશ. મરૂત્ત બોલ્યો—હે સંવર્ત્ત, હું પ્રથમ બૃહસ્પતિ પાસે ગયો હતો તે સાંભળો—એ ઇંદ્રની ઇચ્છાથી મને યજ્ઞ કરાવવા ઇચ્છતો નથી. ઇંદ્ર—હે વિપ્ર તમે, યજન કરાવવા લાયક અમર (દેવ)ને પામી હું મનુષ્યને યજ્ઞ કરાવતો નથી એમ કહી મરૂત્તને યજ્ઞ કરાવશો નહિં; કારણ કે તે રાજા સદા મારી સાથે સ્પર્ધા કરે છે, આ પ્રમાણે ઇંદ્રના પાડવાથી તમારા ભાઇએ ઇંદ્રને 'તમે કહો છો તેમજ થશે' એમ કહેલું છે અને હે મુનિશ્રેષ્ઠ, દેવોના રાજાનો આશ્રય કરી તે (બૃહસ્પતિ) પ્રેમથી પ્રાપ્ત થયા છતાં મને યજન કરાવવા

ઇચ્છતા નથી તે આપ વાકેફ થાઓ. આ હું સર્વ ધને કરીને પણ આપથી યજ્ઞ કરાવા ઇચ્છું છું અને તમારા કરેલા ગુણોથી ઇંદ્રને ઉલ્લંઘન કરવા ચાહું છુ. હે બ્રહ્મન્, તેણે અપકાર ન છતાં મેં કહ્યું તે રીતે ના પાડી છે માટે બૃહસ્પતિ પાસે જવા મારી બુદ્ધિ થતી નથી. સંવર્ત્ત બોલ્યા—હે પૃથ્વીના ઇશ્વર, જો તમે મારા સર્વ અભિપ્રાયોને કરશો અને હાલ પણ જો ઇચ્છા પ્રમાણે કરવા ઇચ્છો છો તો તમારે વિષે આ સર્વ જરૂર સિદ્ધ છે એમ ધારો. હું યજ્ઞ કરાવિશ ત્યારે અતિ ક્રોધ પામેલા બૃહસ્પતિ અને ઇંદ્ર તમારો દ્વેષ કરશે એ મુખ્ય ધારજો. એ વિષે મને કેમાં સ્થિરતા થશે તે તમે મને સંશય રહિત કરો. જો નહિ કરોતો કોપ પામેલો હું હમણાંજ તમને બાંધવો સહિત ભસ્મ કરિશ. મરૂત્ત બોલ્યો—જો હું મળેલાને તજુંતો જ્યાં સૂધી સૂર્ય તપે છે અને પર્વતો રહ્યા છેં ત્યાં સૂધી ઉત્તમ લોકોને ન પામું. વળી જો સંગતિ કરેલાને છોડું તો આ લોકમાં ક્યારેય પણ શુભ બુદ્ધિપણાને ન પામું અને વિષયોથી મને સંગત થાઓ. સંવર્ત્ત બોલ્યા—હે પૃથ્વીપતિ, અવિક્ષિતના પુત્ર, તમારી કર્મો વિષે સારી બુદ્ધિ વર્ત્તો, યજ્ઞ કરાવવો એતો મારા પણ હૃદયમાં વર્ત્તે છે. હે રાજન્, હું તમને ઉત્તમ, અક્ષય દ્રવ્ય કહીશ કે જેણે કરી તમે ગંધર્વો સહિત દેવોને તથા ઇંદ્રને પરાભવ પમાડશો. મારી બુદ્ધિ ધનમાં અથવા ફરીને યજન કરાવવા યોગ્ય પુરૂષોમાં વર્ત્તતી નથી તો પણ ભાઇ (બૃહસ્પતિ) અને ઇંદ્ર એ બેઓનું અપ્રિય કરિશ. વળી તમને આ સત્ય કહું છું કે તમારૂં પ્રિય કરિશ અને જરૂર તમને ઇંદ્રની સમતાને પણ પોચાડિશ.

गमयिष्यामिशक्रेणसमतामपितेध्रुवम् ।
प्रियंचतेकरिष्यामिसत्यमेतद्ब्रवीमिते ॥२७॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये सप्तमो ऽध्यायः ॥ ७ ॥

---

सम्वर्त्तउवाच ॥ गिरेर्हिमवतःपृष्ठेमुञ्जवान्नामपर्वतः ।
तप्यतेयत्रभगवांस्तपोनित्यमुमापतिः ॥१॥

સંવર્ત્ત બોલ્યા—હિમવાન્ પર્વતના પૃષ્ઠ (પાછલા) ભાગમાં મુંજવાન્ નામે પર્વત છે જ્યાં પાર્વતીના પતિ, ભગવાન્ શંકર નિત્ય તપ તપે છે, જ્યાં

ઉત્તમ પર્વતની ગુફાઓમાં, વનસ્પતિયોના મૂળ ભાગોમાં ને સરખાં નહીં એવાં શિખરોમાં મહા તેજસ્વી, શૂળને ધારણ કરનાર, જૂદાં જૂદાં ભૂતોનાં ટોળાંઓથી યુક્ત અને પાર્વતી જેની સાથે છે એવા ભગવાન્ મહાદેવ, નિત્ય ઇચ્છા પ્રમાણે સુખ થાય તેમ રહે છે. ત્યાં રૂદ્રો, સાધ્યો, વિશ્વેદેવો, વસુઓ, યમ, વરૂણ, સેવકો સહિત કુબેર, ભૂતો, પિશાચો, નથિ અસત્ય જેને એવા બે અશ્વિની કુમારો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, દેવર્ષિઓ, આદિત્યો ( સૂર્યો ), મરૂત્, અને રાક્ષસો આ સર્વ બહુરૂપવાળા, પાર્વતિના પતિ, મહાત્મા શિવને સેવે છે. હે પૃથ્વીપતે, ત્યાં ભગવાન્ રમતા, વિકૃતિયુક્ત આકારવાળા, વિકારવાળા, કુબેરના અનુચરોની સાથે રમે છે. કાંતિથી પ્રકાશ પામતા તે શિવ બાળ સૂર્યના સરખી કાંતિવાળા દેખાય છે. માયાથી થયેલાં, માંસનાં નેત્રવાળા કોઇ પણ પ્રાણિયોએ ક્યારેય પણ તેનું રૂપ કે સ્થિતિ નિશ્ચય કરી શકાતી નથી. હે જીતનારાઓમાં ઉત્તમ નૃપ, ત્યાં ઉષ્ણ ( તાપ ) નથી, ઠંડક નથી, વાયુ નથી. સૂર્ય નથી, જરા (વૃદ્ધાવસ્થા) નથી, ભૂખ, તર્ષ નથી, મૃત્યું નથી, અને ભય નથી. તેના સર્વ પડખાના ભાગોમાં સૂર્યનાં કિરણો સરખી સુવર્ણની ધાતુઓ છે અને હે રાજન્, મહાત્મા કુબેરનું પ્રિય કરવા ઇચ્છનારા, ઉગામેલા હથિઆરોવાળા કુબેરના સહાયો તેઓની રક્ષા કરેછે. આ કારણથી હે રાજન્, શર્વ, વેધા, રૂદ્ર, નીલકંઠ, સુંદર તેજવાળા પુરૂષ, કપર્દ ( જટાજૂટ ) વાળા, કરાળ, શ્યામ, અથવા સિંહના સરખાં નેત્રવાળા, વરને આપનારા, ત્રિનેત્ર, પૂષાના દાંતને પાડનારા, વામન, શિવ, (સુખ અથવા કલ્યાણરૂપ), યમના નિયંતા, અસ્પષ્ટરૂપવાળા, સારી વૃત્તિવાળાનું કલ્યાણ કરનારા, ક્ષેમ કરનારા, નીલકેશવાળા, સ્થિર પુરૂષ, હરિનેત્ર, મુંડ, ક્રુદ્ધ, ઉત્તારણ ( મોક્ષ ) રૂપ, સૂર્યરૂપ, શુભ તીર્થરૂપ, દેવોનાદેવ, વેગરૂપ, ઉષ્ણીષ ( ટોપ) વાળા, સુંદર મુખવાળા, હજારો નેત્રવાળા, મીઢુષ્, પર્વતમાં શયન કરનારા, અતિ શાંત, ઇંદ્રિયો જેને વશ છે, ચીર વસ્ત્રવાળા, બિલ્વના દંડવાળા, સિદ્ધ, સર્વ દંડને ધારણ કરનારા, મૃગવ્યાધ, મ્હોટા, ધનુર્ધારિ, ભવ, ઉત્તમ, ચંદ્રના સરખાં મુખવાળા, સિદ્ધમંત્રરૂપ, ચક્ષુરૂપ, હિરણ્યબાહુ, ઉગ્ર, દિશાઓના પતિ, નાગરૂપ, ગોષ્ઠ ( નેસડા ) રૂપ, સિદ્ધમંત્રરૂપ, વૃષ્ણિરૂપ, પશુઓના પતિ અને ભૂતોના પતિ એવા શિવને નમિ વૃષરૂપ, માતૃઓના ભક્ત, સેનાપતિ, મધ્યમ, સ્રુવ જેના હાથમાં છે એવા, પતિ, ધનુર્ધારિ, ભૃગુ કુળમાં થયેલા, અજન્મા, કૃષ્ણનેત્ર, રૂપરહિત ઇંદ્રિઓવાળા, તીક્ષ્ણ દાઢવાળા, તીક્ષ્ણ અગ્નિરૂપ મુખવાળા, મ્હોટી કાંતિવાળા, અંગરહિત, સર્વરૂપ, મનુષ્યોના પતિ,

વિલોહિત, દીપ્ત, દીપ્ત નેત્રવાળા, મ્હોટા પ્રકાશવાળા, વસુ જેના વીર્યમાં છે એવા, સુંદર શરીરવાળા, વિશાલ, ચર્મરૂપ વસ્ત્રવાળા, કપાલોની માલાવાળા, સુવર્ણના મુકુટવાળા, મહાદેવ, કૃષ્ણરૂપ, ત્રિનેત્ર, અઘરહિત, ક્રોધિ, અક્રૂર, કોમળ, બાહુથી શોભનાર, દંડવાળા, તપ કરનાર, અક્રૂર કર્મવાળા, હજારો મસ્તકવાળા, હજારો ચરણવાળા, સ્વધારૂપ, દાઢવાળા પ્રાણિરૂપ અને બહુ રૂપવાળા એવા શંકરને નમન કરી પિનાકને ધારનારા, મ્હોટા દેવ, મહા યોગિ, અવિનાશિ, ત્રિશૂળ જેના હાથમાં છે એવા, વરને આપનાર ત્રણ નેત્રવાળા, ભુવનોના ઇશ્વિર, ત્રિપુરને હણનાર ત્રણ નયનવાળા, ત્રણ લોકના ઇશિ, મ્હોટાં ઓજ ( કાંતિ ) વાળા, સર્વ પ્રાણિયોના જન્મરૂપ, ધારણરૂપ, ધરતીને ધારણ કરનાર, ઇશ્વિર, શંકર, સર્વ, શિવ, વિશ્વના ઇશ્વિર, ભવ, ઉમાના પતિ, પશુઓના પતિ, વિશ્વરૂપ, મહેશ્વર, વિરૂપાક્ષ, દશ ભુજાઓવાળા, પોઠિયો જેની ધ્વજામાં છે એવા, ઉગ્ર, સ્થિર, શિવ, ભયંકર, શર્વ, ગૌરીનાપતિ, સમર્થ, નીલકંઠ, જન્મરહિત, શુક્ર, પૃથુરૂપ, પૃથુને હરનાર, વર, વિશ્વરૂપ, રૂપરહિત નેત્રવાળા, બંહુરૂપિ, પાર્વતીનાપતિ, કામદેવનાં અંગને હરનારા અને દુઃખને હરનારા દેવ, ચાર મુખવાળા, મહાદેવને મસ્તકવડે પ્રણામ કરી શરણે આવેલાની તે રક્ષા કરે છે માટે તેને શરણ જાઓ. હે દિવ્ય તેજવાળા રાજા, આ પ્રમાણે વેગરૂપ, મહાત્મા, તે મહાદેવ પ્રત્યે નમસ્કાર કરવાથી તે સુવર્ણને પામીશ. વળી જે સુવર્ણને લેનારા નરો છે તેઓ પણ ત્યાં જાય; આવી રીતે તેણે કહેલા તે કરંધમના પુત્રના પુત્રે તે વચન સ્વીકાર્યું. ત્યારપછી મનુષ્યોથી ન બને તેવો સર્વ યજ્ઞનો વિધિ કર્યો. ત્યાં શિલ્પિ (કારિગરો ) એ સુવર્ણનાં પાત્રો કર્યાં તે ( આ ) મરૂત્ત રાજાની દેવોથી અધિક સમૃદ્ધિ. સાંભળી બૃહસ્પતિ અતિ સંતાપ કરવા લાગ્યા, જરૂર વસુવાળો સંવર્ત્ત મારો શત્રુ થશે, આ કારણથી સંતાપ કરનારા તે (બૃહસ્પતિ) અતિ નિસ્તેજપણાને તથા દુબળાપણાને પામ્યા ને બૃહસ્પતિને અતિ સંતાપ પામેલા સાંભળી, દેવોના રાજા ( ઇંદ્ર ) દેવતાઓ સહિત, તેને મળી તે વખતે આ વચન બોલ્યા.

तंश्रुत्वामृशसन्तप्तंदेवराजोबृहस्पतिम् ।
अधिगम्यामरवृतःप्रोवाचेदंवचस्तदा ॥३८॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये अष्टमो ऽध्यायः ॥ ८ ॥

इन्द्रउवाच ॥ कच्चित्सुखंस्वपिषित्वंबृहस्पतेकच्चिन्मनोज्ञाःपरिचारकास्ते।
कच्चिद्देवानांसुखकामोऽसिविप्रकच्चिद्देवास्त्वांपरिपालयन्ति ॥१॥

ઇંદ્ર બોલ્યો—હે બૃહસ્પતિ, કેમ તમે સુખે સુવો છો? કેમ તમારા સેવકો મનને જાણનારા છે? હે વિપ્ર, શું તમે દેવોનાં સુખને ઈચ્છનારા છો અને શું દેવો તમને પાળે છે? બૃહસ્પતિ બોલ્યા—હે દેવોના રાજા, હું સુખથી શય્યામાં પોઢું છું. મારા નોકરો મનને જાણનારા છે, તેમ હું નિત્ય દેવોનાં સુખની કામનાવાળો છું અને દેવતાઓ મને અત્યંત પાળે છે. ઈંદ્રે કહ્યું—હે બ્રાહ્મણ, તમને ક્યાંથી! મનથી થયેલું અથવા દેહથી થયેલું દુઃખ છે અને તમે આજ ક્યાંથી ! નિસ્તેજ તથા ફીકા થઈ ગયેલા છો તેટલા વખતમાં મને એઓને કહો કે જેટલા સમયમાં હું તમારા સર્વ દુઃખ કરનારાઓને હણું. બૃહસ્પતિ બોલ્યા—હે ઈંદ્રિ, ઉત્તમ દક્ષિણા (દાન) વાળા યજ્ઞથી મરુત્ત રાજા યજ્ઞ કરનારો કહેવાય છે અને સંવર્ત્ત તેને યજન કરાવે છે એવું મેં સાંભળ્યુ છે માટે તે તેને ન યજ્ઞ કરાવે તે ઇચ્છુંછું. ઈંદ્રે કહ્યું—હે વિપ્ર, જે તમે સર્વ કામનાઓને પામ્યા છો, દેવોના મંત્ર (વિચારીને) જાણનારા સારા પુરોહિત છો. વળી જરા અને મૃત્યુ એ બે તમને તજી ગયા છે ત્યારે હે વિપ્ર, આજ તમને સંવર્ત્ત શું કરી શકશે? બૃહસ્પતિ બોલ્યા—દેવો સહિત એવા તમે અસુરોને હણી બાળકો વગેરે સહિત તેઓને હણવા ઈચ્છોછો. વળી જેને જેને સમૃદ્ધિવાળો જુવોછો તે તે વિષે તમને દુઃખ થાય છે માટે શત્રુઓમાં જે સમૃદ્ધિનો ભાવ છે તે દુઃખરૂપ છે. આ કારણથી હે દેવોના ઈંદ્રિ મઘવન્, મારો શત્રુ વધે છે તે સાંભળી નિસ્તેજ થયો છું માટે સંવર્ત્તને નિયમમાં રાખો કે રાજા મરુત્તને નિયમમાં રાખો, ઈંદ્રે કહ્યું—હે અગ્નિ, અહિં આવો અને મારા મોકલેલા તમે બૃહસ્પતિને મરુત્ત પાસે લેઈ જાઓ અને આવું કહો કે આ બૃહસ્પતિજ તમને યજન કરાવશે તથા અમર ( મૃત્યુ રહિત ) કરશે. અગ્નિએ કહ્યું—હે ઈંદ્રિ, આજ હું બૃહસ્પતિને મરુત્તને અર્પવા ઈંદ્રની વાણીને સત્ય કરવા તથા બૃહસ્પતિની સેવા કરવાની ઇચ્છાથી દૂત થઈ જાઉંછું. વ્યાસ બોલ્યા—આમ કહ્યા પછી મહાત્મા અગ્નિ સર્વ સૈન્યોને તથા લતાઓને ન નુકસાન કરનારા, ઇચ્છાથી વસંત વિષે વર્તનારા, દિશાઓને ઓલંઘનારા વાયુની પેઠે શબ્દ કરતો ચાલ્યો. મરુત્ત બોલ્યો-હે મુનિ, આજ આશ્ચર્ય છે કે હું રૂપવાન્ વન્હિને આવેલો જોઉંછું માટે આસન, પગ ધોવા યોગ્ય જળ અને

વાણી અથવા જગ્યા પ્રાપ્ત કરો. અગ્નિએ કહ્યું—હે પાપરહિત અથવા વ્યસન રહિત, તમારા આસન તથા પગ ધોવાનાં જળને ખુશીથી સ્વીકારૂંછું પણ આપ મને ઈંદ્રે આજ્ઞા આપવાથી આવેલો દૂત સમજો. મરૂત્ત બોલ્યો--હે અગ્નિ, કેમ શ્રીમાન્, દેવતાઓનો રાજા સુખી છે? કેમ અમારા પ્રત્યે પ્રસન્ન છે અને કેમ! દેવતાઓ યથા યોગ્ય એમને વશ છે? હે દેવ, તમે સમગ્રપણાથી આ, મને કહો. અગ્નિએ કહ્યું-હે રાજેંદ્ર, ઈંદ્ર ખૂબમાં ખૂબ સુખી છે અને તે તમારી સાથે અજર (જીર્ણ ન થાય એવી) પ્રીતિ કરવા ઇચ્છેછે. દેવો સર્વ તેને વશ રહેલા છે. હે રાજન્, જે માટે મને તમારી પાસે મોકલેલો છે તે તમે દેવરાજા (ઈંદ્ર) નો સંદેશો મારાથી સાંભળો. બૃહસ્પતિને મરૂત્તને અર્પવા મને મોકલ્યો છે કે જેથી હે નૃપ, આ (બૃહસ્પતિ) ગુરૂ થઇ તમને યજન કરાવે અને મરણ ધર્મવાળા મનુષ્ય છતાં તમને અમર (મૃત્યુ રહિત) કરે. મરૂત્ત બોલ્યો—હું આ તે બૃહસ્પતિની પાસે બે હાથ જોડુંછું કે આ સંવર્ત્ત બ્રાહ્મણ મને યજ્ઞ કરાવશે, એ મહેંદ્રને યજન કરાવી મરણ ધર્મવાન્ હુંછું તેને યજ્ઞ કરાવતાં આજ અવશ્ય શોભે નહિ. અગ્નિએ કહ્યું—જો એ બૃહસ્પતિ તમને યજન કરાવશે તો તમે દેવોના રાજાની પ્રસન્નતાથી દેવલોકમાં જે મ્હોટા લોક છે તેઓને જરૂર પામશો અને જરૂર કીર્ત્તિમાન્ થઇ તમે સ્વર્ગને જીતશો. વળી હે નરોના ઈંદ્ર, જો બૃહસ્પતિ તમને યજ્ઞ કરાવશે તો જે મનુષ્ય લોકો, જે મ્હોટા દેવલોકો અને જે પ્રજાપતિના લોકો છે તે તે અને સઘળું દેવતાઓનું રાજ્ય જીતેલું થશે. સંવર્ત્ત બોલ્યા—હે પાવક (અગ્નિ), તમારે ફરીને કોઈરીતે પણ મરૂત્ત પાસે બૃહસ્પપતિને અર્પણ કરવા આવવું નહિ, જો આવશો તો તમારે જાણવું કે ક્રોધ પામેલો હું ભયંકર નેત્રથી તમને બાળી નાખીશ. વ્યાસ બોલ્યા--આવું સાંભળ્યા પછી બળવાથી બીનેલ, અને પીપળાનાં પાનની પેઠે વ્યથા પામેલો ચાલી નિકળ્યો. તેને આવેલો જોઇ મહાત્મા ઈંદ્ર બૃહસ્પતિની સમીપમાં અગ્નિને પૂછવા લાગ્યા. હે અગ્નિ, મરૂત્તની પાસે બૃહસ્પતિને અર્પણ કરવા મારા મોકલેલા જે તમે ગયા હતા તે, યજ્ઞ કરનારા તે રાજાએ શું કહ્યું? કેમ આપણું તે વચન ગ્રહણ કરે છે? અગ્નિએ કહ્યું—મરૂત્ત તમારી વાણી પસંદ કરતો નથી. તેણે બૃહસ્પતિને બે હાથ જોડેલા છે અને કહ્યું છે કે મને સંવર્ત્ત યજ્ઞ કરાવશે. જ્યારે મેં ફરી ફરીને યાચના કરી ત્યારે તેણે આ વચન કહ્યું કે હું તેની સાથે સલાહ કરવાથી જે મ્હોટા, મનુષ્યના, દેવના અને પ્રજાપતિના લોક છે તેઓને પામું, આ રીતે

જાણનાર છું તોપણ એમ ઇચ્છતો નથી. ઇંદ્ર કહેવા માંડ્યું—ફરી તમે જઈ રાજાને મળી મારૂં સ્વાર્થવાળું વાક્ય પોચાડો. જો ફરી તમે કહેલો તે વચન નહિ કરે તો હું તે તરફ વજ્રનો પ્રહાર કરિશ. અગ્નિએ કહ્યું—હે ઇંદ્ર, આ ગંધર્વોનો રાજા ત્યાં જાય, હું ત્યાં જવા ભય પામું છું; કેમકે ક્રોધ પામેલા ઉગ્ર રોષવાળા બ્રહ્મચર્ય આચરનારા, સંવર્ત્તે મને કહેલું છે કે જો ફરીને મરુત્ત પાસે બૃહસ્પતિને દેવા કોઈ પણ રીતે આવિશ તો અતિ ક્રોધ પામેલો હું દારૂણ નેત્રથી તને બાળી નાખીશ માટે હે ઇંદ્ર, આ રીતે તમે પણ એથી વાકેફગાર થાઓ. ઇંદ્રે કહ્યું—હે અગ્નિ તમેજ બીજાઓને બાળો છો અને તમારાથી બીજો ભસ્મ કરનાર નથી, હે હોમવાનાં દ્રવ્યને ધારણ કરનાર તમારા સ્પર્શથી સર્વ લોક ડરે છે માટે તમે શ્રદ્ધા (વિશ્વાસ) ન આવે એવું કહો છો. અગ્નિએ કહ્યું—હે દેવોના ઇંદ્રિ શક્ર, તમે પોતાના બળથીજ સર્વ પૃથ્વી અને સ્વર્ગને વીંટી વળો છો આવા પ્રકારના આપ અહિં છો તે છતાં પૂર્વે કેમ! જે વૃત્રાસુર હતો એ સ્વર્ગને હરિ ગયો હતો. ઇંદ્રિ કહ્યું—હે અગ્નિ, હું પર્વતને મક્ષિકાના આકારવાળો, અણુ [ સૂક્ષ્મ ] કરિ શકું છું. શત્રુના સોમ ( સોમવલ્લીના રસ ) ને પીતો નથી અને ક્ષીણ શક્તિવાળા વિષે વજ્ર મારતો નથી ત્યારે કયો! માણસ સુખ માટે મને પ્રહાર કરે? જ્યારે હું કાલકેય નામના દાનવોને અંતરિક્ષથી આકર્ષણ કરી પૃથ્વીમાં પોચાડીશકુ અને પ્રહ્લાદને સ્વર્ગની સમાપ્તિને પ્રાપ્ત કરિશકુ ત્યારે કયો માનવ સુખ સારૂ મને પ્રહાર કરિશકે? અગ્નિએ કહ્યું—હે મહેંદ્ર, જેમાં શર્યાતિ રાજાને યજન કરાવવાના એવા એક ચ્યવન ઋષિએ બે અશ્વિની કુમારો સહિત સોમ ગ્રહણ કરયો હતો અને આગળ ક્રોધ પામેલા તમે તેને ના પાડતા હતા, તે શર્યાતિના યજ્ઞને યાદ કરો. વળી હે ઇંદ્રિ, તમે અતિ ઘોર વજ્ર ગ્રહણ કરી ચ્યવનની તરફ પ્રહાર કરયો હતો અને ક્રોધ થવાથી તે બ્રાહ્મણે વજ્ર સહિત તમારો હાથ તપે કરી થંભિ રાખ્યો હતો. તે પછી રોષથી ફરીને તેણે સર્વથી ભયંકર રૂપવાળો, તમારો શત્રુ, મદ નામે અસુર ઉત્પન્ન કરયો કે જે વિશ્વરૂપને જોઇ તમે નેત્રો વીંચી ગયા. જે મોટા દાનવની એક દાઢી પૃથ્વીમાં રહેલી અને એક સ્વર્ગ પ્રત્યે ગયેલી હતી. અતિ તીક્ષ્ણ, સો યોજન જેવડા ઘોર રૂપવાળા હજાર દાંત થયા હતા અને ગોળ, સ્થૂળ, તથા રૂપાના થાંભલા સરખા રંગવાળી, બસો યોજન જેવડી ચાર દાઢ હતી તે દાંત પીસતો હણવાની ઇચ્છાથી ઘોર શૂલ ઉગામી જ્યારે તમારા તરફ દોડયો ત્યારે તમે ઘોર રૂપવાળા તે અસુરને, અને સર્વ બીજાઓ દર્શન કરવા યોગ્ય

એવા તમોને જોવા લાગ્યા. હે દાનવોને હણનાર, જેથી બીનેલા તમે બે હાથ જોડનાર બની મહર્ષિને શરણ આવ્યા માટે હે ઈંદ્ર, ક્ષત્રિયોના બળથી બ્રાહ્મણોનું બળ અતિ ભારે છે અને બ્રાહ્મણથી કશું બીજું અતિ ભારે નથી. આ રીતે બ્રાહ્મણનાં તેજને યથા યોગ્ય જાણનાર જે છું તે હું સંવર્ત્તને જીતવા ઇચ્છિતો નથી.

क्षात्राद्बलाद्ब्रह्मबलंगरीयोनब्रह्मतःकिञ्चिदन्यद्गरीयः।
सोहंजानन्ब्रह्मतेजोयथावन्नसम्वर्त्तंजेतुमिच्छामिशक्र ॥ ३७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये नवमोऽध्यायः ॥ ९ ॥

---

इन्द्रउवाच ॥ एवमेतद्ब्रह्मबलंगरीयोनब्राह्मणात्किञ्चिदन्यद्गरीयः।
आविक्षितस्यतुबलंनमृष्येवज्रमस्मैप्रहरिष्यामिघोरम् ॥ १ ॥

ઇંદ્રે કહ્યું—આ પ્રમાણે જે બ્રાહ્મણનું બળ છે એ અતિ શ્રેષ્ઠ છે અને બ્રાહ્મણથી બીજું કશું અતિ શ્રેષ્ઠ નથી તોપણ અવિક્ષિતના પુત્ર મરૂત્તનું બળ સહન નહિ કરૂં અને એ તરફ ભયંકર વજ્રનો પ્રહાર કરિશ. હે ધૃતરાષ્ટ્ર, મારા મોકલેલા તમે મરૂત્ત પાસે જાઓ અને સંવર્ત્તની સાથે મળેલા તેને કહો કે હે રાજન્, તમે બૃહસ્પતિને ગુરૂ કરો અથવા હું તમને ઘોર વજ્રનો પ્રહાર કરીશ. વ્યાસ બોલ્યા—આ સાંભળ્યા પછી જઇને ધૃતરાષ્ટ્રે રાજાને ઇંદ્રનું આ વચન કહ્યું. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે નરોના ઇંદ્ર મને કહેવાની ઇચ્છાથી આવેલો ધૃતરાષ્ટ્ર નામનો ગંધર્વ જાણો. હે રાજસિંહ મહાત્મા, લોકોના અધિપતિ ઇંદ્રે જે કહ્યું છે તે ઇંદ્રનું વાક્ય મારાથી સાંભળો. અચિંત્ય કર્મવાળા ઇંદ્રે આ એટલુંજ કહ્યું છે કે તમે બૃહસ્પતિને યજ્ઞ કરાવનાર પસંદ કરો, અથવા જો આ વચન નહિ કરો તો તમને ઘોર વજ્રનો પ્રહાર કરિશ. મરૂત્ત બોલ્યો—શત્રુઓનાં નગરોને નાશ પમાડનાર ઇંદ્ર, વિશ્વેદેવો, વસુઓ, અશ્વિની કુમાર અને તમે આ તો જાણો છો કે મિત્રનો દ્રોહ કરવામાં પ્રાયશ્ચિત્ત નથી અને જગત્માં તે મ્હોટું પાપ બ્રહ્મહત્યાની બરોબર છે, માટે હે રાજન, બૃહસ્પતિ વજ્ર ધારિયોમાં અતિ શ્રેષ્ઠ, અને દેવોમાં શ્રેષ્ઠ મહેંદ્રને યજ્ઞ કરાવો; મને તો હાલ સંવર્ત્ત યજ્ઞ કરાવશે, આથી તમારૂં અથવા તેનું વાક્ય પસંદ કરતો નથી. ગંધર્વે કહ્યું—હે રાજસિંહ, આકાશમાં ગર્જના કરનારા ઇંદ્રનો ભયંકર શબ્દ સાં-

ભળો. હે રાજન્, ખુલ્લી રીતે મહેંદ્ર તમારા તરફ વજ્ર નાંખશે માટે આ વખત છે, હજી ક્ષેમનો વિચાર કરો. વ્યાસ બોલ્યા—હે રાજન્, આ રીતે ધૃતરાષ્ટ્ર કહેલો તે ગર્જના કરનારા ઇંદ્રનો નાદ સાંભળી નિત્ય તપસ્વિ, ધર્મના જાણનારાઓમાં શ્રેષ્ઠ તે સંવર્તને કાર્ય નિવેદન કરવા લાગ્યો. મરૂત્ત બોલ્યો—હે બ્રાહ્મણોમાં મુખ્ય, સમીપમાં આ આત્માને દુ:ખ પામતો જુઓ. વળી તે કારણથી દૂર માર્ગ, હાલ દેખાતો નથી. હે બ્રાહ્મણોના ઇંદ્ર, હું તમારાથી સુખ પામિશ માટે અભય આપો, આ દશ દિશાઓને દીપાવતો વજ્રવાળો ઇંદ્રજ આવે છે અને મનુષ્યના નહિ એવા શબ્દથી આપણા સભાસદો (યાજ્ઞિકો) ત્રાસ પામ્યા છે. સંવર્ત્ત બોલ્યા—હે રાજાઓમાં શ્રેષ્ઠ, તમારી ઇંદ્રથી થતી બીક નાશ પામો, હું થોડી વારમાંજ સ્તંભન કરનારી વિદ્યાવડે આ અતિ ઘોર ભયને નાશ પમાડિશ, માટે જાણનારા તમે આના પરાભવથી ડરો માં. હે નૃપ, હું સ્તંભન કરવાનો છું માટે તમે ઇંદ્રથી ભય ન પામો. મેં સર્વ દેવતાઓનાં આયુધોને ક્ષીણ કરયાં છે; વજ્ર દિશાઓને પામો, વાયુ આવો, વૃષ્ટિ થઇને વનોમાં વર્ષો, અને જળ ચાલો અથવા ભીંજવો, અંતરિક્ષમાં વૃથા વીજળી દેખાય છે પણ તમે ડરો માં, અથવા દેવ, અગ્નિ સર્વ તરફથી તમારી રક્ષા કરો કે ઇંદ્ર સર્વ કામનાઓને વર્ષો તથા જળના પ્રવાહોથી ભિંજાતું, મહા ઘોર વજ્ર વધ કરવા સ્થાપન કરો. મરૂત્ત બોલ્યો—હે વિપ્ર, મ્હોટા અવાજવાળો વાયુ સહિત આ ભયંકર વજ્રનો શબ્દ સંભળાય છે, મારો આત્મા વારંવાર અતિ વ્યથા પામે છે અને આજ મારૂં સ્વસ્થપણું નથી. સંવર્ત્ત બોલ્યા—હે નરોના ઇંદ્ર, હું વાયુ થઇને વજ્રને હણું છું માટે ઉગ્ર વજ્રથી તમારી બીક આજ જતી રહો તથા ભયને તજી તમે બીજો વર માગો, હું તમારી કયી ઇચ્છા મનથી સિદ્ધ કરૂં? મરૂત્ત બોલ્યો—હે વિપ્ર, ઝટ ઇંદ્ર સાક્ષાત્ (પ્રત્યક્ષ) આવો અને યજ્ઞમાં ઘૃતને ગ્રહણ કરો, તેમ દેવતાઓ પોતપોતાનાં સ્થાનકને સેવો અને હોમેલાં પદાર્થ તથા સોમને ગ્રહણ કરો. સંવર્ત્ત બોલ્યા—હે રાજન્, મેં આજ મંત્રથી બોલાવેલા, ત્વરાવાન્, સર્વ દેવોએ સ્તુતિ કરાતો આ ઇંદ્ર ઘોડાઓથી આ યજ્ઞ પ્રત્યે આવે છે, એ મંત્રવડે શિથિલ થયેલ શરીરવાળા ઇંદ્રને જુઓ. આમ કહ્યા પછી દેવો સહિત એવો દેવોનો રાજા ઘોડાઓમાં મુખ્ય એવા તે નીલ ઘોડાઓને રથમાં જોડી પછીથી પ્રમાણમાં ન આવે એવા, અવિક્ષિતના પુત્ર મરૂત્ત રાજાના યજ્ઞ પ્રત્યે સોમને પીવાની ઇચ્છાથી આવ્યો અને પુરોહિત સહિત મરૂ-

ત્ત દેવોના સમૂહો સહિત આવતા તે ઇંદ્રિ પ્રત્યે ઉભો થઇ સામો ગયો અને પ્રસન્ન થતાં તેણે શાસ્ત્રને અનુસરી વિધિ પ્રમાણે દેવરાજાની ઉત્તમ પૂજા કરી. સંવર્ત્ત બોલ્યા—હે વિદ્વન્ ઇંદ્રિ, તમારૂં ઠીક આવવું થયું, તમારા સમીપ રહેવાથી આ યજ્ઞ અધિક શોભે છે. હે બલિ તથા વૃત્રાસુરને મારનાર ઇંદ્રિ, મેં ખાંડી તૈયાર કરેલા સોમનું ખૂબ પાન કરો. મરૂત્ત બોલ્યો—હે સુરોના ઇંદ્રિ બ્રાહ્મણોમાં મુખ્ય આ બૃહસ્પતિનો ન્હાનોભાઇ ( સંવર્ત્ત ) મારો યજ્ઞ કરે-છે, તે યજ્ઞ આજ પ્રાપ્ત થયો, મારૂં જીવિત સફળ થયું, તમે કલ્યાણ અથવા સુખથી મને જુવો ને તમારા પ્રત્યે મારા નમસ્કાર થાઓ. ઇંદ્રે કહ્યું–હે નરોના ઇંદ્રિ, જેના બોલાવ્યાથી હું આવ્યો છું તે આ તમારા ગુરૂને, તપરૂપ ધનવાળા, બૃહસ્પતિના ન્હાનાભાઇ અને તીવ્ર તેજવાળા માનું છું, આજ મારી તમારે વિષે પ્રીતિ થઇ છે તથા ક્રોધ નાશ પામ્યો છે. સંવર્ત્ત બોલ્યા–હે-દેવરાજ, જો તમે પ્રીતિમાન્ છો તો તેથી તમે પોતે યજ્ઞમાં વિધિની આજ્ઞા કરો. હે સુરોના ઇંદ્રિ, પોતે સર્વ ભાગ કરો અને હે દેવ આ સર્વ લોક જાણો. વ્યાસ બોલ્યા—આવી રીતે અંગિરાના પુત્ર સંવર્ત્તે કહેલા ઇંદ્રે પોતેજ દેવોને આજ્ઞા કરી કે આસ્ચર્યરૂપ થયેલ, સમૃદ્ધિવાળી, ઉત્તમ હજારો સભા, આ વરૂથો, ગંધર્વો તથા અપ્સરાઓ માટે કલ્પેલા સ્તંભો અને પગથિયાંઓવાળાં સ્થાનો શીઘ્ર કરો કે જેમાં સઘળી અપ્સરાઓ નૃત્ય કરિ શકે. તેમજ સ્વર્ગની ઉપમા અપાય એવો યજ્ઞનો માર્ગ કરો. આ પ્રમાણે કહેલા તે પ્રખ્યાત દેવતાઓ ઇંદ્રિના કહેવાથી જલદી કરવા લાગ્યા. તે પછી હે નરોના ઇંદ્રિ હે રાજન્, પ્રીતિવાળો અને માન અપાતો એવો ઇંદ્રિ મરૂત્ત રાજાને વાક્ય કહેવા લાગ્યો. હે નરોના ઇંદ્ર હે રાજન્, તમારી સાથે અહિં મળેલો આ હું જે બીજા તમારા પૂર્વજો છે તેઓ અને હે રાજન્, પ્રસન્ન થતા બીજા સર્વ દેવતાઓ તમારે અર્થે હવિ [ ઘૃત]ને ગ્રહણ કરો. હે રાજન્, ઉત્તમ બ્રાહ્મણો અગ્નિ માટે રૂધિરનું આલંભન [નાશ અથવા પ્રોક્ષણ] કરો. બહુ રૂપવાળા વિશ્વદેવ માટે શ્યામ, પવિત્ર, હાલતા શિશ્ન [ લિંગ ] વાળા, અર્પેલા બળદનું આલંભન [મંત્ર ભણી નાશ કે પ્રોક્ષણ] કરો. આમ કહ્યાપછી હે રાજન્ તેનો યજ્ઞ વૃદ્ધિ પામ્યો કે જેમાં દેવો પોતે અન્ન લેવા લાગ્યા ને જેમાં બ્રાહ્મણોએ માનેલ, ઘોડાઓવાળો, દેવોનો રાજા ઇંદ્રિ સભાસદ થયો હતો. તે પછી ચૈત્ય નામના સ્થાનમાં રહેલો, મહાત્મા, મંત્રની પેઠે અતિ પ્રસિદ્ધ સંવર્ત્ત જેમ પ્રકાશ પામેલો બીજો અગ્નિ હોય તેમ ઉંચે સ્વરે દેવોને બોલાવતો હવિને હોમવા લાગ્યો. ત્યાર પછી ઉત્તમ સોમનું પાન કરી બલિ-

નો ભેદનાર ઇંદ્ર અને જે બીજાઓ સોમનું પાન કરનારા દેવોના સમુદાય હતા તે સર્વ, રાજાએ સુખ પ્રમાણે તૃપ્ત કરેલા, પ્રીતિમાન્, અને અનુજ્ઞા આપેલા ચાલી નિકળ્યા. તે પછી હર્ષ પામેલા રાજાએ ઠેકાણે ઠેકાણે સુવર્ણના ઢગલાઓ કરાવ્યા અને બ્રાહ્મણોને ઘણું ધન આપતો એવો શત્રુને હણનારો તે કુબેરની પેઠે શોભવા લાગ્યો. તે થયા પછી ઉત્સાહ પ્રમાણે જૂદા જૂદા પ્રકારનું ધન રાખી ખજાનો કરાવી ગુરૂએ આજ્ઞા આપેલો નિવૃત્તિ પામી સમુદ્રરૂપ છેડાવાળી સકળ પૃથ્વીને આજ્ઞામાં રાખવા લાગ્યો. હે નરેંદ્ર, આવા ગુણવાળો તે રાજા આ લોકમાં થયો હતો કે જેના યજ્ઞમાં તે ઘણું સુવર્ણ હતું. તમે તે ધન લઇ પિતૃનાં દાનોથી તૃપ્ત કરતા દેવોને યજો. વૈશંપાયન બોલ્યા—પછી સત્યવતીના પુત્ર વ્યાસનું વચન સાંભળી પ્રસન્ન રૂપવાળા, પાંડુના પુત્ર રાજા યુધિષ્ઠિર તે ધને કરી યજ્ઞ કરવા મન કરતા થયા અને ફરી તે પછી અમાત્યો [કાર્યભારિઓ] ની સાથે વિચાર કરવા લાગ્યા.

ततोराजापाण्डवोहृष्टरूपःश्रुत्वावाक्यंसत्यवत्याःसुतस्य ।
मनश्चक्रेतेनवित्तेनयष्टुंततोऽमात्यैर्मन्त्रयामासभूयः ॥ ३७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि सम्वर्त्तमरुत्तीये दशमोऽध्यायः ॥ १० ॥

---

**वैशंपायनउवाच** ॥ इत्युक्तेनृपतौतस्मिन्व्यासेनाद्भुतकर्मणा ।
वासुदेवोमहातेजास्ततोवचनमाददे ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—અદ્‌ભુત કર્મવાળા વ્યાસે તે રાજાને આ પ્રમાણે કહ્યું ત્યારે મહા તેજસ્વી, વસુદેવના પુત્ર કૃષ્ણ વચન કહેવા લાગ્યા. રાહુએ પીડેલા સૂર્યની પેઠે અને ધૂમસહિત એવા અગ્નિની પેઠે દીન મનવાળા તે, કુંતીના પુત્ર રાજા યુધિષ્ઠિરને જેના જ્ઞાતિ બાંધવો નાશ પામેલા છે એવા તથા વૈરાગ્ય પામેલા મનવાળા જાણી વૃષ્ણિના કુળને ધારણ કરનારા કૃષ્ણે ધર્મના પુત્રને આશ્વાસના કરતાં કહેવાનો આરંભ કર્યો. વસુદેવના પુત્ર બોલ્યા—સર્વ કપટ (કામ વગેરે) મૃત્યુનાં સ્થાનરૂપ છે અને સરલતા (શાંતિ વગેરે) બ્રહ્મનાં સ્થાનરૂપ છે, એટલો જ્ઞાનનો વિષય છે તેમાં પ્રલાપ (વૈધારે વદવું) શું ! કરશે ? તમે કર્મ કરેલુંજ નથી અને તમે શત્રુઓને જીતેલાજ નથી. જે શરીરમાં રહેલો પોતાનો શત્રુ છે તેને તમે કેમ નથી જા-

ણુના?આ વિષયમાં ઈંદ્રિનું[1] વૃત્રની[2] સાથે જેમ યુદ્ધ થયું હતું તેમ ધર્મને અનુસરી સાંભળ્યા પ્રમાણે હું તમને કહુંછું. હે નરોના અધિપતિ, પૂર્વે જ્યારે વૃત્રવડે પૃથ્વી[3] વ્યાપ્ત થઇ અને ગંધના વિષયરૂપ પૃથ્વીને[4] હરિ ત્યારે પૃથ્વીના હરણ થવાથી દુર્ગંધવાળો દેશ[5] થયો. આ રીતે ગંધના વિષય (પૃથ્વી)ને હરવાથી વૃત્રથી વ્યાપેલી પૃથ્વીને જોઇ તે સો યજ્ઞ કરનારો (ઇંદ્રિ) ક્રોધ પામ્યો. નિરંતર ક્રોધ પામેલા તેણે વૃત્રની તરફ ઘોર વજ્ર[6] ફેંકયું. આમ ઘણાં તેજવાળા ઈંદ્રે વજ્રવડે અતિ ઘણો વધ કરાતો તે ઝટ જળ[7]પ્રત્યે પ્રવેશ કરવા લાગ્યો. પછી તેણે તેના વિષયને[8] ગ્રહણ કર્યો. જ્યારે જળને વૃત્રે ગ્રહણ કર્યું અને રસરૂપ વિષય (દેશ)ને હર્યો ત્યારે અતિ ક્રોધ પામેલા, સો યજ્ઞ કરનારા ઈંદ્રે તે વિષે વજ્ર નાંખ્યું. માપી ન શકાય તેવા તેજવાળા ઈંદ્રે તે (જળ)માં વજ્રથી વધ કરાતો તે તુર્ત તેજ[9] પ્રત્યે પેઠો અને તેનો વિષય તેણે ગ્રહણ કર્યો. જ્યારે તેજ વૃત્રવડે વ્યાપ્ત થયું અને તેણે રૂપરૂપિ વિષયને હર્યો ત્યારે અતિ કોપેલા સો યજ્ઞવાળા ઈંદ્રે તેના વિષે વજ્ર ફેંકયું. ઘણા તેજવાળા ઈંદ્રે વજ્રવડે તેમાં વધ કરાતો તે ઝટ વાયુ[10] પ્રત્યે પેઠો અને તેણે તેનો વિષય ગ્રહણ કર્યો. જ્યારે વાયુ વૃત્રવડે વ્યાપ્ત થયો અને સ્પર્શરૂપ[11] વિષયને હરણ કર્યો ત્યારે અતિ ક્રોધ પામેલા, સો યજ્ઞ કરનારા ઈંદ્રે તેના વિષે વજ્ર નાંખ્યું. અમિત તેજવાળા એ (ઈંદ્રે) વજ્રથી તેમાં વધ કરાતો તે આકાશ પ્રત્યે દોડયો અને તેનો વિષય ગ્રહણ કર્યો. પછી આકાશ જ્યારે વૃત્રરૂપ થયું અને શબ્દરૂપ વિષયને હર્યો ત્યારે અતિ કોપેલા ઈંદ્રે તે તરફ વજ્ર પાડયું. ઘણાં તેજવાળા ઈંદ્રે તે (આકાશ)માં વજ્રથી વધ કરાતો તે ઝટ ઈંદ્રિ પ્રત્યે પેઠો અને તેણે તેનો વિષય ગ્રહણ કર્યો. વૃત્રે ગ્રહણ કરેલા તે (ઇંદ્રિ)ને મ્હોટો મોહ ઉત્પન્ન થયો. હે તાત[12] વસિષ્ઠે રથંતરથી (માયારૂપદેહને જેથી તરાય એવાં હું બ્રહ્મરૂપ છું એ વાકયથી) તેને બોધ આપ્યો. તે પછી હે ભરતશ્રેષ્ઠ, સો યજ્ઞ કરનારા ઈંદ્રે અદૃશ્ય એવાં વજ્રવડે શરીરમાં રહેલા વૃત્રને માર્યો. એમ અમે અહિં સાંભળ્યું છે. હે જનોની અધિક રક્ષા કરનાર, આ ધર્મવાળું રહસ્ય

---

૧ ચિદાત્માનું. ૨ કામ વગેરે ધર્મવાળા, ચેતન તથા જડની ગાંઠરૂપ અહંકારની સાથે. ૩ સ્થૂલ શરીર. ૪ દેહ. ૫ અનાત્મ (જડ)રૂપ થયેલ બ્રહ્માંડ. ૬ વિવેક. ૭ કર્મયુક્ત, સોમ, ધૃત, પય વગેરે બહુ દ્રવ્યોથી ચંદ્ર લોકમાં ભોગ સારૂ થયેલું શરીર. ૮ દિવ્ય દેહને. ૯ તૈજસ પ્રપંચને. ૭ ૧૦ સમષ્ટિ શરીર. ૧૧ મનના વિષયોનો સંગ. ૧૨ ગુરૂએ.

ઈંદ્રે મહર્ષિઓ પાસે કહ્યું હતું, ઋષિઓએ મને કહ્યું હતું અને મારૂં કહેલુ તે તમે સમજો.

इदंधर्म्यंरहस्यंवैशक्रेणोक्तंमहर्षिषु ।
ऋषिभिश्चममप्रोक्तंतन्निबोधाद्विजोत्तम ॥ २० ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि कृष्णधर्मसम्वादेएकादशोऽध्यायः ॥ ११ ॥

---

**वासुदेवउवाच ॥** द्विविधोजायतेव्याधिःशारीरोमानसस्तथा ।
परस्परंतुयोर्जन्मनिर्द्वन्द्वंनोपपद्यते ॥१॥

વસુદેવના પુત્ર બોલ્યા—શરીરથી તથા મનથી થયેલો બે પ્રકારનો રોગ ઉત્પન્ન થાય છે તે એનો એક બીજાથી જન્મ છે પણ જોડાં રહિત ( એકલી ) ઉત્પત્તિ નથી. જે રોગ શરીરમાં થાય છે તે શરીરથી થયેલો કહેવાય છે અને જે રોગ મનમાં પેદા થાય છે તે મનથી થયેલો કહેવાય છે. હે રાજન્, ટાઢ,[1] તડકો[2] અને વાયુ આ શરીરથી થયેલા ગુણો છે, જો તે ગુણોની સમતા ( સરખાપણું ) હોય તો તે સ્વસ્થનું લક્ષણ કહેવાય છે. તડકારૂપ પિત્ત શીતરૂપ કફને બાધ કરે છે અને શીતરૂપ કફ ઉષ્ણરૂપ પિત્તનો બાધ કરે છે માટે એકની અધિકતાથી થયેલા દોષને બીજાને વધારનારાં ઔષધથી દૂર કરવો. સત્વ, રજ, અને તમ આ રીતે ત્રણ મનના ગુણો કહેલા છે. જો તે ગુણોની સમતા હોય તો સ્વસ્થનું લક્ષણ કહેવાય છે, તે ગુણોમાંના એકનો પણ વધારો થયો હોય તે વિષે વિધિ કહેવાય છે. હર્ષ શોકનો બાધ કરે છે અને શોક હર્ષનો બાધ કરે છે. કોઇ દુઃખમાં વર્તનારો ગયેલાં સુખને સંભારવા ઇચ્છે છે અને કોઈ સુખમાં વર્તતો ગયેલાં દુઃખને યાદ કરવા ચાહે છે. હે કુંતીના પુત્ર, તમે તો દુઃખવાળા નથી, દુઃખને સંભારવા ઇચ્છતા નથી અને સુખવાળા અતિ સુખને સંભારવા નથી ઇચ્છતા પણ દુઃખના વિલાસથી જે બીજું બ્રહ્મ છે તેને સંભારવા ઇચ્છો છો અથવા હે પાર્થ, જે તમે દુઃખ પામો છો એ તમારો સ્વભાવ છે, પણ પાંડવોના જોતાં સભામાં આવેલાં, એક વસ્ત્રવાળાં, અને રજસ્વલા એવાં દ્રૌપદીને જોયાં હતાં તે સંભારવા ઇચ્છતા નથી. તેમ નગર-

---

૧ કફ. ૨ પિત્ત.

થી જે બહાર કાઢવું, જે ચર્મનાં વસ્ત્ર ધારણ કરવાં અને મહારણ્યમાં વાસ કરવો તેને તમે સ્મરણ કરવા ઇચ્છતા નથી. વળી જટાસુરથી જે ક્લેશ થયો, ચિત્રસેનની સાથે યુદ્ધ થયું અને સિંધુ દેશના રાજાથી ક્લેશ થયો તેને તમે સ્મૃતિમાં લાવવા ઇચ્છતા નથી. હે પૃથાના પુત્ર, ફરીને અજાણ્યા ફરવામાં કીચકે પગવડે દ્રૌપદીને પ્રહાર કર્યો તેને તમે સંભારવા ઈચ્છતા નથી. હે શત્રુઓને દમનાર, જે તમારૂં યુદ્ધ દ્રોણાચાર્ય તથા ભીષ્મની સાથે થયું હતું અને એક મનથી લઢવું હતું તે યુદ્ધ તમને હાલ પ્રાપ્ત થયું છે માટે હે ભરતશ્રેષ્ઠ, તમારે સન્મુખ થવું યોગ્ય છે અને યોગ તથા પોતાનાં કર્મોથી અસ્પષ્ટ રૂપવાળા મનના ઉત્તમ પારરૂપ પરબ્રહ્મને પામો; જેમાં બાણ, સેવકો અને બંધુઓથી કાર્ય નથીજ અને જેમાં એક મનથી લઢવું છે તે યુદ્ધ તમારી સમીપ આવ્યું છે. હે કુંતીના પુત્ર, તે યુદ્ધ નથી જીત્યું ત્યાંસૂધી કોઈ પણ (દુઃખવાળી) અવસ્થાને પામશો અને આ (યુદ્ધ) જાણિને કૃત કૃત્ય થશો માટે આ બુદ્ધિનો નિશ્ચય કરી પ્રાણિયોની ઉત્પત્તિ તથા લયનો નિશ્ચય કરી પિતા તથા પિતામહનાં ચરિત્ર વિષે રહેલા તમે રાજ્યને યોગ્ય રીતે આજ્ઞામાં રાખો.

एतांबुद्धिंविनिश्चित्यभूतानामागतिंगतिम् ।
पितृपैतामहेवृत्तेशाधिराज्यंयथोचितम् ॥ १६ ॥
इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि कृ. द्वादशोऽध्यायः॥१२॥

---

वासुदेवउवाच ॥ नबाह्यंद्रव्यमुत्सृज्यसिद्धिर्भवतिभारत ।
शारीरंद्रव्यमुत्सृज्यसिद्धिर्भवतिवानवा ॥१॥

વસુદેવના પુત્ર બોલ્યા—હે ભરતના કુળમાં થયેલા, બહારનાં દ્રવ્યને તજવાથી સિદ્ધિ થતિ નથી પણ શરીરનાં દ્રવ્ય (કામ વગેરે)ને તજવાથી સિદ્ધિ થાય છે અથવા શુષ્ક વૈરાગ્યવાન્ વિવેક રહિત હોય તો નથી થતી. બહારનાં દ્રવ્યોથી છૂટો થયેલ, અને શરીરના પદાર્થોમાં ઇચ્છા કરતા માણસનો જે ધર્મ છે અને જે સુખ છે તે તે પ્રમાણે શત્રુઓનેજ થાઓ. બે અક્ષરનો મૃત્યુ એ શબ્દ છે અને ત્રણ અક્ષરતું સદા રહેનારૂં બ્રહ્મ છે, તેમાં મારૂં છે એ રીતે જાણવું તે મૃત્યુરૂપ થાય છે અને મારૂં નથી એમ જાણવું તે સદા રહેનારા બ્રહ્મરૂપ છે માટે હે રાજન્ બ્રહ્મ અને મૃત્યુ આત્મા વિષેજ રહેલ છે તથા ન દેખાતા એવા તે બે પ્રાણિયોને સંશય

પગર યુદ્ધ કરાવે છે. હે ભારત, જો આ (જગત્)ની સત્તા (ચેતન)નો જરૂર વિનાશ નથી તો પ્રાણિયોનાં શરીરને ભેદિને હિંસાને નથી પામતો. સ્થાવર તથા જંગમ સહિત એવી સકળ પૃથ્વીને પામી જેને મમતા નથીજ તે, તે (પૃથ્વી)થી શું કરવાનો છે? (કશું કરનાર નથી). અથવા હે પૃથાના પુત્ર, વનમાં વસતા અને વનમાં થયેલી ચીજથી જીવતા જે માણસને દ્રવ્યોમાં મમતા છે તે મૃત્યુના મુખમાં વર્ત્તે છે. હે ભારત, બહારના અને માંહેના શત્રુઓના સ્વભાવને જુઓ. આમ જાણી જે તે સ્વભાવને અનાદિ થયેલો નથી જોતો તે, મહા ભયથી (સંસારથી) મુક્ત થાય છે. આ જગત્માં જનો કામનાયુક્ત મનવાળાને વખાણતા નથી અને કોઈ પણ પ્રવૃત્તિ કામના રહિત નથી પણ હે રાજા વારંવાર જન્મના અભ્યાસ યોગથી યોગી (શુદ્ધ મનવાળો) થયેલો જે છે. અને જે કામનાથી દાન, વેદનું અધ્યયન, તપ, કામનાવાળાં વેદમાં કહેલાં કર્મો, વ્રત, યજ્ઞો, નિયમો, અને ધ્યાન યોગોને આરંભતો નથી તે પંડિત સારરૂપ મોક્ષના માર્ગવાળા યોગ (જ્ઞાન)ને જાણી વિચારથી જે કામનાઓનો સંહાર કરે છે તે સર્વ કામનાઓ મનથી થયેલ છે માટે મનને રોકવું. વળી આ લોક જે જે કામના કરે છે તે ધર્મ નથી પણ કામનાને જે નિયમમાં રાખવી (ન કરવી) તે ધર્મ અને મોક્ષનાં મૂળરૂપ છે એમ જાણવું. આ બાબતમાં પુરાણ જાણનારાઓ કામે કહેલી કથા કહે છે તે હે યુધિષ્ઠિર, સંપૂર્ણતાથી મેં કહેવાતી સાંભળો. કોઇ પણ પ્રાણી ઉપાયથી મને હણિ શકતો નથી. જે માણસ વાણી વગેરે ઈંદ્રિયોથી થાય એવાં જપ વગેરે શાસ્ત્રમાં બળ જાણી મને (કામને) હણવા યત્ન કરે છે તેના તે મનમાં હું ફરીને પ્રગટ થાઉં છું. જે જૂદી જૂદી દક્ષિણાઓવાળા યજ્ઞો કરી મને હણવા યત્ન કરે છે તેના ચિત્તમાં જેમ ધર્માત્મા જંગમ પ્રાણિયોમાં ઉત્તમ યોનિ વિષે ઉદાર રૂપથી પ્રગટ થાય છે તેમ હું ફરીને દંભ વગેરે રૂપથી પ્રકટું છું જે નિત્ય વેદ અને વેદાંતરૂપ સાધનોથી મને મારવા યત્ન કરે છે તેના મનમાં સ્થાવર પ્રાણિગોમાં અસ્પષ્ટ રૂપથી રહેલા જીવની પેઠે પ્રકટ થાઉં છું. જે સત્ય પરાક્રમવાળો યુદ્ધ અને દુઃખમાં ધીરજથી મને હણવા યત્ન કરે છે હું તેના ચિત્ત (અહંકાર)રૂપ થાઉં છું પણ તે મને જાણતો નથી. જે વખાણવા યોગ્ય વ્રતવાળો તપથી મને હણવા યત્ન કરે છે તેના તપમાં હું પાછો પ્રકટ થાઉં છું. જે પંડિત નિત્ય મુક્ત આત્માને જાણ્યા વિના મોક્ષ (તપ વગેરે) પ્રત્યે રહી મને હણવા યત્ન કરે છે તે, મોક્ષની પ્રીતિ વિષે રહેલાના ચિત્તમાં નૃત્ય કરૂં છું અ-

ને હસું છું. સનાતન, એકલો એવો હું સર્વ પ્રાણિયોએ વધ ન કરિ શકાઉં તેવો છું. આ ઉપર કહ્યું તે કારણથી હે મહારાજ તમે પણ તે કામને વિવિધ દક્ષિણાવાળા યજ્ઞોથી ધર્મ વિષે પ્રાપ્ત કરો, તેમાં તે તમારી પાસે પ્રકટ થશે. વિધિ પ્રમાણે દક્ષિણાઓવાળા અશ્વમેધથી અને બીજા જૂદા જૂદા સમૃદ્ધિવાળા, પ્રાપ્ત થયેલા દાનોવાળા યજ્ઞોથી યજન કરો. હણેલા બંધુઓને ફરી ફરી જોઇ તમને વ્યથા થાઓ માં, કેમકે જેઓ આ રણભૂમિમાં નાશ પામ્યા છે તેઓ ફરી જોઈ શકાય એવા નથી. વળી પ્રસિદ્ધ એવા તમે પ્રાપ્ત થયેલ દક્ષિણાઓવાળા, સમૃદ્ધિવાળા, મ્હોટા યજ્ઞોથી યજન કરી જગતૂમાં ઉત્તમ કીર્ત્તિ પામી ઉત્તમ ગતિ પામશો.

सत्वमिष्ट्वामहायज्ञैःसमृद्धैराप्तदक्षिणैः ।
कीर्त्तिंलोकेपरांप्राप्यगतिमग्र्यांगमिष्यसि ॥ २२ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकंपर्वणि कृष्णधर्मसम्वादे त्रयोदशो ऽध्याय ॥ १३ ॥

---

**वैशंपायनउवाच** ॥ एवंबहुविधैर्वाक्यैर्मुनिभिस्तैस्तपोधनैः ।
समाश्वस्यतराजर्षिर्हतबन्धुर्युधिष्ठिरः ॥१॥

વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે બહુ પ્રકારનાં વાક્યોથી તે તપરૂપ ધનવાળા મુનિયોએ જેના સગાઓ નાશ પામેલા છે એવા રાજઋષિ યુધિષ્ઠિરને આશ્વાસના કરી અને પોતે ભગવાન્ શ્રીકૃષ્ણે, દેવના સ્થાન સરખા કૃષ્ણદ્વૈપાયને (વ્યાસે), નારદે, ભીમસેને, નકુળે, દ્રૌપદીએ, સહદેવે, બુદ્ધિમાન્ અર્જુને, બીજા શ્રેષ્ઠ પુરૂષોએ અને શાસ્ત્રોને જાણનારા બ્રાહ્મણોએ સમજાવી શાંત કરેલા તે રાજાએ હે રાજન્ શોકથી થયેલાં દુઃખનો તથા મનથી થતા સંતાપનો ત્યાગ કર્યો. પછી ફરી તે રાજા યુધિષ્ઠિર બંધુઓનાં પ્રેત કાર્યોને કરી ધર્મમાં મન રાખી સમુદ્રરૂપિ વસ્ત્રવાળી પૃથ્વીને આજ્ઞામાં વર્તાવવા લાગ્યાં. કેવળ પોતાના રાજ્યને પામી અતિ શાંત મનવાળા, કુરૂકુળમાં જન્મેલા તે રાજા, વ્યાસ, નારદ, અને તે બીજાઓને કહેવા લાગ્યા કે પ્રથમ વૃદ્ધ અને મુનિયોમાં શ્રેષ્ઠ એવા તમોએ મને શાંત કર્યો તેથી મને અહીં સૂક્ષ્મ પણ કશું દુઃખ નથી. વળી જેણે કરી દેવોને યજવાનો છું તે દ્રવ્ય અતિ ઘણું પ્રાપ્ત થયું છે માટે આજ તમોને આગળ કરી યજ્ઞ પ્રત્યે લેઇ જઇશ. હે દ્વિજોમાં શ્રેષ્ઠ પિતામહ (વ્યાસ), તમે રક્ષા કરેલા અમે હિમાલય પ્રત્યેજઇશું;

કેમકે તે દેશ બહુ આશ્ચર્યવાળો સંભળાય છે. તેમ દેવસ્થાનરૂપ, દેવઋષિ નારદે અને ભગવાને કલ્યાણ તથા આશ્ચર્યરૂપ બહુ કહેલો છે. કોઇ પણ ભાગ્ય રહિત પુરૂષ દુઃખને પામી આવા પ્રકારના, સજ્જનોએ માનેલા, સારાં -હૃદયવાળા, ગુરૂઓને પામે નહિ, આવી રીતે રાજાએ કહેલા તે સર્વ મ્હોટા ઋષિઓ રાજાને તથા કૃષ્ણ અને અર્જુન એ બેને જણાવી સર્વેના જોતાંજ ત્યાંજ અદૃશ્યપણાને પામ્યા. પછી ધર્મના પુત્ર, સમર્થ એવા તે રાજા ત્યાંજ બેઠા. હે કુરૂઓમાં શ્રેષ્ઠ, જ્યારે ભીષ્મનો નાશ થયો ત્યારે ભીષ્મ તથા કર્ણ વગેરે કૌરવોના દેહની પાછળ બ્રાહ્મણોને મ્હોટાં દાનો આપતા, અને શૌચ કાર્યોને કરતા એવા તેઓ (પાંડવો)નો તે અતિ મોહોટો નહીં એવો કાળ એમજ ચાલ્યો ગયો. આ રીતે ધૃતરાષ્ટ્ર સહિત તેણે દેહની પાછળ આપવાનું આપ્યું. પછી બ્રાહ્મણોને બહુ ધન આપી પાંડવોમાં શ્રેષ્ઠ એવા તે ધૃતરાષ્ટ્રને આગળ કરી હસ્તિનાપુર પ્રત્યે પેઠા અને ધર્મ વિષે મનવાળા તે બુદ્ધિરૂપ નેત્રવાળા, સમર્થ, પિતા (ધૃતરાષ્ટ્ર)ને સારી રીતે આશ્વાસના કરી ભાઇયો સહિત પૃથ્વીને આજ્ઞામાં રાખવા લાગ્યા.

ससमाश्वास्यपितरंप्रज्ञाचक्षुषमीश्वरम् ।
अन्वशाद्वैसधर्मात्माष्टथिवींभ्रातृभिःसह ॥ १७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

**जनमेजयउवाच** ॥ विजितेपाण्डवैर्यैस्तुप्रशान्तेचद्विजोत्तम ।
राष्ट्रेकिंचक्रतुर्वीरौवासुदेवधनंजयौ ॥ १ ॥

જનમેજયે પૂછ્યું—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, જ્યારે પાંડવોએ દેશને જીત્યો અને તે અતિ શાંત થયો ત્યારે શૂર એવા, વસુદેવના પુત્ર કૃષ્ણ અને અર્જુન એ બે શું! કરતા હતા? વૈશંપાયને કહ્યું—હે નરોના પતિ હે રાજન્, જ્યારે પાંડવોએ જીતેલો દેશ ખૂબ શાંત હતો ત્યારે વસુદેવના પુત્ર કૃષ્ણ અને અર્જુન પ્રસન્ન હતા અને હર્ષયુક્ત એવા તેઓ સ્વર્ગમાં રહેલા, બે, દેવોના રાજાઓની પેઠે વિહાર કરતા હતા. નંદન વનમાં ફરતાં અતિ હર્ષ પામેલા અશ્વિની કુમારો હોય તેમ તે બે વિચિત્ર વનોમાં, શિખરો સહિત પર્વતોમાં, પુણ્યકારિ તીર્થોમાં, સરોવરોમાં તથા નદીયોમાં ક્રીડા કરતા હતા. વળી હે ભારત, ઇંદ્રપ્રસ્થ (આગ્રા)માં મહાત્મા એવા કૃષ્ણ અને પાંડુ પુત્ર અર્જુન ક્રીડા કરતા હતા. કોઈ વખતે તે, રમણીય સભા પ્રત્યેજઈ વિહાર કરતા

હતા. ત્યાં હે પૃથ્વીના ઈશ્વિર, સદા વારંવાર કથાના પ્રસંગમાં આશ્ચર્યકારિ, યુદ્ધની કથાઓ અને ક્લેશોને કહેતા હતા, પ્રસન્ન થતા, પુરાતન શ્રેષ્ઠ ઋષિ મહાત્મા તેઓ સદા ઋષિયો તથા દેવોના વંશોને વર્ણવતા હતા. નિશ્ચયને જાણનાર તે કેશવ ભગવાન્ મધુર, આશ્ચર્યકારી, અને આશ્ચર્યકારિ અર્થવાળાં પદોનો જેમાં નિશ્ચય કરેલો છે એવી કથાઓ પૃથાના પુત્ર અર્જુનને કહેતા હતા. શૂરના પુત્ર શ્રીકૃષ્ણ જ્ઞાતિ અને પુત્રના શોકથી સંતાપ પામેલા પૃથાના પુત્રને હજારો કથા કહી શાંત કરતા હતા. વિજ્ઞાનને જાણનારા, મહાતપસ્વી, તે શ્રીકૃષ્ણ વિધિ પ્રમાણે તેની આશ્વાસના કરી જાણે આત્માના ભારને તજી વિશ્રાંતિ પામ્યા હોય તેમ થયા. પછી કથાના અંતમાં, સુંદર વાણીથી અર્જુનને શાંત કરતા એવા ગોવિંદ ભગવાન્ કારણવાળું, આ વચન બોલ્યા—વસુદેવના પુત્ર કહેવા લાગ્યા—હે શત્રુઓને તપાવનાર અર્જુન, રાજા ધર્મના પુત્રે તમારા બાહુના બળનો આશ્રય કરી આ સઘળી પૃથ્વી જીતી. હે નરોત્તમ, ધર્મરાજા યુધિષ્ઠિર, નકુલ, સહદેવ અને ભીમસેનના સામર્થ્યથી શત્રુ રહિત થયેલી પૃથ્વીને ભોગવે છે. તેમ હે ધર્મને જાણનાર, ધર્મરાજાએ ધર્મથી શત્રુરહિત રાજ્ય મેળવ્યું છે અને ધર્મથી યુદ્ધમાં તે દુર્યોધન રાજાને હણ્યો છે. ધૃતરાષ્ટ્રના પુત્રો, દુષ્ટ મનવાળા સદા અપ્રિય બોલનારા, લોભિ, અને અધર્મમાં પ્રીતિવાળા હતા તેઓને પુત્ર વગેરે સહિત નાશ પમાડ્યા, હવે હે કુરૂકુળને ધારણ કરનાર પૃથાના પુત્ર તમે રક્ષણ કરેલા, પૃથ્વીના પતિ, રાજા ધર્મપુત્ર અતિ શાંતિ પામેલી સકળ પૃથ્વીને ભોગવે છે. વળી હું પણ હે પાંડવ, અરણ્યોમાં તમારી સાથે રમુંછું. હે શત્રુ કર્ષણ વધારે શું! કહું? જ્યાં કુંતી છે, જ્યાં રાજા ધર્મનો પુત્ર છે, જ્યાં મહા બળવાન્ ભીમ છે, જ્યાં માદ્રીના પુત્રો અને જ્યાં આ જન (આ માણસરૂપ તું) છે ત્યાં મારી ઉત્તમ પ્રીતિ છે. તેમજ હે પાપથી રહિત કૌરવ, રમણીય, પુણ્યકારિ અને સ્વર્ગના સરખા, સભાના ઉત્તમ ભાગોમાં તમારી સાથે રહેતાં અને શૂરના પુત્ર (વસુદેવ)ને, બળદેવને અને બીજા ઉત્તમ યાદવોને ન જોતાં ઘણો કાળ ગયો માટે હે પુરૂષોમાં શ્રેષ્ઠ, હે કુરૂકૂળમાં થયેલા તે હું દ્વારાવતી (દ્વારકાં) નગરી પ્રત્યે જવા ઈચ્છુંછું માટે તમને પણ મારૂં જવું ગમો, અમે તે તે શોક કરવામાં જે જે યોગ્ય હતું તે બહુ પ્રકારવાળું ભીષ્મની સાથે રાજા યુધિષ્ઠિરને કહેલું છે. પોતે પાંડવ યુધિષ્ઠિર શિખામણ આપનાર છે તોપણ અમે તેને શિખામણ આપેલી છે તથા તે સારા મહાત્માએ તે વચન ઠીક ગ્રહણ કર્યું છે. ધર્મને જાણનારા,

કરેલાંને સમજનારા, અને સત્યવાદિ એવા ધર્મના પુત્રમાં સત્ય, ધર્મ, ઉ-ત્તમ બુદ્ધિ અને સ્થિતિ નિરંતર સ્થિર છે. હે અર્જુન, જો તમને ગમે તો ત્યાં જઈ મહાત્મા, જનોના અધિપતિ યુધિષ્ઠિરને અમારા ગમન (પ્રયાણ) વાળું વચન કહો. હું પ્રાણનો ત્યાગ પ્રાપ્ત થાય તોપણ તેનું અપ્રિય કરૂં નહિ ત્યારે હે મહાબાહો, દ્વારકાંપુરી પ્રત્યે જવા ક્યાંથી ! અપ્રિય કરૂં? (ન કરૂં). હે પાર્થ હે કૌરવ્ય, હું આ ખરૂં કહુંછું, કોઈ પણ રીતે ખોટું નથી. આ સઘળું, તમારી પ્રીતિ તથા હિતની ઇચ્છાથી છે. હે અર્જુન, અહિં ર-હેવામાં મારૂં જે પ્રયોજન હતું તે પૂરૂં થયું; કેમકે રાજા ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન સૈન્યસહિત અને પોતાનાં વાક્ય કે પગલાંને અનુસરનારાઓ સહિત નાશ પામ્યો. વળી હે તાત પાંડવ, પર્વત, વન અને મ્હોટાં વનોસહિત, સમુદ્રરૂપ વલય (પોહોંચી)વાળી, બહુ પ્રકારનાં રત્નોથી વ્યાપ્ત પૃથ્વી બુદ્ધિમાન્ કુરૂઓના રાજા, ધર્મના પુત્ર યુધિષ્ઠિરના વંશમાં રહેલી છે. હે ભ-રતશ્રેષ્ઠ, ધર્મને જાણનાર, નિરંતર ભાટ ચારણ વગેરેએ સ્તુતિ કરાતા, અને બહુ સિદ્ધ તથા મહાત્માઓએ સેવાતા યુધિષ્ઠિર ધર્મથી સઘળી પૃથ્વીને પાળો. હે કુરૂઓમાં શ્રેષ્ઠ, આજ મારી સાથે ચાલી કુરૂઓને વધારનારા તે રાજાને મારૂં દ્વારકાં પ્રત્યે જવું પૂછો. હે પૃથાના પુત્ર, આ શરીર, ને મારા ઘરમાં જે ધન છે તે સદા યુધિષ્ઠિર પાસે નિવેદન કરેલું છે. વળી કુરૂઓના અધિપતિ મ્હોટી મતિવાળા યુધિષ્ઠિર સદા મારા માન્ય અને પ્રિય છે. તેમ હે નરપતિ પુત્ર, તમારા વિના મને હવે નિવાસના કારણમાં ફળ નથી; કે-મકે હે પૃથાના પુત્ર, પૃથ્વી, તમારા ગુરૂ( મ્હોટા ભાઈ), સદાચરણવાળા યુધિષ્ઠિરના હુકમમાં રહેલી છે; આ પ્રમાણે હે પૃથ્વીના ઈશ્વર જ્યારે, મહા-ત્મા શ્રીકૃષ્ણે આ વચન કહ્યું ત્યારે શ્રીકૃષ્ણને માન આપી અમિત (અથાગ) પરાક્રમવાળા તે અર્જુને દુઃખથી થાય તેમ 'ઠીક' એમ વચન કહ્યું.

इतीदमुक्तःसतदामहात्मनाजनार्दनेनामितविक्रमोर्जुनः ।
तथेतिदुःखादिववाक्यमीरयज्जनार्दनंसम्प्रतिपूज्यपार्थिव ॥३९॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि पञ्चदशोऽध्यायः ॥ १५ ॥

## ॥ आश्वमेधिकपर्वसमाप्तम् ॥

---

## ॥ अथानुगीतापर्व ॥

**जनमेजयउवाच** ॥ सभायांवसतोस्तत्रनिहत्यारीन्महात्मनोः ।
केशवार्जुनयोःकानुकथासमभवद्द्विज ॥ १ ॥

જનમેજયે પૂછ્યું—હે દ્વિજ, તે પછી શત્રુઓને મારી તે સભામાં વસતા મહાત્મા શ્રી કૃષ્ણ તથા અર્જુનની શી! વાત થઈ? વૈશંપાયને કહ્યું–પોતાના એક રાજ્યને પામી હર્ષ યુક્ત પૃથાનો પુત્ર (અર્જુન) શ્રી કૃષ્ણ સહિત તે દિવ્ય સભામાં વિહાર કરતો હતો. હે નૃપ, હર્ષિત અને પોતાના જનથી યુક્ત એવા તેઓ પોતાની ઇચ્છાથી તેમાં કોઈ પણ સ્વર્ગના દેશસરખા, સભાના ભાગમાં ગયા. ત્યાં ગયા પછી કૃષ્ણ સહિત, પ્રખ્યાત, પાંડુપુત્ર અર્જુને તે રમણીય સભાને જોઈ આ વચન કહ્યું–હે મહાબાહો, હે દેવકી જેની માતા છે એવા કૃષ્ણ, જ્યારે યુદ્ધ પ્રાપ્ત થયું હતું ત્યારે તે તમારૂં માહાત્મ્ય, અને ઇશ્વરતાવાળું રૂપ મેં જાણ્યું હતું. હે કેશવ, પૂર્વે ભગવાન્ એવા આપે સ્નેહથી જે તે કહેલું હતું તે સઘળું હે પુરૂષોમાં શ્રેષ્ઠ, તમારૂં ચિત્ત ભ્રષ્ટ થવાથી નષ્ટ થયું. હે માધવ, તમે થોડા વખતમાં જાઓ તેમ દ્વારકાં પ્રત્યે જવાના છો અને તે અર્થો (વિષયો)માં મને ફરી ફરીને આશ્ચર્ય છે. વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે કહેલા, મહાતેજસ્વી, વક્તાઓમાં ઉત્તમ એવા કૃષ્ણ તે અર્જુનને ભેટી કહેવા લાગ્યા. વસુદેવના પુત્ર બોલ્યા—હે પૃથાના પુત્ર, મેં તમને જૂનું રહસ્ય, સ્વરૂપવાળો ધર્મ, અને સદા રહેનાર લોક સંભળાવ્યા પણ જે તમે અજાણપણાથી ગ્રહણ ન કર્યું તે મારૂં અતિ મ્હોટું અપ્રિય થયું. આજ તે ફરી મને યાદ થશે નહિ. હે પાંડુના પુત્ર અર્જુન, જરૂર તમે શ્રદ્ધા રહિત છો અને દુર્બુદ્ધિવાળા છો. ફરી તે પૂર્ણપણાથી કહી શકાવાનું નથી. તે ધર્મ બ્રહ્મનાં પદને જાણવામાં અતિ પૂર્ણ છે પણ ફરી તે પ્રમાણે પૂર્ણપણાથી મેં તે કહી શકાય એમ નથી; કેમકે મેં યોગ યુક્ત થઇને તે પરબ્રહ્મ કહ્યું હતું. હવે તે વિષયમાં તે રીતે જુનો ઇતિહાસ કહેવાનો છું કે જે રીતે તે બુદ્ધિનો આશ્રય કરી તમે ઉત્તમ ગતિ પામશો. હે ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, મારૂં સઘળું કહેવું સાંભળો. હે શત્રુઓને દમનાર, બ્રહ્મલોકથી દુઃખેકરી પરાભવ પમાડાય એવો કોઈ પણ બ્રાહ્મણ સ્વર્ગ લોકથી આવ્યો અને અમારાથી તે સત્કાર પામેલ થયો. હે ભરતશ્રેષ્ઠ, પૃથાના પુત્ર, અમારા પૂછવાથી તેણે દિવ્ય વિધિથી જે કહ્યું તે તમે વિચાર કરયાવિના સાંભળો, બ્રાહ્મણે કહ્યું–હે વિભો, હે કૃષ્ણ, તમે મોક્ષ ધર્મનો આશ્રય કરી પ્રાણિયોની ઉપર કૃપા કરવા જે, મોહને નાશ પમાડનારૂં મને પૂછ્યું તે હું તમને યથા યોગ્ય કહેનાર છું માટે હે મધુ દૈત્યને મારનાર માધવ, મારા કહેવાથી સાવધાન થઇ સાંભળો. કોઈ પણ તપસ્વી, ધર્મને અધિક જાણનારો કાશ્યપ નામે બ્રાહ્મણ ખરી રીતથી ધર્મોનાં

શાસ્ત્રોને મેળવનારા, અતિ ઘણીવાર જન્મવું અને મરવું તે વિષયમાં શાસ્ત્રનાં અનુમાનથી થયેલાં જ્ઞાનના અને યોગથી થયેલાં પ્રત્યક્ષ જ્ઞાનના પારને પામનારા લોકોના તત્ત્વના અર્થમાં કુશળ, સુખ તથા દુઃખના વિષયને જાણુનારા, જન્મ અને મરણનાં તત્ત્વને જાણનારા, પાપ તથા પુણ્યમાં કોવિદ, કર્મોએ કરી ઉંચ અને નીચ પ્રાણિયોની ગતિને જોનારા, મુક્તની પેઠે ફરનારા, અતિ શાંત, ઈંદ્રિયોને નિયમમાં રાખનારા, બ્રહ્મ અથવા બ્રાહ્મણુની શોભાથી પ્રકાશિત, સર્વ તરફ જનારા, અંતર્ધાનની ગતિને જાણનારા કોઇ પણ બ્રાહ્મણને સાંભળી તે પાસે આવ્યો અને તે વખતે સાંભળ્યું હતું તે પ્રમાણેજ અંતર્ધાન પામેલા, ચક્ર ધારણ કરનારા સિદ્ધોની સાથે જતા, તેઓની સાથે એકાંતમાં બોલતા તથા બેસતા સ્વચ્છંદપણાથી ચાલતા અને પવનની પેઠે આસક્ત ન થતા તે વિપ્રને પામી તે, ધીર બુદ્ધિવાળો બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવો તપસ્વી, અતિ સાવધાન થયેલો કાસ્યપ ધર્મની ઈચ્છાથી એના ચરણોને ન્યાય પ્રમાણે તે મ્હોટું આશ્ચર્ય જોઈ શરણ થયો અને આશ્ચર્ય જોઈ વિસ્મય પામેલો કાસ્યપ પ્રસિદ્ધ, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ગુરૂ એવા તે વિપ્રને મ્હોટી સેવાથી સંતોષ પમાડવા લાગ્યો. પરને તાપ પમાડનાર તે કાશ્યપ જેમાં સાંભળેલા ચરિત્રવાળું તે સઘળું હતું એ સિદ્ધને ગુરૂ વૃત્તિવડે પ્રસન્ન કરવા લાગ્યો. ત્યારે પ્રસન્ન થયેલા તેણે સંતોષથી તે શિષ્યને પરમ સિદ્ધિ જોઈ જે વચન કહ્યું તે હે શ્રીકૃષ્ણ મારાથી સાંભળો. સિદ્ધે કહ્યું—હે તાત, જૂદા જૂદા પ્રકારનાં કર્મોથી અને કેવળ પુણ્યના યોગોથી મનુષ્યો આ લોકમાં ગતિને તથા દેવલોકમાં સ્થિતિને પામે છે પણ કોઇ ઠેકાણે અત્યંત સુખ નથી અને કયાંય સદા રહેનારી સ્થિતિ નથી. વારંવાર દુઃખે કરી મળેલાં મ્હોટાં સ્થાનથી પણ પડવું થાય છે. કામ તથા ક્રોધ યુક્ત અને તૃષ્ણાવડે મોહિત થવાથી, તેમ પાપોનાં સેવન કરવાથી મેં દુઃખકારિ, અશુભ ગતિયો પામેલી છે. વળી વારંવાર મરણ અને ફરી ફરિને જન્મ પ્રાપ્ત કરેલો છે. જૂદા જૂદા પ્રકારનાં ભોજનો ખાધેલાં છે. જૂદાં જૂદાં સ્તનોનું પાન કરેલું છે. હે નિષ્પાપ, મેં જૂદા જૂદા પ્રકારની માતાઓ, જૂદા પ્રકારવાળા પિતાઓ, વિચિત્ર સુખો અને દુઃખો જોયેલાં છે. બહુવાર પ્રિયોની સાથે ન વસવાપણું અને અપ્રિયોની સાથે વસવાપણું પામેલું છે, દુઃખેકરી તે ધન પામી મને ધનનો નાશ પ્રાપ્ત થયો છે. રાજાથી તથા પોતાના જનથી અતિ કષ્ટકારિ, અપમાન, શરીર અને મનની પણ અતિદારૂણ વેદનાઓ, ઉગ્ર તિરસ્કારો, અને ભયંકર વધ તથા બંધનો પ્રાપ્ત થયાં છે. નરકમાં પડવું થયેલું છે

અને યમના સ્થાનમાં તીવ્ર દુઃખો મળેલાં છે. મેં આ જગત્માં વૃદ્ધાવસ્થા, રોગો અને વારંવાર ટાઢ તડકા વગેરેથી થયેલાં અતિ દુઃખો સદા અનુભવેલાં છે. પછી ક્યારેક અતિ દુઃખથી પીડા પામી મેં વૈરાગ્યથી નિરાકાર (બ્રહ્મ)નો આશ્રય કરી લોક તંત્ર (દ્વૈતથી થયેલાં દુઃખ)નો ત્યાગ કરચો. હું આ જગતમાં અનુભવ કરી આ માર્ગ પ્રત્યે રહ્યો છું અને તેને લીધે મેં આત્માની (બ્રહ્મની) પ્રસન્નતાથી આ સિદ્ધિ મેળવી છે. હું ફરી અહિં આવિશ નહિ અને હાલ હું લોકોને પોતાની શુભ ગતિયોને અને લોકોની ગતિયોને પણ પ્રજાની સૃષ્ટિથી માંડી મોક્ષ સુધી જોઉં છું. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, મેં કહ્યું તે રીતે આ ઉત્તમ સિદ્ધિ મેળવેલી છે હવે અહિંથી ઉત્તમ એવા સત્ય લોકને અને તે પછી અતિ ઉત્તમ એવા મોક્ષરૂપ, ન જણાતાં એવાં બ્રહ્મનાં પદને પામિશ, આમાં તમને સંશય થાઓ માં. હે પરંતપ હું, ફરી આ મનુષ્યના લોક પ્રત્યે આવિશ નહિ. હે મ્હોટી બુદ્ધિવાળા, હું તમને પ્રસન્ન થયો છું માટે કહો કે તમારૂં શું કરૂં? જે ઇચ્છા કરી તમે આવેલા છો તેનો આ વખત આવ્યો છે, તમે જે માટે મને પ્રાપ્ત થયા છો તે હું જાણું છું અને થોડા વખતમાં હું જઈશ તેથી તમને પ્રેરણા કરૂં છું. હે વિચક્ષણ (વક્તા), હું તમને સારાં આચરણથી અતિ પ્રસન્ન થયો છું, મને કુશળ પૂછો, જે તમે ઇચ્છેલું હશે તે કહિશ. હે કાશ્યપ, જેથી તમે મને જાણ્યો તેથી તમે અવશ્ય ધારણા યુક્ત બુદ્ધિવાળા છો, હું તમારી બુદ્ધિને બહુ માનું છું અને અતિ પૂજું છું.

बहुमन्येचतेबुद्धिंभृशंसम्पूजयामिच ।
येनाहंभवताबुद्धोमेधावीह्यसिकाश्यप ॥४६॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अनुगीतापर्वाणि षोडशो ऽध्यायः ॥१६॥

---

वासुदेवउवाच ॥ ततस्तस्योपसङ्गृह्यपादौप्रश्नान्सुदुर्वचान् ।
प्रपच्छतांश्चधर्मान्सप्राहधर्मभृतांवरः ॥ १ ॥

વસુદેવના પુત્ર બોલ્યા—તે પછી તેના ચરણ ગ્રહણ કરી ધર્મને ધારનારાઓમાં ઉત્તમ એવા તેણે અતિ દુઃખે કહિ શકાય એવા પ્રશ્નો અને

તે ધર્મો પૂછ્યા. કાસ્યપ પૂછવા લાગ્યો—કેમ! શરીર પડે છે? કેવી રીતે પ્રાપ્ત થાય છે અને શી રીતે! કષ્ટરૂપ સંસારથી ફરતો મુક્ત થાય છે? કયી રીતે! જીવ મૂળ અજ્ઞાનને તજી તે શરીરને છોડે છે અને શરીરથી છૂટો થયેલો બીજા (બ્રહ્મ)ને પામે છે? કયા પ્રકારે! આ લોક પોતે કરેલાં, સારાં તથા નઠારાં કર્મો ભોગવે છે અને દેહ રહિત જીવનું કર્મ કયાં રહે છે? બ્રાહ્મણે કહ્યું—હે વૃષ્ણિના કુળમાં થયેલા કૃષ્ણ, આ રીતે પ્રેરણા કરેલા સિદ્ધે જે પ્રશ્નોના જવાબ આપ્યા તે મારાથી ક્રમે કરી કહેવાતા સાંભળો. સિદ્ધે કહ્યું–અહિં જે શરીર ગ્રહણ કરી આયુષ્ય તથા કીર્ત્તિને કરનારાં કર્મો સેવે છે તે સર્વ કર્મો ક્ષીણ થાય ત્યારે આયુષ્યના ક્ષય યુક્ત દેહવાળો વિપરીત (અવળાં) કર્મો સેવે છે. વળી નાશ સમીપ આવે છે ત્યારે એની બુદ્ધિ વિપરીત થાય છે. જેનું મન સ્વાધિન નથી એવો એ પોતાની સત્તા, બળ અને કાળને જાણિને અત્યંત, પોતાનાં વિરૂદ્ધોને સેવે છે. જ્યારે એ સર્વ અતિ કષ્ટકારિ વસ્તુઓ સેવે છે, ભોજન પણ વધારે કરે છે, કયારેક ખાતો નથી, જે એક બીજાનું વિરોધિ, ભારે, અને પ્રમાણ વગરનું છે તે, દુષ્ટ, અન્ન, માંસ, અને પાન સેવે છે. અતિ ન પચ્યું હોય તોય ફરી જમે છે, ઘણી કસરત અને ઘણું મૈથુન સેવે છે, નિરંતર કામના લોભથી આવેલા મળમૂત્ર વગેરેના વેગને રોકે છે. અતિ રસવાળાં અન્નને તથા દિવસે શયનને સેવે છે. તે પોતે આવેલા કાળમાં ન પાકેલા દોષો (વાત, પિત્ત, કફ) ને કોપાવે છે અને પોતાના દોષોના કોપથી મરણ જેની સમીપ છે એવા રોગને પામે છે અથવા વિપરીત, મ્હોટાં બંધનોને કરે છે તે કારણોથી તે પ્રાણિનું શરીર તે વખતે પડે છે. હવે જીવિત કહેવાય છે તે યથાયોગ્ય સમજો. શરીરમાં તીવ્ર વાયુએ પ્રેરેલો, અતિ કોપેલો પિત્ત (ગરમી) શરીરને અતિ વ્યાપિ સર્વ પ્રાણોને (ઈંદ્રિયોને) રોકે છે. શરીરમાં ખૂબ કોપેલો, અતિ બળવાન્ પિત્ત જીવનાં સ્થાન, મર્મોને ભેદે છે તે તમારે ખરી રીતથી જાણવું. તે પછી વેદના સહિત એવો જીવ ઝટ નાશ પામનારાં શરીરથી જૂદો પડે છે. જ્યારે મર્મસ્થાનો ભેદાય છે ત્યારે પ્રાણી વેદનાવડે વ્યાપ્ત મનવાળો થઇ શરીરને તજે છે એમ જાણો. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, જન્મ તથા મરણથી ઉદ્વેગ પામેલા સર્વ પ્રાણિયો શરીરોને તજતા દેખાય છે. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, ગર્ભના દેહમાં પ્રવેશ કરવામાં અને મર્મસ્થાનોના ભેદાવામાં મનુષ્ય ફરી તેવીજ (મરણ જેવી) વેદના પામે છે અને સાંધાઓના ભેદાવાથી તે નર જળવડે વિહ્વલતાને પામે છે. જે રીતે પાંચ મહાભૂતો વિષે

મળેલાપણાને નાશ પમાડે તે રીતે શીતપણાથી (કફથી) અતિ કોપેલો, તીવ્ર વાયુએ પ્રેરેલ, જે પાંચ ભૂતો વિષે (પૃથ્વી વગેરેમાં) પ્રાણ તથા અપાનમાં રહેલો છે તે ઉંચે જનારો વાયુ દુઃખથી પ્રાણિયોને તજી શરી ને તજે છે અને એ રીતે એ શ્વાસ રહિત દેખાય છે. બ્રહ્મ (ચેતને) તજેલો તે નર ઉષ્મા (ગરમી–ઉનાશ) રહિત, શ્વાસરહિત, શોભા રહિત, અને નાશ પામેલો ચેતનાવાળો મરેલો છે એમ કહેવાય છે. શરીર ધારી (જીવ) પ્રથમ જે ઈંદ્રિયોથી ઈંદ્રિયોના અર્થોને જાણે છે તેજ ઇંદ્રિયોથી પછી (મૃત્યુ પછી) નથી જાણિ શકતો. વળી તેજ શરીરમાં જે આહારથી થયેલા પ્રાણોને ધારણ કરે છે તે સનાતન જીવ છે. તેમ જે જે ક્યાંઈ ક્યાંઈ ભેગાપણામાં જોડાએલા છે તે તે મર્મ જાણો અને તે તે રીતેજ શાસ્ત્રમાં માનેલ છે. જ્યારે તે મર્મો ભેદ પામે છે ત્યારે તે શબ્દ કરતો પ્રાણિના હૃદયમાં પેસી ઝટ સત્તાને રોકે છે અને તેથી તે ચેતનાવાળો પ્રાણી કશું પણ જાણતો નથી. જ્યારે મર્મસ્થાનો અજ્ઞાનથી ઢંકાય છે ત્યારે અજ્ઞાનથી ઢંકાઇ ગયેલો જ્ઞાનવાળો, સ્થાન રહિત થયેલો તે જીવ વાયુએ ચલાવેલો થાય છે. તે પછી અતિ ભયંકર શ્વાસ લઈ નીકળતો તે જીવ મ્હોટા શ્વાસવાળાં, તે, ચેતના વગરના શરીરને તત્કાળ કંપાવે છે. શરીરથી નોખો પડેલો, પોતાનાં કર્મોથી યુક્ત એવો તે જીવ ચોતરફથી પોતાનાં સારાં પુણ્યો અથવા પાપોથી જોડાય છે અને જ્ઞાન સંપન્ન, શાસ્ત્રના નિશ્ચયવાળા બ્રાહ્મણો તેને લક્ષણોએ કરી કરેલાં પુણ્યવાળો અથવા કરેલાં પાપવાળો જાણી શકે છે. જેમ નેત્રવાળા ( દેખતા ) જનો અંધકારમાં ત્યાં ત્યાં સંતાતા, પતંગિયાને દેખે છે તેમ જ્ઞાનરૂપ નેત્રવાળા સિદ્ધો દિવ્ય દૃષ્ટિથી નાશ પામતા, પેદા થતા, અને યોનિ પ્રત્યે પ્રવેશ કરાવાતા આવા પ્રકારના જીવને જોઇ શકે છે. અહિં શાસ્ત્રથી તે ( જીવ )નાં કર્મ ભૂમિ, આ ભૂમિ, અને જ્યાં જીવો રહે છે તે આ ત્રણ પ્રકારનાં સ્થાનો માનેલાં છે, માટે સર્વ પ્રાણિયો, શુભ તથા અશુભ કરવાથી અહિંજ જૂદા જૂદા પ્રકારના ભોગોને પામે છે અને પોતાનાં કર્મોએ કરી ભોગવે છે. અહિંજ અશુભ કરનારા કર્મોથી નરકને પામે છે. જ્યાં મનુષ્યો પીડાય છે એ કષ્ટકારિ, નીચી ગતિ છે માટે અતિ દુર્લભ મોક્ષ અને તેથી આત્મા અતિ રક્ષણ કરવા યોગ્ય છે. હવે ઉંચે જે સ્પાનકોમાં જઈ જંતુઓ રહેલા છે તે અહિં સત્યતાએ કરી કહેવાતાં મારાથી સાંભળો તથા તે સાંભળી નિશ્ચયવાળી બુદ્ધિને અને કર્મના નિશ્ચયને જાણો. જ્યાં સર્વ તારાઓનાં રૂપો છે, જ્યાં આ ચંદ્રમાનું મંડળ છે અને જે

લોકમાં પોતાની કાંતિએ કરી સૂર્યનું મંડળ શોભે છે એ સ્થાનકો પુણ્ય કરનારા જનોનાં જાણો. જ્યારે કર્મોનો ક્ષય થાય છે ત્યારે તે સર્વ ફરી ફરી ત્યાંથી ભ્રષ્ટ થાય છે. ત્યાં પણ સ્વર્ગમાં નીચ, ઉંચ અને મધ્યમ એવો ભેદ છે, ત્યાં પણ અતિ પ્રકાશવાળી લક્ષ્મીને જોઈ સંતોષ નથી. આ રીતે આ સર્વ જૂદી ગતિયો તમને કહી; હે દ્વિજ, હવે આ પછી હું જે રીતે ગર્ભની ઉત્પત્તિ કહું છું તે રીતે તે મારા કહેવાથી સાવધ થઈ સાંભળો.

उपपत्तिंतुवक्ष्यामिगर्भस्याहमतःपरम् ।
तथातन्मेनिगदतःशृणुष्वावहितोद्विज ॥ ४२ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि सप्तदशो ऽध्यायः ॥ १७ ॥

---

**ब्राह्मणउवाच ॥** शुभानामशुभानांचनेहनाशोस्तिकर्मणाम् ।
प्राप्यप्राप्यानुपच्यन्तेक्षेत्रंक्षेत्रंतथातथा ॥ १ ॥

બ્રાહ્મણે કહ્યું— અહીં સારાં તથા નઠારાં કર્મોનો નાશ નથી. શરીરને પામી શરીરને પામી તે રીતે તે રીતે ફળ આપે છે. જે રીતે ઉત્પન્ન થયેલો વૃક્ષ બહુ ફળ આપે તે રીતે શુદ્ધ મનથી કરેલું કર્મ મ્હોટું પુણ્યરૂપ થાય અને પાપવાળાં મનથી કરેલું કર્મ મ્હોટાં પાપરૂપ થાય; કેમકે આત્મા આ મનને આગળ કરી કર્મમાં પ્રવૃત્ત થાય છે. હવે જે રીતે કર્મયુક્ત, કામ તથા ક્રોધે વિંટેલો નર ગર્ભ પ્રત્યે પ્રવેશ કરે છે તે પણ ઉત્તર સાંભળો. વીર્ય સ્રીના રૂધિરથી મળેલું ગર્ભના સ્થાનમાં ગયેલું, કર્મથી થયેલાં, શુભ અથવા અશુભ શરીરને પામે છે. જે સૂક્ષ્મપણાથી અને ન જણાય એવા પણાથી કોઇ ઠેકાણે આસક્ત થતું નથી, જેને જાણી બ્રહ્મને જાણનારો ઇચ્છિત વસ્તુને પામી નિઃસંગ થાય છે તે બ્રહ્મ નિત્ય (અવિનાશિ) છે, તે સર્વ પ્રાણિયોનાં બીજરૂપ છે અને તેણે કરી જંતુઓ જીવે છે, તે બ્રહ્મરૂપ છતાં જીવ ગર્ભનાં જૂદાં જૂદાં સર્વ અંગોને પ્રવેશ કરી ઝટ ઇંદ્રિયોનાં સ્થાનકોમાં રહેલો ચિત્તવડે ધારણ કરે છે. પછી ચેતન (જીવ) વાળો તે ગર્ભ અંગોને ફરકાવે છે. જે રીતે થોડો પણ સુવર્ણનો રસ સેચન કરવાથી ત્રાંબાની મૂર્ત્તિને તે રૂપ થઇ પામે છે (સોનામય કરી દે છે). તે રીતે તમે ગર્ભમાં જીવનો પ્રવેશ જાણો. જેમ અગ્નિ લોહના પિંડને પ્રવેશ કરી અતિ તપાવે છે તેમજ તમે ગર્ભમાં જીવનો પ્રવેશ થયેલો જાણો. જે પ્રમાણે ઘરમાં પ્રકાશતો

દીવો પ્રકાશ પામે છે એ પ્રમાણેજ ચેતના શરીરોને પ્રકાશિત કરે છે. જો કે સારૂં અથવા નઠારૂં જે જે કર્મ કરે છે તે, સર્વ પ્રથમના દેહે કરેલું કર્મ અવશ્ય ભોગવવું પડે છે. ભોગવ્યા પછી ક્ષય પામે છે અને જ્યાંસુધી મોક્ષના ઉપાયમાં રહેલા ધર્મને નથી જાણતો ત્યાંસુધી પાછું બીજું કર્મ વધે છે; તેમાં હે અતિ સજ્જન, જે રીતે એક બીજી જાતિયોમાં ઉત્પન્ન થતો પ્રાણી જેણે કરી સુખી થાય છે તે રીતે તે કર્મ કહું છું. દાન, વ્રત, બ્રહ્મચર્ય, કહ્યા પ્રમાણે વેદનું ધારણ, ઇંદ્રિયોનો નિયમ, અતિ શાંતતા, પ્રાણિયો ઉપર દયા, ચિત્તની એકાગ્રતા, ક્રૂરતારહિતપણું, પરધન લેવાનો ત્યાગ, મનથી પણ પૃથ્વીના પ્રાણિયોની પીડા ન કરવી, માતા પિતાની સેવા, દેવતા અને અતિથિયોનું પૂજન, ગુરૂની પૂજા, દયા, પવિત્રતા, નિત્ય ઇંદ્રિયોનો સંયમ, અને શુભ કર્મોની જે પ્રવૃત્તિ તે સજ્જનોનું આચરણ કહેવાય છે. તેથી ધર્મ ઉત્પન્ન થાય છે કે જે નિરંતરની પ્રજાને પાળે છે. આ પ્રમાણે સદા સજ્જનોમાં દૃષ્ટિ કરવી. કેમકે તેઓમાં પણ આ સ્થિતિ નિશ્ચળ (સ્થિર) હોય છે. જેમાં શાંત જનો રહેલા છે તે આચાર, ધર્મને કહે છે (બતાવે છે), અને જે ધર્મરૂપ તે કર્મ તેઓ (સજ્જનો)માં રહેલું છે તે, સનાતન ધર્મ છે, માટે જે મનુષ્ય તે ધર્મને પામે છે તે ખરાબ ગતિને પામતો નથી. આ કારણથી ધર્મના માર્ગોમાં ભ્રષ્ટ થનારા લોકનો નિયમ કરેલો છે, પણ જે યોગી, ને મુક્ત છે તે આ લોકોથી અધિક છે માટે જણાતો એવો પણ કર્મનો સંગ તેને બાધ કરી શકતો નથી. ધર્મથી વર્ત્તનારાનું જ્યાં, જે રીતે શુભ કર્મ થાય છે ત્યાં તે રીતે એનું ઘણા કાળે કરી સંસારથી તારણ થાય છે. આવી રીતે પ્રાણી નિત્ય પૂર્વે કરેલાં કર્મને પામે છે. વળી જેણે કરી આ આત્મા વિકાર પામેલો (જીવપણાને પામેલો) અહીં આવ્યો છે તે, સર્વ કારણરૂપ છે. પૂર્વે કોણે ! આના શરીરનું ગ્રહણ કરવાપણું કલ્પ્યું? આ પ્રમાણે જગતમાં સંશય થાય છે તે આ પછી કહું છું. સર્વ લોકોના પિતામહ એવા શુદ્ધ, પરમાત્માએ (પરબ્રહ્મે) આત્માનું શરીર (અવ્યાકૃત આકાશ) કરી સઘળું, સ્થાવર, જંગમ, ત્રણ જગત્ ઉત્પન્ન કર્યું. પછી તેણે પ્રધાનરૂપ (સર્વ કાર્યોમાં મળેલ) જીવોની પ્રકૃતિને સ્રજી, જેણે કરી (જે માયાથી) આ સર્વ જગત્ વ્યાપેલું છે અને જગત્માં જે મ્હોટી જણાય છે, આ જે જડ છે તે ક્ષર, તેથી મળેલ જીવ અને ઇશ્વરરૂપ ચૈતન્ય છે તે અક્ષર છે અને અમૃતરૂપ જે બ્રહ્મ, તે શુદ્ધ, અક્ષર છે. આ ત્રણ, ક્ષર, અક્ષર અને શુદ્ધમાંનું જોડું (એટલે ક્ષર અને અક્ષર એ બે) સર્વમાં

એક એકનું જૂદું જૂદું છે. આ રીતે પૂર્વે થયેલી આ શ્રુતિ પણ છે કે પ્રથમ જોયેલા પ્રજાપતિએ સ્થાવર અને જંગમ પ્રાણિયોરૂપ સર્વ પ્રાણિયોને સ્રજ્યા. તે પિતામહે તેના (શરીર લેવાના) કાળનું પરિમાણ, પ્રાણિયોમાં (જૂદા દેહોમાં) ફરવું અને ફરીને જન્મ, મરણ કર્યું. આ (સંસારના અંતવાનપણાના) વિષયમાં જેમ કોઇ પણ પૂર્વ જન્મમાં જોયેલ આત્માવાળો, ધારણાયુક્ત બુદ્ધિવાળો મનુષ્ય કહે તેમ જન્મને જાણનાર હું જે કહું છું તે સઘળું યથાયોગ્ય સિદ્ધ થાય છે. જે મનુષ્ય ઘણી સારી રીતે સુખ તથા દુઃખને નિત્ય ન રહેનારાં જુવે છે તેમ કર્મયુક્ત શરીરને અપવિત્ર પદાર્થોના સમૂહવાળું ને તેના નાશને દેખે છે. અને જે કશું સુખ છે તે સર્વ દુઃખરૂપ છે એમ યાદ કરે છે તે અતિ દુઃખે કરી તરી શકાય એવા ભયંકર સંસારરૂપ સમુદ્રને તરનાર છે. જન્મ, મરણ અને રોગોથી ભરેલ પ્રધાન (માયા) ને જાણનાર, જે ચેતનાવાળા જીવોમાં ચૈતન્યને એક (જૂદુ નથી એમ) જુવે છે અને સકળ, પરમપદરૂપ બ્રહ્મને શોધે છે તે, વૈરાગ્ય પામે છે. માટે હે ઉત્તમ સજ્જન, તે યથાર્થપણાથી તેનો ઉપદેશ કહું છું અને સદા રહેનારાં, નાશરહિત એવાં એ બ્રહ્મનું જે ઉત્તમ જ્ઞાન છે તે, આ જ્ઞાન હે વિપ્ર, મેં કહેવાતું પૂર્ણપણાથી જાણો.

शाश्वतस्याव्ययस्याथयदस्यज्ञानमुत्तमम् ।
प्रोच्यमानंमयाविप्रनिबोधेदमशेषतः ॥ ३९ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अष्टादशो ऽध्यायः ॥ १८ ॥

---

ब्राह्मणउवाच ॥ यःस्यादेकायनेलीनस्तूर्ष्णींकिञ्चिदचिन्तयन् ।
पूर्वपूर्वपरित्यज्यसतीर्णोबन्धनाद्भवेत् ॥ १ ॥

બ્રાહ્મણે કહ્યું—જે સ્થૂળ, સૂક્ષ્મ કારણો વિષે પૂર્વ, પૂર્વને તજી (એક એકને બીજામાં લય કરી) એક આશ્રયરૂપ બ્રહ્મમાં લીન થયેલો, મૌન ધારણ કરનાર, અને કશું ન વિચારનાર એવો થાય છે તે બંધનથી તરેલો (મુક્ત) થાય છે, સર્વ જેનું મિત્ર છે એવો, સર્વ સહન કરનાર, શાંતિમાં પ્રીતિવાળો, જીતેંદ્રિય, ભય અને રોષરહિત, અને જે આત્મવાન્ એટલે ચિત્તને જીતનાર છે તે નર મુક્ત થાય છે. જે સર્વ પ્રાણિયોમાં આત્માની પેઠે ફરે છે તથા નિયમવાળો, પવિત્ર, માનરહિત ને અભિમાનરહિત છે

તે સર્વથી મુક્તજ છે. જે જીવિત, મરણ, એ બેમાં, સુખ, દુઃખમાં, લાભ, અલાભમાં તથા પ્રિય, અપ્રિયમાં સરખો છે તે મોક્ષ પામેછે. જે કોઇની ઇચ્છા નથી કરતો, કોઇને અપમાન નથી કરતો, સુખ દુઃખરહિત છે અને જેનું મન પ્રીતિ રહિત છે તે સર્વ પ્રકારે મુક્તજ છે. જે શત્રુરહિત, બંધુઓરહિત, છોકરાંઓ રહિત, કયારેક, ધર્મ, અર્થ તથા કામને તજનાર, અને આકાંક્ષા રહિત છે તે મુક્તિ પામે છે. જે ધર્મી નથી તેમ અધર્મી નથી, પ્રથમનાં મેળવેલાં કર્મનેજ વરાવનારો, ધાતુ (શરીરને કરનારાં ભૂત)ના ક્ષયથી અતિ શાંત મનવાળો, અને દ્વૈત રહિત છે તે સંસારથી છૂટે છે. જે કર્મરહિત (સંન્યાસી) આકાંક્ષા રહિત થઈ જગતને નિરંતર ન રહેનારૂં, પિપળાના સરખું, જન્મ, મૃત્યુ અને જરાવાળું જુવે છે, વળી નિરંતર વૈરાગ્યમાં બુદ્ધિ રાખનારને, આત્માના દોષોને ન ઇચ્છનાર છેં તે થોડા સમયમાં થાય તેમ પોતાની બંધનથી મુક્તિ કરે છે. મનુષ્ય આત્માને ગંધરહિત, રસ, ને સ્પર્શ રહિત, શબ્દ રહિત, પરિગ્રહ રહિત, રૂપરહિત, અને ન જાણી શકાય એવો જાણી મુક્ત થાય છે. જે આત્માને પંચ મહાભૂતના ગુણોએ કરી હીન, મૂર્તિમાન્ નહીં એવો, કારણ રહિત, ગુણો રહિત, અને ગુણોનો ભોગવનાર જુવે છે તે મુક્ત થાય છે. બુદ્ધિવડે શરીર અને મનથી થતા સર્વ સંકલ્પોને તજવાથી ધિરે ધિરે કાષ્ટ વગરના અગ્નિની પેઠે મોક્ષને પામે છે. જે સર્વ સંસ્કારોથી છૂટો, બેપણા રહિત, પરિગ્રહ (ગ્રહણ કરવાપણા) રહિત, તપથી ઈંદ્રિયોના સમૂહને ભોગવે છે તે મુક્તજ છે. સર્વ સંસ્કારોથી મુક્ત મનુષ્ય પછીથી સનાતન, અતિ શાંત, અચળ, નિત્ય, અને અક્ષર (ન ખરનાર, પડનાર) એવાં પરબ્રહ્મને પામે છે. હવે પછી યોગિનાં ઉત્તમ, યોગનાં શાસ્ત્રને કહું છું કે જે રીતે યોગિઓ સિદ્ધ આત્માને જુવે છે તેનો ઉપદેશ યથાયોગ્ય કહેવાનો છું માટે જે ઉપાયોથી ચિત્તને દેહમાં ફેરવનારો યોગી નિત્ય આત્માને આત્મામાં જોઈ શકે છે તે મારાથી સમજો. ઈંદ્રિયોને પોતપોતાના વિષયોથી હરિ લઈ મનને પરમાત્મામાં ધારણ કરવું, પ્રથમ આ, તીવ્ર તપ કરી પછી મોક્ષના ઉપાયનું આચરણ કરવું. પછી નિરંતર તપસ્વી, યોગ (ધ્યાન વાળો, મનથી પરમાત્માને દેહ વિષે જોનારો, વિદ્વાન્ જે વિપ્ર યોગ શાસ્ત્રનું આચરણ કરે છે તે, આ સારો માણસ, જો આત્માને આત્મામાં જોડવા સમર્થ થાય છે તો દઢ સ્વભાવ, અથવા આચરણવાળો તે પરમાત્માને પોતાના વિષે જુવે છે. તેમ જે નિરંતર સંયમવાળો, ધ્યાનવાળો, મનને વશ રાખનાર, ઈંદ્રિયોને જીતનાર, અને ઠીક પ્રયોગ સાધ

નાર છે તે આત્માવડે પરમાત્માને જોઈ શકે છે. સારી રીતે યોગ સાધનારો નર જે રીતે પુરૂષ સ્વપ્નામાં કોઇને પણ દેખી જાગ્યા પછી તેને જોઈ તે આ હતો એમ ઓળખે છે તે રીતે સમાધિમાં પરમાત્માને વિશ્વ (સર્વ) રૂપવાળો જોઈ પછીથી પણ તેવોજ જુવે છે. જેમ કોઈ પણ મુંજથી ઈ-ષીકાને (શરીરથી માયાને) ખેંચી દેખાડે તેમ યોગી આત્માને આકર્ષણ કરી દેહથી જોઇ શકે છે. મુંજ એટલે શરીર અને ઇષીકા એટલે આત્માને આશ્રય કરી રહેલી માયા કહેવાય છે. આ ઉત્તમ દૃષ્ટાંત યોગના જાણનારાઓએ કહેલું છે. જ્યારે દેહધારી જીવ સારી રીતે યો-ગવાળા આત્માને જુવે છે ત્યારે આ લોકમાં તે જીવનો જે ત્રણ લોકનો પ્રભુ છે તે પણ કોઇ ઇશ્વિર નથી. વળી તે બીજાં, બીજાં શરીરો છે તેઓને ઇચ્છિા પ્રમાણે પામે છે. જરા તથા મૃત્યુને નિ-વૃત્ત કરી નથી શોક કરતો અને નથી હર્ષ પામતો. મનને વશ રાખનારો યોગી દેવોના પણ દેવપણાને કરાવે છે અને સદા નહિ રહેનારા દેહને તજી અ-વિનાશિ બ્રહ્મને પામે છે. તેને પ્રાણિયોના નાશથી ત્રાસ થતો નથી તેમ પ્રા-ણિયો ક્લેશ પામે છે ત્યારે તે કોઈ પણ કારણથી ક્લેશ પામતો નથી. યો-ગ યુક્ત મનવાળો, નિઃસ્પૃહ અને શાંત મનવાળો મનુષ્ય ભયંકર દુઃખ તથા શોકમય એવા, સંગ અને સ્નેહના ઉભરાથી ચલિત થતો નથી (કંપતો ન-થી). એને શસ્ત્રો વિંધતાં (વાગતાં) નથી. એને મૃત્યું નથી, એને જગતમાં ક્યાંય પણ કશું પણ આત્માથી અધિક સુખ દેખાતું નથી. તે સારી રીતે આત્માને પરમાત્મા વિષે જોડી પ્રતિષ્ઠા પામેલો છે. તે જરા અને દુઃખને નિ-વૃત્ત કરી સુખ થાય તેમ સુવે છે. વળી તે આ મનુષ્યનાં શરીરને તજી ઇ-ચ્છા પ્રમાણે દેહોને પામે છે. આ રીતે યોગનાં સામર્થ્યને ભોગવનારાએ કોઈ પણ રીતે યોગમાં વૈરાગ્ય કરવા યોગ્ય નથી. જ્યારે સારો યોગી પર-માત્માને આત્મા વિષેજ દેખે છે ત્યારે અવશ્ય સાક્ષાત્ ઈંદ્રની પણ સ્પૃહા કરતો નથી. જે રીતે ધ્યાનની ટેવવાળો અથવા દૃઢ સારા આચરણવાળો યો-ગને પામે છે તે સાંભળો–વેદ પૂર્વક ઉપદેશનો વિચાર કરી જે દેહમાં વસવું તે દેહની માંહે મન રાખવું પણ બહાર ન રાખવું આ રીતે દેહની માંહે રહિ જે મૂળાધાર વગેરેમાંનાં એક ચક્રમાં વસે છે તેણે તે ચક્રમાં બહાર માંહે મન ધારણ કરવું. જે વખતે પૂર્ણ વિચારથી તે મનુષ્ય ચક્રમાં સઘળું જુવે છે તે વખતે એને બહાર કશું ભાસતું નથી અને મન પણ કશું જોતું નથી. આથી શબ્દ રહિત, નિર્જન વનમાં એકાગ્ર થયેલા માણસે ઈંદ્રિયોના સમૂહ-

ને ઠીક નિયમમાં રાખી શરીરની બહાર અને માંહે પરિપૂર્ણ બ્રહ્મ ચિંતન કરવું; તેમ દાંત, તાળું, જીહ્વા, ગળું, કંઠ, હૃદય, અને તેનાં બંધનરૂપ નાડીયોનું પણ ચિંતન કરવું. હે મધુ દૈત્યને મારનાર કૃષ્ણ, આ રીતે મેં કહેલો તે મેધાવી શિષ્ય પાછો પણ આ અતિ દુઃખે કહી શકાય એવો મોક્ષ ધર્મજ પૂછવા લાગ્યો. કોળિએ કોળિએ ખાધેલું આ અન્ન કેવી રીતે ! કોઠામાં પચે છે ? કેમ રસપણાને પામે છે અને પાછું કયી રીતે લોહિપણાને પામેછે? તેમ માંસ, મેદ, સ્નાયુ, ને અસ્થિ (હાડકાં) આ કેવી રીતે સ્ત્રી વિષે છે? આ પ્રાણિયોનાં સર્વ શરીરો કેમ વધે છે? વધનારનું બળ કેમ વધે છે? રોકાએલા મળોનું જૂદુ જૂદુ નિકળવું કેમ થાય છે? ક્યાંથી આ શ્વાસ લે છે? ફરી ક્યાંથી શ્વાસ કાઢે છે? દેહમાં કયા ભાગ પ્રત્યે મુખ્ય સ્થાન કરી આ જીવ રહ્યો છે? કેવી રીતે ચેષ્ટા કરતો જીવ શરીરને ધારણ કરે છે અને ફરી કયા વર્ણવાળાં કેવાં શરીરને ભોગવે છે? હે નિષ્પાપ હે ભગવન્, યથાર્થપણાથી આ કેહેવા યોગ્ય છો. આ રીતે તે બ્રાહ્મણે મને પૂછ્યું ત્યારે હે લક્ષ્મીના પતિ, હે મોટી ભુજાવાળા, હે શત્રુને દમનાર, મેં જવાબ આપ્યો-જે રીતે પોતાના કોઠારમાં વાસણ રાખીને વાસણમાં મન રાખનારો તેને મેળવે છે તે રીતે પોતાના શરીરમાં મનને રાખી સ્થિર ઇંદ્રિયોવડે તેમાં આત્માને ખોળવો અને ગાફલપણાનો ત્યાગ કરવો; આ પ્રમાણે સદા ઉદ્યોગ કરનાર, પ્રસન્ન મનવાળો જન થોડા વખતમાં બને તેમ તે બ્રહ્મને પામે છે-કે જેને જાણી પ્રકૃતિ (માયા જન્ય સર્વ વિકારો)ને જાણનાર થાય છે. આ મ્હોટો આત્મા ચક્ષુથી ગ્રહણ કરાતો નથી, તેમ સર્વ ઈંદ્રિયોવડે જણાતો નથી, પણ મનરૂપ ઉત્તમ દીવાથીજ દેખાય છે. તે સર્વ તરફથી હાથ પગના છેડાવાળો, સર્વ તરફ નેત્ર, મસ્તક અને મુખવાળો તથા સર્વ તરફ કાન વાળો છે અને જગતમાં સર્વનું આવરણ કરી રહ્યો છે. સંપ્રજ્ઞાન સમાધિમાં જીવ શરીરથી નિકળતા આત્માને જુવે છે અને તે તેને તજી દેહમાં પોતાનારૂપ એક બ્રહ્મને ધારણ કરતો મનથી હસતો હોય તેમ આત્માને જુવે છે; આ રીતે તે સમાધિનો આશ્રય કર્યા પછી મારે વિષે મોક્ષ પામે છે. હે બ્રાહ્મણોમાં ઉત્તમ, મેં આ સઘળું રહસ્ય તમને કહ્યું હવે રજા લઉંછું, હું મારૂ કામ સાધિશ અને વિપ્ર તમે પણ ખુશી પ્રમાણે જાઓ. હે શ્રીકૃષ્ણ, આ પ્રમાણે મેં કહેલો તે મહા તપસ્વી શિષ્ય, ઉત્તમ વ્રતવાળો બ્રાહ્મણ, તે વખતે ઇચ્છા પ્રમાણે ચાલી નીકળ્યો. વસુદેવના પુત્ર બોલ્યા— હે પૃથાના પુત્ર અર્જુન, આ પ્રમાણે તે વખતે મને વચન કહી સારી રીતે

મોક્ષ ધર્મનો આશ્રય કરનાર તે ત્યાંજ અંતર્ધાન પામ્યો. હે પૃથાના પુત્ર કેમ! તમે આ એકાગ્ર ચિત્તથી સાંભળ્યું? જ્યારે તમે રથમાં બેઠેલા હતા ત્યારે પણ આજ સાંભળ્યું હતુ. હે પાર્થ, જેણે વિદ્યાનો સંપ્રદાય નથી જાણેલો એવા વ્યગ્ર નરે આ શુદ્ધ અંતઃકરણથી પણ સારી રીતે જણાય એમ નથી આવું મારૂં માનવું છે. હે ભરત શ્રેષ્ઠ, આ દેવોનું અતિ રહસ્ય કહ્યું માટે હે પાર્થ અહિં કયારેય પણ કોઈ મનુષ્યે કેમ! આ નથી સાંભળ્યું? હે નિષ્પાપ, તમારાવિના બીજો મનુષ્ય આ સાંભળવા યોગ્ય નથી, તેમ આજ આ વ્યગ્ર અંતઃકરણથી સારી રીતે જણાય એમ નથી. હે કુંતીના પુત્ર, દેવોનો લોક ક્રિયાવાળાઓથી ભરેલો છે માટે મનુષ્ય રૂપની નિવૃત્તિ થવી એ દેવોને પ્રિય નથી. વળી હે પાર્થ, દેહને તજી જેને વિષે સદા સુખી થયેલો મનુષ્ય મોક્ષપણાને પામે છે અને જે પ્રસિદ્ધ સનાતન બ્રહ્મ છે તે ઉત્તમજ ગતિ છે. હે પૃથાપુત્ર, જેઓ પાપિ જાનિવાળા હોય તે, સ્ત્રી, વૈશ્ય અને શૂદ્રો પણ આ ધર્મ પ્રત્યે રહી ઉત્તમગતિ પામે છે ત્યારે નિત્ય પોતાના ધર્મમાં પ્રીતિવાળા, બ્રહ્મલોકને પરાયણ, બ્રાહ્મણો અને બહુશ્રુત ક્ષત્રિયો ઉત્તમ ગતિ પામે એ ફરી શું! કહેવું? આ કારણવાળું કહ્યું, આમાં સાધન સારૂં ઉપાયો કહ્યા, તેમ સિદ્ધિ, ફળ, મોક્ષ અને દુઃખનો નિર્ણય કર્યો. હે ભરતશ્રેષ્ઠ પાંડવ, આથી ઉત્તમ બીજું કશું પણ સુખ નથી. આમાં શ્રદ્ધા રાખનારો બુદ્ધિમાન્ અને પરાક્રમી થાય છે. જે મનુષ્ય લોકવિષે સારરૂપ ધન વગેરેને અસારની પેઠે તજે છે તે આ શાંતિ વગેરે ઉપાયોથી તત્કાળ ઉત્તમ ગતિ પામે છે. હે પૃથાના પુત્ર અર્જુન, આનો અંત નથી માટે અતિ ઘણું કશું પણ કહેવાનું નથી. ફક્ત એટલુંજ કહેવાનું છે કે નિત્ય યોગ કરનારને ૭ માસમાં યોગ પ્રવૃત્ત થાય છે.

एतावदेववक्तव्यंनान्तोभूयोस्तिकिञ्चन ।
षण्मासान्नित्ययुक्तस्ययोगःपार्थप्रवर्त्तते ॥ ६६ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि ऊनविंशोऽध्यायः ॥ १९ ॥

---

**वासुदेवउवाच** ॥ अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।
दम्पत्योःपार्थसम्वादोयोऽभवद्भरतर्षभ ॥ १ ॥

વસુદેવના પુત્ર બોલ્યા—હે ભત શ્રેષ્ઠ, પૃથાપુત્ર અર્જુન, આ વિષય.

માં પૂર્વે જે સ્ત્રી, પુરૂષનો સંવાદ થયો હતો તે રૂપ આ જુનો ઇતિહાસ કહેવાય છે. કોઇ બ્રાહ્મણી જ્ઞાન તથા વિજ્ઞાનના પારને પામનારા કોઇ બ્રાહ્મણને એકાંતમાં બેઠેલો જોઈ તે ભાર્યા પતિને કહેવા લાગી—હું અગ્નિહોત્ર વગેરે કર્મોને તજનારા, વિચક્ષણ નહિ એવા, કીનાશ ( યમ) સરખા કઠિન, બેઠેલા આપ પતિનો આશ્રય કરી કયા લોકમાં જઈશ? અમે એમ સાંભળ્યું છે કે ભાર્યાઓ પતિએ કરેલા લોકોને પામે છે માટે હું તમારારૂપ પતિને પામી કયી ગતિ પામિશ? આ પ્રમાણે કહેલો, શાંત મનવાળો તે હસતો હોય તેમ તેને કહેવા લાગ્યો. હે સારાં ભાગ્યવાળિ, પાપ રહિત, હું તમારા આ વચનઉપર દોષની બુદ્ધિ કરતો નથી, કર્મ કરનારાઓ જે આ ગ્રહણ કરવા યોગ્ય ( દીક્ષાવ્રત વગેરે ) અને જોવા યોગ્ય સત્ય કર્મ છે એનેજ કર્મ, કર્મ એ રીતે નિશ્ચય કરી બેઠા છે, આ રીતે જ્ઞાનથી રહિત લોકો કર્મે કરી મોહનેજ નિયમમાં બ્રાપે છે પણ જગત્માં તેથી બે ઘડીવાર પણ નિષ્કામપણું પમાતું નથી. કર્મ, મન, અને વાણીએ કરી જો શુભ હોય તો શુભ અથવા અશુભ, જન્મ વગેરેથી માંડી જૂદી જૂદી યોનિઓ પર્યંત કર્મ પ્રાણિયોમાં થાય છે. આ રીતે દૃશ્ય દ્રવ્યોવાળા કર્મ માર્ગોનો રાક્ષસોથી ( દુષ્ટોથી ) નાશ થતો જોયો ત્યારે તે માર્ગોથી વૈરાગ્ય પામિ મેં આત્માવડે આત્મામાં ( ભ્રૃગુટી અને ઘ્રાણના મધ્યમાં ) રહેલું, અવિ મુક્ત નામનું સ્થાન જોયું; જેમાં તે અદ્વૈત બ્રહ્મ છે, જેમાં સોમ ( ઇડા ), અગ્નિ ( પિંગળા )ની સાથે છે, જેમાં પ્રાણિયોને ધારણ કરનાર બુદ્ધિને પ્રેરનાર વાયું ગતિ કરે છે, જેમાં તે અક્ષર બ્રહ્મની બ્રહ્મા વગેરે યોગવાળા ઉપાસના કરે છે, જેમાં વિદ્વાન્ સારાંવ્રતોવાળા શાંત મનવાળા અને જીતેંદ્રિયો બ્રહ્મને સેવેંછે. જે સ્થાનમાં રહેલું અક્ષર છે તે નાસિકાથી સુંઘાતું નથી, જીભથીજ ચખાતું નથી, સ્પર્શન ( ચામડીથી ) તે અડાતું નથી પણ મનથી જણાય છે. જે કોઈ નેત્રોથી ન જોવાય એવું, સાંભળવાથી જૂદું, ગંધ રહિત, રસ અને સ્પર્શ રહિત, તથા રૂપ રહિત તે શબ્દનાં લક્ષણ રહિત છે; જેથી સૃષ્ટિ વગેરેનો વ્યાપાર ચાલે છે અને જેમાં રહેલો છે તેથી પ્રાણ ( હૃદયનો વાયુ ) અપાન ( ગુદાનો વાયુ ), સમાન (નાભિમાં રેહેનારો વાયુ), વ્યાન ( સર્વ શરીરમાં ફરનારો વાયુ ) અને ઉદાન ( કંઠમાં રહેનારો વાયુ ), આ સર્વ તેથીજ પ્રવૃત્ત થાય છે અને તેમાંજ પ્રવેશ કરે છે ( લય પામે છે). પ્રાણ અને અપાન એ બે સમાન અને વ્યાનના મધ્યમાં ફરે છે માટે જ્યારે તે અપાન સહિત પ્રાણ ભૃગુટી તથા નાસિકાના મધ્ય સ્થાનમાં લીન થાય છે

ત્યારે સમાન અને વ્યાન પણ લયપામે છે. તેમ અપાન તથા પ્રાણ વાયુના મધ્યમાં ઉદાન વાયુ વ્યાપિને રહ્યા છે તે કારણથી સુઇ ગયેલા પુરૂષને પ્રાણ તથા અપાન છોડતા નથી. વળી પ્રાણોની મહત્તા ઉદાનને આધિન છે તેથી તેને ઉદાન[1] કહે છે અને બ્રહ્મ વાદિઓ પ્રાણના જયરૂપ નામવાળાં તપને મારે વિષે (મનને ચલાવનાર ઉદાનરૂપ વૈશ્વાનર હું છું તેને વિષે) રહેલું નિશ્ચય કરે છે. આ રીતે દેહમાં ફરનારા, એક બીજાનાં ભક્ષવાળા તે સર્વ વાયુઓના મધ્ય (નાભિમંડળ) ના મધ્ય ભાગમાં સાત પ્રકારે કરી વૈશ્વાનર નામે અગ્નિ પ્રકાશે છે. તે વૈશ્વાનરની જ્વાળાની નાસિકા, જીભ, ચક્ષુ, ચામડી, પાંચમો કાન, મન અને બુદ્ધિ આ સાત જીભ છે. હું રૂપ વૈશ્વાનરના સુંઘવાનું, જોવાનું, પીવાનું, સ્પર્શ કરવાનું સાંભળવાનું, માનવાનું, અને જાણવાનું, આ સાત, સમિધ્ (હોમવાનાં કાષ્ટ) છે. સુંઘનાર, જમનાર, જોનાર, સ્પર્શ કરનાર, પાંચમો સાંભળનાર, માનનાર, અને જાણનાર આ સાત ઋત્વિક (હોમ કરનારા) છે. હે સુભગે (સારાં ભાગ્યવાળી), તું પણ સુંઘવાનાં, પિવાનાં, જોવાનાં, અડવાનાં, સાંભળવાનાં, માનવાનાં અને જાણવાનામાંસાત હવિયો ને નાસિકા વગેરેમાં સાત અગ્નિયોને અને સુંઘનારા વગેરે સાત હોતાઓને જો. જે વિદ્વજ્જનો સાત પ્રકારના અગ્નિયોમાં સાત પ્રકારનાં હવિને સારી રીતે હોમિ વર્ત્તે છે તેઓ બ્રહ્મરૂપ થઈ પોતે બ્રહ્મ જેની યોનિ (કારણ) છે એવા અગ્નિયો વિષે પૃથ્વી વગેરેને પેદા કરે છે. પૃથ્વી, વાયુ, આકાશ, જળ, પાંચમું તેજ, મન, અને બુદ્ધિ આ સાત યોનિ (કારણ) એમ કહેલાં છે. હવિરૂપ થયેલા, સર્વ સુંઘવાના પદાર્થ વગેરે ગુણો અગ્નિથી થયેલા ગુણ (ગંધ વગેરે જ્ઞાનરૂપ બુદ્ધિ નીવૃત્તિ) પ્રત્યે પ્રવેશ કરે છે અને તે વૃત્તિ સંસ્કારપણાથી ચિત્તમાં રહી પોતાનાં કારણો નાસિકા વગેરેમાં ઉત્પન્ન થાય છે (સાર એકે જોયેલાં રૂપ વગેરે સુષુપ્તિ વગેરેમાં વાસના રૂપથી ચિત્તમાં વસિ પાછાં જાગ્યા પછી પેદા થાય છે). વળી તેમાંજ પ્રલયં વિષે રોકાય છે અને પ્રાણિયોની ઉત્પત્તિ વિષે તેથી ગંધ થાય છે, તેથી રસ થાય છે, તેથી રૂપ થાય છે, તેથી સ્પર્શ થાય છે, તેથી શબ્દ થાય છે, તેથી સંશય (સંશયવાળું મન) થાય છે અને તેથી નિશ્ચય (નિશ્ચયવાળી બુદ્ધિ) થાય છે; આ સાત પ્રકારે જન્મ જણાય છે. આ પ્રકારે પુરાતન ઋષિઓએ નાસિકા વગેરેનું રૂપ જાણેલું છે અને ત્રણ (માન, મેય તથા માન કરનાર),

---

૧ उत्कर्षेण प्राणानुआनयति चेष्टयते इतिउदानः અર્થ ઉત્તમપણાથી પ્રાણો ચેષ્ટા કરાવે તે ઉદાન.

પૂર્ણ બ્રહ્મની આહુતિયોથી ચોતરફ ભરેલા લોકો તેના તેજે કરી (તેની સત્તાવડે) પૂર્ણ થાય છે (સત્તાવાળા થાય છે).

अनेनैवप्रकारेणप्रगृहतिपुरातनैः ।
पूर्णाहुतिभिरापूर्णास्त्रिभिःपूर्यन्तितेजसा ॥ २८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु.ब्रह्मगीतासु विंशोऽध्यायः॥२०॥

---

**ब्राह्मणउवाच** ॥ अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।
निबोधदशहोतॄणांविधानमथयादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—આ દૃષ્ટિ સૃષ્ટિના વિષયમાં પણ આ, જુનો ઈતિહાસ કહેવાય છે-હવે દશ હોતા (હોમનારા)ઓનો જેવો વિધિ છે તે મારાથી જાણો. હે ભામિનિ (કોપ કરનાર)! કાન, ચામડી, નેત્ર, જીભ, નસિકા, પગ, હાથ, ઉપસ્થ, અને ગુદા, આ રીતે દશ હોતૃ (હોમનારાં) છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, વાકય, ક્રિયા, ગતિ, વીર્ય, મૂત્રનો અને વિષ્ટાનો ત્યાગ, આ દશ હવિયો છે. હે ભામિનિ, દિશાઓ, વાયું, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ, વિષ્ણુ, ઇંદ્ર, પ્રજાપતિ, અને મિત્ર આ દશ અગ્નિયો છે. હે ભાવિનિ (ભાવવતિ)! દશ, ઇંદ્રિયોરૂપિ હોમનાર છે તેઓ એ દશ વિષયો નામે હવિરૂપ કાષ્ટ દશ અગ્નિયોમાં હોમાય છે. ચિત્તરૂપ સ્રુવ (હવિ હોમવાનું વાસણ) છે, અને પવિત્ર, ઉત્તમ જ્ઞાનરૂપ ધન છે. આ (ચિત્ત વગેરે વગેરે) સઘળું જગત્ અતિ વિભાગ પામેલું હતું એમ સાંભળેલું છે. હવે સઘળું ચિત્તજ જાણવા યોગ્ય છે. ચિત્ત જ્ઞાનને જાણે છે અને જ્ઞાન તેના પ્રકાશ કરનારને જુવે છે. આનો પરસ્પર સંબંધ એમ છે કે જેમ વીર્યથી થતાં શરીરને ધારણ કરનાર (તેના અભિમાનવાળો) શરીરમાં જાણનારો જીવ સૂક્ષ્મ શરીરને ધારણ કરનાર (તેનાં અભિમાનવાળો) છે તે શરીરધારી ગાર્હપત્ય નામનો અગ્નિરૂપ ને તેથી બીજો મનરૂપ આહવનીય નામનો અગ્નિ કહેવાય છે. તેમાં હવિ (તેજ જળ અન્નવાળું ખાવાનું) નંખાય છે તેથી વેદ થયેલો છે, તેથી મન થયેલું છે અને તેથીજ મનરૂપ સૂત્રાત્મા તે વેદરૂપ વાણીને જુવે છે. મન પછી જૂદા જૂદા વર્ણો (રંગો) રહિત રૂપ થયું છે અને તે રૂપ મનને પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણી પૂછવા લાગી—જ્યારે મને કરી વિચારેલું વાક્ય ઉત્પન્ન થાય છે ત્યારે વાણી શાથી! પ્રથમ થઈ અને મન, શાથી! પછી થયું? કયા! વિજ્ઞાનના યોગે કરી (પ્રમાણે કરી) મતિ એટલે પ્રા-

ણની જ્ઞાન શક્તિ ચિત્તને પામી છે અને સુષુપ્તિમાં પ્રાપ્ત કરેલી શાથી! વિષયોને જાણતી નથી અને કોણ! એને બાધ કરે છે? બ્રાહ્મણ બોલ્યો—અપાનવાયું[1] પતિ થઇને પતિપણાથી તે (શક્તિ)ને નીચે લઈ જવાપણાને પ્રાપ્ત કરે છે તે ગતિ મનની કહેવાય છે ને તેથી મન ઇચ્છાય છે. વળી જેથી તમે વાણી તથા મનનો પ્રશ્ન મને પૂછો છો તેથી હું તમને તે બેનો સંવાદ કહેનાર છું. વાણી અને મન એ બે પ્રાણિઓના આત્મા જીવની પાસે જઇ પૂછવા લાગ્યા કે હે વિભો, અમારા બેઉનામાં શ્રેષ્ઠ કહો અને અમારા બેનો સંશય મટાડો. ભગવાન્ જીવે 'મન' એમજ કહ્યું ત્યારે વાણીએ તેને એવું કહ્યું કે હું તમારી કામનાઓને પૂરનાર છું. આ સાંભળ્યાપછી મન નામનો બ્રાહ્મણ બોલ્યો--સ્થાવર એટલે બહારની ઈંદ્રિયોએ જણાય એવું અને જંગમ ઇંદ્રિયોથી ન જણાંય એવું સ્વર્ગ વગેરે આ બે મારાં મન છે એમ જાણો. તેઓમાં સ્થાવર મારી પાસે છે અને જંગમ તમારા (વાણીના) વિષયમાં છે. જે મંત્ર, વર્ણ, અથવા સ્વર પણ જ્યારે તે દેશમાં જાય છે ત્યારે તે જંગમ નામે મન થાય છે માટે હે વાણિ! તમે શ્રેષ્ઠ છો. હે શોભનાર વાણિ! તમે પોતે આવીને હું કામના પૂરનાર છું એમ કહ્યું તેથી મૂર્છાવાનની પેઠે થયેલ હું શ્વાસ પામી (લઈ) કહું છું કે હે મહા ભાગ્યવાળિ! આમ છે તોપણ પ્રેરણા કરાતી, દેવીવાણી, નિરંતર પ્રાણ તથા અપાન વાયુંના મધ્યમાંજ રહેલી છે. પૂર્વે પ્રાણવિના અતિ નીચ થયેલી પ્રજાપતિને હે ભગવન્, 'પ્રસન્ન થાઓ' એમ પ્રાર્થના કરતી હતી ત્યારે ફરી વાણીને વૃદ્ધિ પમાડનાર પ્રાણ પ્રકટ થયો તેથી શ્વાસને પામી વાણી ક્યારેય પણ બોલતી નથી. વાણી બે પ્રકારની છે, એક ઘોષવાળી[2] (શબ્દવાળી) અને બીજી ન થયેલ ઘોષવાળી. જે નિત્ય ચાલે છે તે બેમાં પણ ઘોષવાળીથી ઘોષરહિતજ શ્રેષ્ઠછે. વળી ગાયની પેઠે ઉત્તમ શોભનારી, બ્રહ્મને કહેનારી, આ વાણિ નિરંતર રસને, અર્થોને તથા મોક્ષને આપે છે. હે મનોહર મંદહાસ્ય કરનાર, જે ભરતખંડમાં થયેલી વાણી છે એ બે રસ વિગેરેને સ્રવનારી, સૂક્ષ્મ, વાણીના અંતર (ભેદ)ને જુઓ. બ્રાહ્મણી બોલી—જ્યારે વાક્યો ઉત્પન્ન થયાં ન હતાં ત્યારે બોલવાની ઇચ્છાએ પ્રેરણા કરાતી એવી દેવી વાણીએ પ્રથમ શું કહ્યું ?

---

૧ અપાન વાયુના વશપણાને પામનાર પ્રાણ વાયું સુષુપ્તિમાં મનનો લય થયાથી લય પામતો નથી પણ સમાધિમાં અપાનને પોતાને વશ કરી મનનો લય થવાથી લય પામે છે. ૨ ઘોષવાળી પ્રાણથી થતી વૃદ્ધિને ઇચ્છે છે પણ બીજી હંસ મંત્રરૂપ સદા સરખીજ વર્ત્તે છે.

બ્રાહ્મણ બોલ્યો—[1]પ્રથમ વાણીએ આવુંજ કહ્યું કે જે વાણી, પ્રાણે કરી શરીરમાં પેદા થાય છે, પ્રાણથી અપાનને પામે છે, ઉદાનવાયુરૂપ થયેલી દેહને તજી વ્યાન વાયુવડે સર્વ અંતરિક્ષને ઢાંકે છે, પછી તે અહિં સમાન વાયુમાં રહે છે માટે સ્થાવરપણાથી મન વિશેષ છે તથા જંગમપણાથી દેવી વાણી અધિક છે.

ततःसमानेप्रतितिष्ठतीहइत्येवपूर्वंप्रजजल्पवाणी ।

तस्मान्मनःस्थावरत्वाद्विशिष्टंतथादेवीजङ्गमत्वाद्विशिष्टा॥२६॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अनुगीतापर्वाणि ब्राह्मणगीतासु एकविंशोऽध्यायः ॥ २१ ॥

ब्राह्मणउवाच ॥ अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।

सुभगेसप्तहोतॄणांविधानमिहयादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—હે સુભાગ્યવતિ, આ વિષયમાં પણ જેવો સાત હોતાઓનો વિધિ છે તેવો જુનો આ ઇતિહાસ અહિં કહેવાય છે. હે શોભનારી નાસિકા, નેત્ર, જીભ, ચામડી, પાંચમો કાન, મન, અને બુદ્ધિ આ સાત, જૂદા આશ્રય કરીરહેલા હોતાઓ સૂક્ષ્મ માર્ગમાં રહેલા, એક બીજાને જોતા નથી. તમારે સ્વભાવથીજ આ સાતને હોમનારા જાણવા. બ્રાહ્મણી પૂછવા લાગી—હે પ્રભો હે ભગવન્, સૂક્ષ્મ માર્ગમાં રહેલ છતાં તેઓ કેમ ! એક બીજાઓને જોનાર નથી અને કેવા સ્વભાવના છે એ મને કહો? બ્રાહ્મણ બોલ્યો—ગુણોનું અજાન, અવિજ્ઞાન, ગુણોનું જ્ઞાન, અને જાણનારપણું આ કયારેય પણ પરસ્પર ગુણોને જાણતાં નથી. જીભ, ચક્ષુ, કાન, વાણી, મન તથા બુદ્ધિ, ગંધોને જાણતી નથી પણ નાક તેઓને જાણે છે. નાક, નેત્ર, કાન, વાણી, મન, અને બુદ્ધિ રસોને જાણનાર નથી પણ જીભ તેઓને જાણે છે. નાસિકા, જીહ્વા, કાન, વાણી,મન, તથા બુદ્ધિ રૂપોને જાણતાં નથી પણ ચક્ષુ, તેઓને જાણે છે. નાક, જીભ, નેત્ર, કાન, બુદ્ધિ અને મન સ્પર્શોને જાજાણનાર નથી પણ ચામડી તેઓને જાણે છે. નાક, જીભ, ચક્ષુ, વાણી, મન અને બુદ્ધિ શબ્દોને જાણી શકતાં નથી પણ કાન તે (શબ્દો)ને જાણી શકે છે. નાસિકા, જીભ, ચક્ષુ, ચામડી, કાન, અને બુદ્ધિ સંશયને જાણતાં નથી પણ મન તેને જાણે છે. નાક, જીભ, ચક્ષુ, ચામડી, કાન, અને મન નિશ્ચ-

[1] સાર એકે વાણીનું પ્રાણને આધિનપણું પણ વાણીની મહત્તાથી જાણેલું છે.

યને જાણનાર નથી પણ બુદ્ધિ તેને જાણે છે. હે ભામિનિ, અહિ પણ ઇંદ્રિયો તથા મનના સંવાદરૂપ આ જુનો ઇતિહાસ કહેવાય છે. મન બોલ્યું— મારા વિના નાક સુંઘતું નથી, જીભ રસને જાણતી નથી, ચક્ષુ રૂપને ગ્રહણ કરતું નથી, ચામડી સ્પર્શને જાણતી નથી ને મારાથી હીન કાન, શબ્દને કોઈ રીતે પણ સમજતો નથી, સનાતન, હુંજ સર્વ પ્રાણિયોમાં ઉત્તમ છું. નિત્ય મારાથી હીન ઇંદ્રિયો, ખાલી થયેલાં મંદિરોની પેઠે અને શાંત થયેલ જ્વાળાવાળા અગ્નિઓની પેઠે નથી શોભતાં. સર્વ જંતુઓ મારા વિના જાણે ભીનાં સુકાં કાષ્ટ હોય તેમ યત્ન કરનાર ઇંદ્રિયોથી પણ ગુણો તથા અર્થોને જાણી શકતાં નથી. ઇંદ્રિયોએ કહ્યું જો તમે અમારા પદાર્થોરૂપ ભોગોને અમારા વિના ભોગવો અને તમે જેમ આ માનોછો એમ આ સત્ય થાય. અમારો લય થયા પછી જો તૃપ્તિ થાય, પ્રાણનું ધારણ થાય અને તમે જો ભોગોને ભોગવો તો તમે જેમ આ માનો છો તેમ સત્ય થાય અથવા અમારો લય થયા પછી વિષયો રહ્યા હોય અને જો સંકલ્પ માત્રથી તમે ભોગોને ભોગવી શકો તો તમે માનો છો તે સાચું થાય. વળી જો તમે અમારા વિષયોમાં સિદ્ધિ માનોછો તો નાસિકાથી રૂપને ગ્રહણ કરો. નેત્રથી રસને ગ્રહણ કરો, કાનથી ગંધોને ગ્રહો, જીભથી સ્પર્શને લ્યો, ચામડીથી શબ્દોને લ્યો, અને બુદ્ધિથી સ્પર્શને જાણો. અમે અતિ દુર્બળ છીયે પણ અમારા નિયમો બળવાન્ અને નિયમ વગરના એટલે બીજાને આધિન નહિ એવા છે. તમે અપૂર્વ ભોગો ભોગવો, ઉચ્છિષ્ટ ખાવા યોગ્ય નથી. જેમ- શિષ્ય શ્રુતિ માટે શાસ્તા (શિખવનાર ગુરૂ) પાસે જાય છે અને તેથી શ્રુતિને લેઈ શ્રુતિના અર્થને જાણે છે, તેમ તમે ઉંઘવામાં તથા જાગવામાં અમે દેખાડેલાજ, આવિ ગયેલા, અને આવેલા વિષયોને જાણો છો. ઉદાસ મનપણાને પામેલા, અલ્પ ચિત્તવાળા જીવોનું પ્રાણ ધારણ અમારે અર્થે કાર્ય કરવાથી દેખાય છે. બહુ એવા પણ સંકલ્પોને જાણી તથા સ્વપ્નોને સેવિ ભોગંનિ ઇચ્છાથી પીડાતો પ્રાણી વિષયોનેજ પામે છે અને દ્વાર વગરના ઘરની પેઠે હૃદય પ્રતે પ્રવેશ કરી વિષયો વિષે બાંધેલા (લટકેલા) સંકલ્પના ભોગોને ભોગવી પ્રાણ (મન)નો ક્ષય થાય છે ત્યારે જેમ લાકડાંઓનો નાશ થાય ત્યારે બળતો અગ્નિ શાંત થાય તેમ નિત્ય શાંતિ પામે છે. જો કે અમારો પોતાના ગુણોમાં ઇચ્છા પ્રમાણે સંગ નથી, ભલે અમને એક બીજાના ગુણોનું જ્ઞાન નથી પણ અમારા વિના તમને જ્ઞાન નથી અને જ્યાં સુધી અમે નથી ત્યાંસુધી તમને હર્ષ સેવનાર (મળવાનો) નથી.

कामंतुनःस्वेषुगुणेषुसङ्गःकामंचनान्योन्यगुणोपलब्धिः ।
अस्मान्विनानास्तितवोपलब्धिस्तावदृतेत्वांनभजेत्प्रहर्षः॥२९॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणी ब्रा. द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

**ब्राह्मणउवाच ॥** अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।
सुभगेपञ्चहोतॄणांविधानमिहयादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો— હે સુભાગ્યવતિ, જેવો પાંચ હોતાઓનો અહિં વિધિ છે તેવો આ બાબતમાં પણ જુનો આ ઈતિહાસ કહેવાય છે. પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન, આ પાંચ હોતા તથા તેઓ ઉત્તમ ભાવનારૂપ વિદ્વાનોએ માનેલા છે. બ્રાહ્મણી પૂછવા લાગી—સ્વભાવથી સાત હોતાંઓ છે એમ મારૂં પ્રથમનું માનવું છે, પણ હવે જે રીતે ઉત્તમ ભાવનારૂપ પાંચ હોતા છે તે કહો? બ્રાહ્મણ બોલ્યો-પ્રાણે ધારણ કરેલે અપાન વાયુ થાય છે, પછી અપાને ધારણ કરેલો વ્યાન વાયુ ચાલે છે, વ્યાને ધારણ કરચા પછી ઉદાન વાયુ પ્રવર્ત્તે છે, ઉદાને ધારણ કરેલો સમાન નામે વાયુ થાય છે, પૂર્વે થયેલા તેઓ પ્રથમ થયેલા, બ્રહ્માને પૂછવા લાગ્યા કે અમારામાં જે શ્રેષ્ઠ હોય તેને કહો એટલે તે અમારામાં શ્રેષ્ઠ થશે. બ્રહ્મા બોલ્યા—જેના પ્રલયથી પ્રાણ ધારિયોનાં શરીરમાં સર્વ પ્રાણો ( વાયુઓ ) પ્રલય પામે અને જેના ફરવાથી ફરી સર્વ પ્રાણો ફરે તે શ્રેષ્ઠ જાણવો, હવે જ્યાં ઈચ્છા હોય ત્યાં જાઓ. પ્રાણ બોલ્યો—મારો પ્રલય થવાથી પ્રાણ ધારિયોનાં શરીરમાં સર્વ પ્રાણ પ્રલય પામે છે અને મારા ફરવાથી ફરી ફરવા માંડે છે માટે હું શ્રેષ્ઠ છું, મને પ્રલય પામેલો જુઓ. બ્રાહ્મણ બોલ્યો—આમ કહ્યા પછી પ્રાણ પ્રલય પામ્યો અને પાછો ફરવા લાગ્યો. પછી હે સુંદરિ સમાન અને ઉદાન એ બે વચન બોલ્યા કે હે પ્રાણ, અહિં અમે જેમ છીયે તેમ તમે આ સર્વને વ્યાપિ રહેનાર નથી માટે તમે અમારામાં શ્રેષ્ઠ નથી, પણ અપાન તમારા વશમાં છે, આ સાંભળ્યું તોય ફરી પ્રાણ ફરવા લાગ્યો ત્યારે અપાને તેને કહ્યું; અપાન વાયુ બોલ્યો—

---

૧ અહિં तपोलब्धिः એમ છાપેલામાં લખેલા છે તો આ વૈદિક પ્રયોગ માનવાથી તપનું જ્ઞાન એવો અર્થ થઇ શકે.

મારો પ્રલય થવાથી પ્રાણ ધારિયોનાં શરીરમાં સર્વ પ્રાણો પ્રલય પામે છે અને મારા ફરવાથી ફરી તે સઘળા ફરે છે માટે હું શ્રેષ્ઠ છું, મને પ્રલય પામેલો જુઓ. બ્રાહ્મણ બોલ્યો—આ રીતે બોલતા તે વાયુને વ્યાન તથા ઉદાન કહેવા લાગ્યા કે હે અપાન તમે શ્રેષ્ઠ નથી; કેમકે પ્રાણજ તમને વશ પામનાર છે. આ સાંભળ્યા પછી અપાન ફરવા લાગ્યો અને વ્યાન તેને ફરી કહેવા લાગ્યો કે જે કારણથી હું સર્વમાં શ્રેષ્ઠ છું તે સાંભળો. મારો પ્રલય થવાથી પ્રાણધારિ જીવોનાં શરીરમાં સર્વ પ્રાણો પ્રલય પામે છે અને મારા ફરવાથી ફરી ફરવા માંડે છે માટે હું શ્રેષ્ઠ છું, હવે મને પ્રલય પામેલો જુઓ. બ્રાહ્મણ બોલ્યો—આમ કહ્યા પછી વ્યાન પ્રલય પામ્યો અને પાછો ફરવા લાગ્યો તે વખતે પ્રાણ, અપાન, સમાન ને ઉદાન તે ( વ્યાન )ને કહેવા લાગ્યા–હે વ્યાન, તમે અમારામાં શ્રેષ્ઠ નથી, સમાનજ તમારા વશમાં છે, આ સાંભળી ફરી વ્યાન ફરવા લાગ્યો, પછી સમાને કહ્યું કે હું જે કારણથી સર્વનામાં શ્રેષ્ઠ છું તે સાંભળો. મારા પ્રલયથી પ્રાણ ધારિયોનાં શરીરમાં સર્વ પ્રાણો પ્રલય પામે છે અને મારા ફરવાથી પાછા ફરવા લાગે છે માટે હું શ્રેષ્ઠ છું, હવે મને પ્રલય પામેલો જુઓ. આમ કહ્યા પછી પાછો સમાન વાયુ ફરવા લાગ્યો અને ઉદાન તેને કહેવા લાગ્યો. હું સર્વના મધ્યમાં જે કારણથી શ્રેષ્ઠ છું તે સાંભળો. મારો પ્રલય થવાથી પ્રાણધારિયોનાં શરીરમાં રહેલા સર્વ પ્રાણો પ્રલય પામે છે અને મારા ફરવાથી પાછા ફરવા માંડે છે માટે હું શ્રેષ્ઠ છું, હવે મને પ્રલય પામેલો જુવો. આમ કહ્યા પછી ઉદાન પ્રલય પામ્યો અને પાછો ફરવા મંડ્યો, તે સમયે પ્રાણ, અપાન, સમાન અને વ્યાન તે ( ઉદાન )ને કહેવા લાગ્યા–હે ઉદાન, તમે શ્રેષ્ઠ નથી વ્યાનજ તમારા વશમાં છે. બ્રાહ્મણ બોલ્યો—પછી ભેગા થયેલા તે વાયુઓને પ્રજાઓનાપતિ બ્રહ્માએ કહ્યું કે તમે સર્વ શ્રેષ્ઠ છો કે પરસ્પર ધર્મવાળા હોવાથી સર્વ શ્રેષ્ઠ નથી? સર્વ તમે પોતાના વિષયમાં તો શ્રેષ્ઠ છો અને સર્વ એક બીજાના ધર્મવાળા છો. વળી આ રીતે પ્રજાપતિ (બ્રહ્મા)એ મળેલા તે સર્વેને કહ્યું તમારામાં એક સ્થિર છે અને એક અસ્થિર છે, તેમ તમે ભેદથી પાંચ વાયુ છો. જેમ એકજ મારો આત્મા બહુ પ્રકારે વૃદ્ધિ પામે છે માટે એક બીજાના મિત્ર, એક બીજા તરફ ભાવ રાખનારા તમે સુખે કલ્યાણથી જાઓ, તમારૂ કલ્યાણ થાઓ અને તમે એક બીજાને ધારણ કરો.

परस्परस्यमुहृदोभावयन्तःपरस्परं ।
स्वस्ति व्रजतभद्रंवोधारयध्वंपरस्परम् ॥ २४ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अ. ब्रा. त्रयोविंशो ऽध्यायः ॥ २३ ॥

---

**ब्राह्मणउवाच ॥** अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।
नारदस्यचसम्वादमृषेर्देवमतस्यच ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—અહિં પણ નારદ અને ઋષિ દેવમતના સંવાદરૂપ જુનો આ ઇતિહાસ કહેવાય છે. દેવમતે પૂછ્યું—જન્મ પામતા જીવનું પ્રથમ પ્રાણ, અપાન, સમાન, વ્યાન, કે ઉદાન, શું પ્રવર્ત્તે છે? નારદે કહ્યું-જે નિમિત્તથી આ જંતુ સૃજાય છે તે નિમિત્તથી બીજો પણ તે પ્રાણ વાયુઓનાં જોડાંને પામે છે કે જે પ્રાણનું જોડું આડું, ઉંચુ અને નીચું અથવા મનુષ્ય વગેરે, દેવ વગેરે અને પશુ વગેરે રૂપ જાણવા યોગ્ય છે. દેવમતે પૂછ્યું-કેણે કરી આ જંતુ સૃજાય છે? કોણ! બીજો પ્રથમ તેને પામે છે અને જે આડું, ઉચું અને નીચું પ્રાણનું જોડું છે તે મને કહો? નારદે કહ્યું—સંકલ્પથી આનંદ[1] થાય છે, શબ્દથી પણ થાય છે, રસથી પણ થાય છે અને રૂપથી પણ થાય છે. [2]રૂધિરથી મળેલાં વીર્યથી પ્રથમ પ્રાણ પ્રવૃત્ત થાય છે. પ્રાણે કરી વીર્ય વિકાર પામે છે ત્યારે અપાન પ્રવૃત્તિ કરે છે. આ રીતે વૃદ્ધિ પામેલાં શુક્ર (વીર્ય)થી અને રસથી પણ હર્ષ થાય છે. આ ઉદાન (બ્રહ્મ)નું રૂપ ઠરાવેલું છે તથા હર્ષ એટલે આનંદ જોડાના મધ્યમાં એટલે કારણ અને કાર્યને વ્યાપિ રહેલો છે. પ્રવૃત્તિના કારણરૂપ ઇચ્છાથી વીર્ય (અદૃષ્ટ) થાય છે ને વીર્યથી રજ થાય છે. સાધારણ વીર્ય અને રૂધિર એ બે સમાન તથા વ્યાન વાયુથી થયેલ છે. પ્રાણ અને અપાન આ જોડું નીચે તથા ઉંચે જાય છે અને વ્યાન તથા સમાન એ બે આડું જનારાં જોડાંરૂપ કહેવાય છે. અગ્નિ (પરમાત્મા) સર્વ દેવતાઓરૂપ છે. આવી તેજ દેવની આજ્ઞા છે, તે આજ્ઞારૂપ ઉત્તમ બુદ્ધિવાળું જ્ઞાન બ્રહ્મને જાણનારાને થાય છે. તે અતિ તેજવાળા દેવનું તમોગુણરૂપ ધૂમ છે અને રજોગુણરૂપ ભસ્મ છે. હવે જે (મુખ્ય અગ્નિ)માં હવિ (ભોગ્ય વસ્તુ) નંખાય છે તેથી સઘળું ઉત્પન્ન થાય છે. સત્વ ગુણથી સમાન અને વ્યાન થાય છે, આ રીતે યજ્ઞને જાણનારાઓ માને છે. આ પ્રમાણે પ્રાણ અને અ-

---

૧ તેજ સંકલ્પથી જંતુરૂપે પ્રકટ થાય છે. ૨ અદૃષ્ટથી મળેલી પ્રીતિ વગેરેથી.

પાન વાયુ એ બે ધૃતના બે ભાગરૂપ છે અને તેઓના મધ્યમાં અગ્નિ[1] (ઉદાન) છે. આ ઉદાનનું ઉત્તમ રૂપ બ્રહ્મને જાણનારા જાણે છે[2]. હવે જે દ્વૈત રહિત એમ છે એ મારા કહેવાથી સાંભળો. દિવસ અને રાત્રિ આ જોડું છે ( વિદ્યા, અવિદ્યા, સ્વપ્ન, જાગરણ ને ઉત્પત્તિ, પ્રલય આ પણ તે રૂપ છે) તે એના મધ્યમાં હુતાશન ( પરબ્રહ્મ ) છે. આ ઉદાન નામનાં બ્રહ્મનું ઉત્તમ રૂપ બ્રાહ્મણો જાણે છે. સત્ અને અસત્ એટલે કાર્ય કારણ અને તે એના મધ્યમાં હુતાશન એટલે કાર્ય કારણને ભોગવનાર શુદ્ધ બ્રહ્મ છે. આ ઉદાન ( પરમ આનંદ )નું ઉત્તમરૂપ બ્રાહ્મણો જાણે છે. બ્રહ્મ જે સંકલ્પ નામનાં કારણે કરી સમાન અને વ્યાનવાયુરૂપ ( કારણ ને કાર્ય ) થાય છે તેજ કારણથી કર્મ વિસ્તાર પામે છે અને સમાન વાયુવડે ફરી તે બ્રહ્મનો નિશ્ચય કરી શકાય છે ( આથી એ સમજવાનું છે કે સંકલ્પોને રોકી તટસ્થ રહેવું ); આથી, સમાન, વ્યાન, અને શાંતિના અર્થવાળું સનાતન બ્રહ્મ આ ત્રણ એક, શાંતિરૂપ છે. આ ઉદાન ( પરમાનંદ )નું ઉત્તમ રૂપ બ્રાહ્મણો ( બ્રહ્મજ્ઞો ) જાણે છે.

शान्त्यर्थंव्यानमेकंचशान्तिर्ब्रह्मसनातनम् ।
एतद्रूपमुदानस्यपरमंब्राह्मणाविदुः ॥ १७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अ. ब्रा. चतुर्विंशो ऽध्यायः ॥ २४ ॥

**ब्राह्मणउवाच ॥** अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।
चातुर्होत्रविधानस्यविधानमिहयादृशम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—જેવો અહિં ચાતુર્હોત્ર વિધિનો વિધિ છે તેવો આ

---

૧ જેમ ઘીથી અગ્નિ પ્રકાશે છે તેમ પ્રાણ તથા અપાનને જીતવાથી ઉદાન નામનું પરબ્રહ્મ ભૃગુટીના મધ્યમાં જોએલું પ્રકાશ પામે છે એ ભાવ છે.

૨ આ સર્વથી પ્રશ્નોના ખુલાસા આવી રીતે સમજવા–કોણે આ સ્રજાય છે? એનો જવાબ સંકલ્પથી એમ છે. બીજો કોણ પામે છે? એનો ખુલાસો તેનાં મૂળરૂપ ઇચ્છા તથા કર્મ એવો છે. જે સાત્વિક, પ્રાણનું જોડું, કહ્યું તે સમાન ને વ્યાન સમજવા. આડું જોડું કહ્યું તેનો જવાપ આનંદ કારણ કાર્યરૂપ જોડાંમાં છે એ જાણવો.

બાબતમાં પણ જુનો આ ઇતિહાસ કહેવાય છે. હે ભદ્રે (હે કલ્યાણિ), સ-ધળા તે, ચાતુર્હોત્રનો વિધિ વિધિ પ્રમાણે ઉપદિષ્ટ કરૂં છું માટે મારા કહેવાથી આ અદ્ભુત રહસ્ય (છાનું આખ્યાન) સાંભળો. હે શુદ્ધ ભાવવતિ! કરણ (સાધન), કર્મ, કર્ત્તા, અને મોક્ષ આ રીતે આ ચારજ હોતાઓ છે કે જેઓથી આ જગત્ ઢંકાએલું છે. જો કે પ્રથમ નાસિકા વગેરે, દશ અને સાત હોતાઓમાં કહેલું છે પણ તેઓમાં કોણ? કોનું? કારણ છે એ ત્યાં નથી કહેલું માટે કહે છે. હવે કારણોનાં સર્વસાધન પૂર્ણપણાથી સાંભળો. નાસિકા, જીભ, ચક્ષુ, ચામડી, પાંચમો કાન, મન, અને બુદ્ધિ આ સાત ગુણ (અવિદ્યા) એજ જેઓનું કારણછે એવા જાણવા. ગંધ, રસ, રૂપ, શબ્દ, પાંચમો સ્પર્શ, માનવા યોગ્ય, અને જાણવા યોગ્ય આ સાત કર્મરૂપ કારણવાળા (કર્મથી બનેલા) છે. સુંઘનાર, ભક્ષણ કરનાર, જોનાર, બોલનાર, પાંચમો સાંભળનાર, માનનાર અને જાણનાર આ સાત કર્ત્તારૂપ કારણવાળા[1] જાણવા. આ ગુણવાળા સુંઘનાર વગેરે સારા અથવા નઠારા, પોતાના ગુણ, ગંધ વગેરેને ભોગવે છે. હુંજ એક નિર્ગુણ અને અંતરહિત છું. આ સાત, અભિમાનને તજવાથી મોક્ષનાં કારણરૂપ થાય છે. પોતપોતાનાં સ્થાનને વિધિ પ્રમાણે જાણનારા વિદ્વાનોના તે, દેવતારૂપ થયેલા ગુણો નિરંતર હવિને ખાય છે. હવે અન્નોને (ગંધ વગેરેને) ખાનારો અવિદ્વાન્ (અભિમાની) મમતાથી જોડાય છે. એક પોતાને અર્થે અન્ન પચાવનાર મમતાથી નાશ પામે છે. વળી અભક્ષ્યનું ભક્ષણ તથા મદ્યપાન તેને હણે છે. તે અન્નને હણે છે, અને નાશ પામેલું અન્ન ફરી તેને હણે છે. જે આ જાણનાર અન્નનો હણનાર અર્થાત્ અન્ન વગેરે સર્વ પ્રપંચનો આત્મામાં લય કરનાર છે તે ઇશ્વરજ થઈ ફરી તેને ઉત્પન્ન કરે છે. તે જ્ઞાતિ વિષે અન્નથી સૂક્ષ્મ પણ ફેરફાર થતો નથી; માટે મનથી જે પમાય છે, વાણીથી જે જણાય છે, કાનથી જે સંભળાય છે, નેત્રથી જે દેખાય છે, સ્પર્શથી જે સ્પર્શ કરાય છે અને નાકથી જે સુંઘાય છે આ સર્વ, મન જેઓમાં છઠ્ઠું છે એવાં હવિયોને નિયમમાં રાખી મારા માંહેના શરીરમાં રહેલું, ગુણવાન્ અગ્નિ (કારણ બ્રહ્મ)વાળો, જ્ઞાનરૂપ અગ્નિને આપનાર જેનો જન્મ છે એવો પ્રાણરૂપ સ્તોત્રવાળો, અપાનરૂપ શસ્ત્રવાળો, સર્વના ત્યાગરૂપ સારી દક્ષિણાવાળો, પ્રવૃત્ત થયેલો મારો જે યોગરૂપ યજ્ઞ છે એનો કર્ત્તા (અહંકાર), માનનાર (મન) અને બુદ્ધિરૂપ (જાણનાર) બ્રહ્મજ હોતા[2] અધ્વર્યુ[3] અને ઉ-

૧ આથી કર્ત્તાનાં ભોક્તાપણાને ઇચ્છનારા સાંખ્યનું ખંડન થાય છે.
૨ યજુર્વેદને જાણનાર. ૩. સામ વેદને જાણનાર.

દૃગાતારૂપ[1] છે. પ્રશાસ્તા અને તેનું કહેવું છે તે સત્ય વચનરૂપ છે અને મોક્ષરૂપ એની દક્ષિણા છે, એમાં નારાયણને એટલે વેદ અથવા આત્માને જાણનારા જનો પૂર્વે જ્યારે જેઓએ નારાયણ દેવની પ્રાપ્તિ માટે ઇંદ્રિયોને વશપણાથી મેળવી હતી ત્યારે પ્રસન્ન થઈ તેઓ સામ ગાતા હતા, આ દૃષ્ટાંત કહે છે અને તેમાં ઋચાઓ બોલે છે. હે ભિરૂ, તે નારાયણદેવને સર્વના આત્મારૂપ જાણો.

तत्रसामानिगायन्तितत्रचाहुर्निदर्शनम् ।
देवंनारायणंभीरुसर्वात्मानंनिबोधतम् ॥ १७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अ. ब्रा. पञ्चविंशो ऽध्यायः ॥ २५ ॥

---

ब्राह्मणउवाच ॥ एकःशास्तानद्वितीयोस्तिशास्तायोहृच्छयस्तमहमनुब्रवीमि ।
तेनैवयुक्तःप्रवणादिवोदकंयथानियुक्तोस्मितथावहामि ॥ १॥

બ્રાહ્મણ બોલ્યો—એક, આજ્ઞા કરનાર, પણ બીજો શાસન કરનાર નથી. જે આજ્ઞા કરનાર હૃદયમાં રહેલો છે હું તેને કહું છું અને તેણેજ જોડેલો જેમ નીચાંણમાંથી જળ વહે તેમ જેમ જોડેલો છું તેમ વહન કરૂંછું. જગતમાં એક ગુરૂ છે તેથી બીજો ગુરૂ નથી. જે ગુરૂ હૃદયમાં રહેનાર છે તેને હું કહુંછું, તે ગુરૂએજ સદા સર્વ આજ્ઞા કરેલા છે, બીજા સર્વ દ્વેષ કરનારા, સર્પરૂપ છે. હે પૃથાના પુત્ર, એક બંધુ છે, તેથી બીજો નથી. જે હૃદયમા રહેલો તેનેજ હું કહુંછું, તેણે આજ્ઞા કરેલા બાંધવો બંધુવાળા છે અને સપ્તર્ષિયો અંતરિક્ષમાં શોભે છે. એક સાંભળનાર છે તેથી બીજો નથી. જે હૃદયમાં સુતેલો છે તેનેજ હું કહુંછું. તે ગુરૂની પાસે ગુરૂ (ઉત્તમ) વાસ કરી ઇંદ્ર સર્વ લોકોનાં અમરપણાને પામ્યો છે. એક દ્વેષ કરનાર છે પણ તેથી બીજો નથી. જે હૃદયમાં શયન કરનાર છે તેને અનુસરી હું કહું છું. જગતમાં તે ગુરૂએજ સદા શિખવેલા, સઘળાઓ દ્વેષિ સર્પ છે. આ વિષયમાં પણ પ્રજાપતિની પાસે થયેલો સર્પ, દેવ અને ઋષિયોના ઠરાવરૂપ આ જુનો ઇતિહાસ કહેવાય છે. પૂર્વે પ્રજાપતિને સેવન કરતા એવા દેવ, ઋષિયો, નાગો, અને અસુરો, પૂછવા લાગ્યા કે અમારૂં કલ્યાણ થાય એવું કહો. આ સાંભળી તે શ્રેય

---

૧ સામવેદને સમજનાર.

પૂછનારાઓના મધ્યમાં ભગવાને ઓમ્ આ રીતે એક, અક્ષરરૂપ બ્રહ્મ શ્રેય કરનાર છે એમ કહ્યું; આ સાંભળી તેઓ દિશાઓ તરફ દોડયા. આ રીતે પોતાના ઉપદેશ અર્થે દોડનારા તેઓનામાં સર્પોને પ્રથમજ પ્રણવના ઉચ્ચાર વખતે મુખનાં ઉઘડાવાં તથા બીડાવામાં દૃષ્ટિ હોવાથી ઉઘડવા બીડાવાથી બને એવાં દશન (કરડવા)માં ભાવ પ્રવૃત્ત થયો. ( અર્થાત્ તેઓએ કરડવાને શ્રેયરૂપ માન્યું). અસુરોનો પ્રજાપતિના હોઠના હાલવામાંજ દૃષ્ટિ હોવાથી દંભમાં ( જપ વગેરે દેખાડવામાં ) ભાવ સ્વાભાવિક થયો. દેવતાઓ, પ્રાર્થના કરે ત્યારે જગત્માં ઓં (ઠીક) એમ આજ્ઞા અપાય છે તેથી દાન શ્રેય કરનાર છે એમ નિશ્ચયવાળા થયા અને મહર્ષિઓ પ્રણવના ઉચ્ચાર વખતે પ્રજાપતિના હોઠની પ્રવૃત્તિની સમાપ્તિ જોઈ સર્વ પ્રવૃત્તિની સમાપ્તિરૂપ દમ (ઈંદ્રિય નિગ્રહ)ને શ્રેય કરનાર એમ નિશ્ચયથી માનનાર થયા. આ પ્રમાણે એક, શાસ્તા (શિખવનારને) પામી એક, શબ્દથી સંસ્કારને પામેલા, સર્વ, સર્પ, દેવ, ઋષિ અને દાનવો જૂદા જૂદા નિશ્ચયવાળા થયા માટે આ (હૃદયમાં રહેલો) યથાર્થ કહેવાતા વિષયને સાંભળે છે, ગ્રહણ કરે છે અને તે પૂછનારાને વારંવાર સંભળાવે છે તથા ગ્રહણ કરાવે છે, એથી બીજો ગુરૂ નથી, તેની આજ્ઞા થયા પછી કર્મ પ્રવૃત્ત થાય છે માટે હૃદયમાં થયેલો ગુરૂ, જાણનાર, સાંભળનાર અને દ્વેષ કરનાર છે. જગત્માં પાપેકરી આચરણ કરનાર પાપ કરનાર થાય છે અને જગત્માં શુભે કરી વિચરનાર શુભ આચરનારો થાય છે. જે ઇચ્છાથી ઇંદ્રિયોના સુખમાં પ્રીતિવાળો છે તે કામચારી થાય છે અને જે સદા ઇંદ્રિયોને છતવામાં પ્રીતિવાળો છે એ બ્રહ્મચારી છે. જે વ્રત તથા કર્મરહિત છતાં ફક્ત બ્રહ્મમાં રહેલો, બ્રહ્મરૂપ થયેલો જગત્માં ફરનાર થાય છે એ બ્રહ્મચારી છે. તેનાં સમિધ્ (કાષ્ટ)રૂપ બ્રહ્મજ છે. તેનો બ્રહ્મથી થયેલો અગ્નિ પણ બ્રહ્મરૂપ છે, તેનું જળ બ્રહ્મ અને ગુરૂ બ્રહ્મ છે તથા તે બ્રહ્મમાં સમાધિવાળો છે. આવું, આજ, સૂક્ષ્મ બ્રહ્મચર્ય પંડિતોએ માનેલું છે અને શરીરને (તત્વ) જાણનારાએ આજ્ઞા કરેલાઓ તેને જાણી પ્રાપ્ત થયા છે.

एतदेवेदृशंसूक्ष्मं,ब्रह्मचर्यंविदुर्बुधाः ।
विदित्वाचान्वपद्यन्तक्षेत्रज्ञेनानुदर्शिताः ॥ १८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अ. ब्रा. षोडशोऽध्यायः ॥ २६ ॥

ब्राह्मणउवाच ॥ सङ्कल्पदंशमशकंशोकहर्षहिमातपम् ॥
मोहान्धकारतिमिरंलोभव्याधिसरीसृपम् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—જેમાં સંકલ્પોરૂપ, ડાંસ અને મચ્છરો છે, જેમાં શોક તથા હર્ષરૂપ ટાઢ, તડકો છે, જેમાં મોહાંધકારરૂપ તમ છે, જેમાં લોભ અને રોગોરૂપ સર્પો છે ને જેમાં કામ તથા ક્રોધરૂપ વિરોધ કરનાર છે તે બંધન કરનારા, એકેજ ઉલ્લંઘન કરાય એવા માર્ગ ( સંસાર )ને ઓળંઘી જે મહા દુઃખે જવાય એવું મ્હોટું વન ( બ્રહ્મ )છે તે પ્રત્યે પેહોચ્યું. બ્રાહ્મણી પૂછવા લાગી—હે મહા પંડિત, તે વન કયાં છે? વૃક્ષો કયા? નદીઓ કયી? ગિરયો કયા? પર્વતો કયા? અને તે વન કેટલા માર્ગમાં છે? બ્રાહ્મણ બોલ્યો—જે જૂદાપણું છે એ.નહિ જે કંઈ સુખ છે તેથી બીજું એ અભેદ થયેલાં આકાશરૂપ નથી. જે કંઈ દુઃખને મટાડનાર સ્વર્ગ વગેરે છે તેથી બીજું, તેથી બીજું અતિ ન્હાનું નથી, તેથી અતિ મ્હોટું નથી, તેથી અતિ સૂક્ષ્મ નથી અને તેની સમ, બીજું સુખ નથી. તેમાં પેસી દ્વિજો શોક કરતા નથી તથા હર્ષ પામતા નથી, કોઇથી તેઓ બીતા નથી અને તેઓથી કોઈ ભય પામતા નથી. તે વનમાં સાત મ્હોટા વૃક્ષો (મહત્તત્વ, અહંકાર અને પાંચ તન્માત્રા એ) છે. સાત ફળ (યાગ વગેરે), સાત અતિથિઓ ( યાગ ક્રિયાઓ ), સાત આશ્રમો ( કર્ત્તા), સાત સમાધિઓ ( પ્રીતિ વગેરે ) અને સાત દિક્ષાઓ ( જૂદા ધર્મોને ગ્રહણ કરવારૂપ ) આ અરણ્યનું રૂપ છે; તેમાં શબ્દ વગેરે પાંચ રૂપવાળાં, શબ્દ વગેરેના અનુભવરૂપ દિવ્ય પુષ્પોને તથા તેઓથી થયેલી પ્રીતિ વગેરે રૂપ ફળોને સ્રજનારા મનરૂપ વૃક્ષો તે બ્રહ્મરૂપ વનને વ્યાપિ રહેલા છે, તેમાં સારા વર્ણોવાળાં ( ધોળા પીળા વગેરે રંગોવાળાં ) બે સુખ તથા દુઃખરૂપ વર્ણોવાળાં પુષ્પો અને ફળોને ઉત્પન્ન કરતા, નેત્રોરૂપ વૃક્ષો તે વનને વ્યાપિ રહેલા છે. સ્વર્ગ વગેરેરૂપ સુગંધવાળાં, બે વર્ણવાળાં, પુષ્પો તથા ફળોને પેદા કરનારાં ઝાડ તે વનને વ્યાપિ રહેલાં છે. સુગંધવાળાં, સુખરૂપ એક વર્ણવાળાં પુષ્પો તથા ફળોને સ્રજતા, ધ્યાન વગેરેરૂપ વૃક્ષો તે વનને વ્યાપિ રહેલા છે. બહુ ન જણાય એવાં સ્વરૂપવાળાં પુષ્પો તથા ફળોને સ્રજનારા, બુદ્ધિ ને મનરૂપ બે મ્હોટા વૃક્ષો તે વનને વ્યાપિને રહેલા છે. એ વનમાં સારાં બુદ્ધિ ને મનરૂપ સ્રુક્ તથા સ્રુવવાળો, બ્રહ્મને જાણનાર આત્મારૂપ એક અગ્નિ છે. પાંચ ઈંદ્રિયોરૂપ કાષ્ટો છે તે મન વગેરે[1] ( હુતદ્રવ્યો )થી થયેલા સાત મોક્ષ

[1] સાત મોક્ષ દ્રવ્યોના સમજવા.

દિક્ષાઓને ફળે છે. એના ગુણો ફળોરૂપ છે અને ફળોને ઇચ્છિનારા અતિથિયો ( દેવતાઓ ) છે, તેતે ઠેકાણે મહર્ષિઓ (ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ ) અતિથિપણાને ગ્રહણ કરે છે. જ્યારે સત્કાર પામેલા તેઓ લીન થાય છે ત્યારે બીજું વન ગમે છે. જે સજ્જનો મોક્ષરૂપ ફળવાળાં, શાંતિરૂપ છાયાથી યુક્ત, જ્ઞાનના આશ્રયવાળાં, તૃપ્તિરૂપ જળવાળાં, અને અંતઃશરીરને જાણનાર આત્મારૂપ સૂર્યવાળાં તે બુદ્ધિરૂપ વૃક્ષને જાણે છે તેઓને ફરી ભય થતુ નથી. તે વૃક્ષનો ઉંચો, નીચો અને આડો અંત જણાતો નથી, તે વૃક્ષને જાણનારા વિષે નાસિકા વગેરે નીવૃત્તિઓરૂપ સાત સ્ત્રીઓ જલદી સંકલ્પોને સિદ્ધ કરનાર, પુરૂષને વશ ન કરવાથી નીચું મુખ કરનાર, ચૈતન્યના જ્યોતિવાળી વસે છે; જેઓ પ્રજાઓથી સત્યને અસત્યતા પ્રમાણે ઉત્તમતાથી સર્વ રસોને લેછે, તેમાંજ સાત સિદ્ધ, સપ્તર્ષિયો વસિષ્ઠ વગેરેની સાથે રહે છે અને ફરી તેમાં ઉદ્યોગ કરે છે. યશ, કીર્ત્તિમાન્, દીપ્તિમાન્, ભાગ્યવાન્, વિજયવાન્ અને સિદ્ધ તેજવાળા અને સાત જ્યોતિ એજ સૂર્યને અનુસરે છે. તેમાં બ્રહ્મથી થયેલાં જળને ધારણ કરનારી નદીયો, સરિત્, ગિરિઓ તથા પર્વતો ટુંકાણથી છે, તે અતિગૂઢ, યોગ યજ્ઞના વિસ્તારનાં સ્થાનરૂપ, હૃદયના આકાશમાં નદીઓનો સંગમ થાય છે જેથી પોતાના આત્માવડે તૃપ્ત થયેલા તેઓ સાક્ષાત્ બ્રહ્મને પામે છે કે જેઓ થોડી આશાવાળા, સારાં વ્રતોને ઇચ્છિનારા, તપથી જેઓનાં પાપ બળેલાં છે એવા થઇ આત્માને પરમાત્મામાં રાખી બ્રહ્માને સેવે છે. આમાં વિદ્યાવડે પમાય એવાં બ્રહ્મરૂપ અરણ્યને જાણનારા જનો બુદ્ધિની ગતિને અનુસરિ તે અરણ્ય ( બ્રહ્મ ) ને જાણિ શાંતિનેજ વખાણે છે. આવાં આજ, પુણ્યકારિ અરણ્યને બ્રહ્મને જાણનારા જાણે છે અને દર્શાવનારા આત્માથી જાણી તેને અનુસરે છે.

एतदेवेदृशंपुण्यमरण्यंब्राह्मणाविदुः ।
विदित्वाचानुतिष्ठन्तिक्षेत्रज्ञेनानुदर्शिना ॥ २४ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अ॰ ब्रा. सप्तविंशतितमोऽध्यायः ॥ २७ ॥

---

ब्राह्मणउवाच ॥ गन्धान्नजिघ्रामिरसान्नवेद्मिरूपंनपश्यामिनचस्पृशामि ।
नचापिशब्दान्विविधान्श्रृणोमिनचापिसङ्कल्पमुपैमिकाञ्चित् ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—હું ગંધોને સુંઘતો નથી, રસોને જાણતો નથી,

રૂપને જોતો નથી, સ્પર્શ કરતો નથી, જૂદા જૂદા પ્રકારના શબ્દોને સાંભળતો નથી અને કોઈ સંકલ્પને પણ પામતો નથી. સ્વભાવ પ્રિય પદાર્થોને ઇચ્છે છે અને સ્વભાવ સર્વ દ્વેષ કરવા યોગ્ય પદાર્થોનો દ્વેષ કરે છે, તેમ સ્વભાવથી પ્રાણ અને અપાન વાયુ જીવોના દેહો પ્રત્યે પેસી ઇચ્છા તથા દ્વેષોને ઉત્પન્ન કરે છે. યોગિઓ તે, નાસિકા અને ગંધ વગેરેથી બીજા સ્વપ્નથી થયેલા, વાસનામય તે પદાર્થોને તેઓમાં નિત્ય રહેલા ભાવોને અને જે પ્રાણિના આત્માને શરીરમાં જાણે છે તેને વિષે રહેનારો હું કોઈ પણ રીતે ! કામ, ક્રોધ, જરા અને મૃત્યુવડે આસક્ત નથી. જેમ જળના બિંદુના લેપો કમળોમાં નથી થતા તેમ સર્વ કામનાઓને ન ઇચ્છનાર, તથા સર્વદોષોનો ન દ્વેષ કરનારછું; તેથી મારા લેપો (લેપાવાપણાંઓ) સ્વભાવોમાં થતાં નથી. નિત્ય જોવાના આ ભોગોના સમૂહનો બહુ સ્વભાવ છે અને નિત્ય કામનાઓ થાય છે પણ સૂર્યના કિરણોનું મંડળ સ્વર્ગમાં આસક્ત થતું નથી, તેમ ભોગોનો સમૂહ કર્મોમાં આસક્ત થતો નથી. હે યશસ્વિનિ! અહિં અધ્વર્યુ અને યતિના સંવાદરૂપ આ જુનો ઇતિહાસ કહેવાય છે તે સમજો. એક વખતે યજ્ઞના કર્મમાં પશુને પ્રોક્ષણ કરાતો (યજ્ઞમાં વધ કરાતો) જોઇ બેઠેલો યતિ અધ્વર્યુને નિંદતો આ હિંસા થાય છે એમ કહેવા લાગ્યો, ત્યારે તેને અધ્વર્યુએ જવાબ આપ્યો કે જો આ વેદ કહે છે તેમ છે તો આ બકરો નાશ પામતો નથી પણ એ જીવ કલ્યાણથી જોડાય છે. જે આનો પૃથ્વીનો ભાગ છે તે પૃથ્વીને પામશે, જે કંઇ આનો જળથી થયેલો ભાગ છે તે જળ પ્રત્યે જશે, ચક્ષુ સૂર્યને, કાન દિશાઓને અને આનો પ્રાણ સ્વર્ગનેજ પામશે. આ રીતે હું વેદની આજ્ઞામાં વર્ત્તનારો છું માટે મારો કશો પણ દોષ (વાંક) નથી. યતિ બોલ્યો—જો બકરાનો પ્રાણોથી વિયોગ કરવામાં તેનું કલ્યાણ જુવો છો તો યજ્ઞ બકરાને અર્થે છે, એથી તમને શું ફળ છે? વળી આમાં માતા પિતા, ભાઈ અને સખાએ અનુમતિ આપવી જોઇયે. વિશેષપણાથી પરતંત્ર આ છે તેને લઈ વિચાર કરવો જોઇએ અને આમજ માતા વગેરે અનુમત આપે તેઓને તમે જોવાં જોઇએ અને તેઓની સંમતિ સાંભળ્યા પછી વિચાર કરી શકાય એમ છે પણ આ બકરાના જે પ્રાણો હતા તેઓને તો પોતાનાં કારણો વિષે પોચાડ્યા, હવે ફક્ત ચેષ્ટા વગરનું શરીર બાકી રહેલું છે, આમ મારૂં માનવું છે. કાષ્ટની તુલ્ય ચેતના રહિત શરીરે કરી ભોગને ઇચ્છનારાઓને પશુ નામનું કાષ્ટ છે અને તે હિંસા છે. સર્વ ધર્મોમાં અહિંસા ઉત્તમ છે, આવી વૃદ્ધો-

ની આજ્ઞા છે માટે જે હિંસાથી રહિત કર્મ હોય તે કરવું આમ અમે જાણિયે છીયે. જો આ રીતે ન હિંસા કરવી એ પ્રતિજ્ઞા છે તો આ પછી એ કહિશ. તમેતો બહુ પ્રકારના કાર્યના દોષો કરી શકો એમ છો ને અમોને સર્વ પ્રાણિયોની અહિંસા ગમે છે માટે પ્રત્યક્ષ પ્રમાણથી અમે તેને સિદ્ધ કરિયે છીયે પણ પરોક્ષને (અપ્રત્યક્ષને) સેવતા નથી. અધ્વર્યુ બોલ્યો—તમે પૃથ્વીના ગંધરૂપ ગુણોને ભોગવોછો, જળમય રસોને પિયોછો, જ્યોતિયો (તેજો)નાં રૂપને જુઓછો, વાયુથી થયેલા ગુણોને અડોછો, આકાશથી થયેલા શબ્દોને સાંભળોછો, મનથી મતિને માનોછો ને આ સર્વ પ્રાણિયો પ્રાણો છે એમ માનોછો માટે પ્રાણોને લેવામાં તમે નિવૃત્ત થયેલાછો અને હિંસામાં વર્તોછો; કેમકે હિંસા વગર ચેષ્ટા નથી અથવા હે દ્વિજ, તમે શું માનો છો? યતિ બોલ્યો—આત્માનો અક્ષર અને ક્ષર, આ બે પ્રકારનો ભાવ છે તેઓમાં અક્ષર, ખરૂં રૂપ અને ક્ષર ખૂબ અભાવ એ રીતે કહેવાય છે. વળી રજો ગુણની સાથે પ્રાણ, જીભ, મન અને સત્વ છે તે સદ્‌ભાવ એટલે ખરૂં રૂપછે. આ (પ્રાણ વગેરે) ભાવોથી મુક્ત, દ્વૈત રહિત, આશા રહિત, સર્વ પ્રાણિયોમાં સમ, મમતા રહિત, જીતાત્મા અને ચો તરફથી મુક્તને કયાંય પણ ભય નથી. અધ્વર્યુ બોલ્યો—હે મતિવાળાઓમાં ઉત્તમ, અહિં સજ્જનો સાથેજ સંવાસ કરવો એમ તમારૂં મત સાંભળી મારી મતિ ભાસવા લાગી છે. હે ભગવન્, ભગવાન્ આપ છો તેની બુદ્ધિવડે જાણનાર થયેલો હું કહું છું કે હે દ્વિજ, મંત્રે કરેલાં વ્રતને કરનાર હું છું માટે મારો અપરાધ નથી. બ્રાહ્મણ બોલ્યો—યુક્તિવડે યતિ મૌન ધારણ કરનાર થઈ વર્ત્તનાર થયો અને તે પછી અધ્વર્યુ પણ મોહરહિત થઈ મ્હોટા યજ્ઞમાં ફરવા લાગ્યો. આવો, આ રીતે અતિ સૂક્ષ્મ મોક્ષ બ્રહ્મને જાણનારાઓ જાણે છે અને અર્થોને દેખાડનારા, શરીરને જાણનારા આત્માવડે જાણી અનુસરે છે.

एवमेतादृशंमोक्षंसुसूक्ष्मंब्राह्मणाविदुः ।
विदित्वाचानुतिष्ठन्तिक्षेत्रज्ञेनार्थदर्शिना ॥ २८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि ब्रा. अष्टाविंशो ऽध्यायः ॥ २८ ॥

---

ब्राह्मणउवाच ॥ अत्राप्युदाहरन्तीमामितिहासंपुरातनम् ।
कार्त्तवीर्यस्यसम्वादंसमुद्रस्यचभाविनि ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—હે ભાવવતિ! અહિં પણ કૃતવીર્યના પુત્ર, સહસ્રાર્જુન અને સમુદ્રના સંવાદરૂપ આ પ્રાચીન ઈતિહાસ કહેવાય છે. જેણે ધનુષ્યથી સમુદ્ર પર્યંત પૃથ્વી જીતેલી હતી તે હજાર હાથવાળો, બળથી ગર્વ પામેલો, કૃતવીર્યનો પુત્ર, અર્જુન નામે રાજા કોઈ પણ વખતે સમુદ્રના અંતભાગમાં ફરતો હતો ત્યારે તેણે હજારો બાણોથી સમુદ્ર પ્રત્યે વૃષ્ટિ કરી હતી એમ અમે સાંભળ્યું છે. સમુદ્રે તેને નમસ્કાર કરી બે હાથ જોડી કહ્યું-હે વીર, બાણોને ફેંકો માં, હું તમારૂં શું કરૂં તે કહો? હે સમર્થ રાજાઓમાં શ્રેષ્ઠ, તમારા ફેંકેલા બાણોથી મને આશ્રય કરનારા જીવો નાશ પામે છે માટે અભય આપો. અર્જુન બોલ્યો—જો મારી સમાન, યુદ્ધમાં ધનુર્ધારી ક્યાંયપણ હોય તો તેને કહો કે જે યુદ્ધમાં મારી સામો થાય. સમુદ્ર બોલ્યો—હે રાજન્! જો તમે મહર્ષિ જમદગ્નિને સાંભળેલા હોય તો તેનો પુત્ર તમારૂં અતિથિપણું યથાયોગ્ય કરવા લાયક છે. આ સાંભળ્યા પછી ઘણા ક્રોધથી ભરેલો તે રાજા ચાલતો થયો અને તે, તે આશ્રમ પ્રત્યે આવી પરશુરામનેજ મળ્યો. બંધુઓ સહિત તે રામના પ્રતિકૂળ (વિરોધિ) કર્મો કરવા લાગ્યો અને મહાત્મા પરશુરામના શ્રમને ઉત્પન્ન કરવા લાગ્યો. પછી તે વખતે હે કમળ સરખાં નેત્રવાળી, ઘણા તેજવાળા પરશુરામનું તેજ ઝળકવા લાગ્યું અને શત્રુઓનાં સૈન્યોને બાળતા, તે રામ ફરશી લઈ હજાર હાથવાળા તે રાજાને ઘણી ડાળવાળા વૃક્ષને કાપે તેમ કાપવા લાગ્યા. તેને નાશ પામેલો, પડેલો જોઈ મળેલા સર્વે બાંધવો તરવાર તથા શક્તિઓને લેઈ ભૃગુકુળમાં થયેલા પરશુરામને ચોતરફથી નસાડવા લાગ્યા. પરશુરામ પણ ધનુષ્ય લઈ રથ પ્રત્યે ચઢી સત્વર બાણોની વૃષ્ટિઓ ફેંકતા રાજાનાં સૈન્યને નાશ પમાડવા લાગ્યા; ત્યારે જમદગ્નિના પુત્ર રામના ભયથી પીડા પામેલા કેટલાક ક્ષત્રિયો સિંહે પીડેલા મૃગોની પેઠે પર્વતરૂપ કોટ પ્રત્યે પેઠા, તેના ભયથી તથા બ્રાહ્મણોના ન દેખાવાથી પોતાનું કહેલું કર્મ ન કરનારા તે (ક્ષત્રિ)ઓની પ્રજા શૂદ્રપણાને પામી. એવી રીતે ક્ષત્રિયના ધર્મવાળાનો ઉદય નાશ થવાથી તેઓ, દ્રવીડ, આભીર (આયર) અને પુંડ્ર, શબરો (ભીલો) સહિત શૂદ્રપણાને પામ્યા. જ્યારે ક્ષત્રિય જાતિ વારંવાર નાશ પામેલા વીરોવાળી થઈ ત્યારે બ્રાહ્મણોએ ક્ષત્રિયને ઉત્પન્ન કરાવ્યો તેને પણ જમદગ્નિના પુત્રે કાપી નાખ્યો. આ રીતે એકવિશમા યજ્ઞના અંતમાં દિવ્ય, મધુર, અને સર્વ લોકે સાંભળેલી શરીર વગરની વાણી (આકાશ વાણી) પરશુરામને કહેવા લાગી-હે તાત, હે રામ, હે રામ, નિવૃત્ત થાઓ, ફરી ફરી નીચ ક્ષત્રિયોને

પ્રાણ સાથે વિયોગ પમાડી કયો ગુણ જુવો છો? તેમજ તે વખતે ઋચીક વગેરે તેના પિતામહોએ તે મહાત્મા પરશુરામને કહ્યું કે હે મહાભાગ, નિવૃત્ત થાઓ (આથી બંધ પડો). આ સાંભળી પિતાના વધને ન સહન કરનારા પરશુરામે ઋષિયોને કહ્યું કે તમે અહિં મને નિવારણ કરવા યોગ્ય નથી. પિતૃઓ બોલ્યા—હે જીતનારાઓનામાં ઉત્તમ તમે ક્ષત્ર બંધુઓને[1] હણવા યોગ્ય નથી. બ્રાહ્મણ થયેલા તમોએ રાજાઓને હણવા અહિં યોગ્ય નથી.

नार्हसेक्षत्रबन्धूंस्त्वंनिहन्तुंजयतांवर ।
नेहयुक्तंत्वयाहन्तुंब्राह्मणेनसतानृपान् ॥२२॥
इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अ. ब्रा. एकोनत्रिंशोऽध्यायः ॥ २९॥

---

**पितरऊचुः** ॥ अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।
श्रुत्वाचतत्तथाकार्यंभवताद्विजसत्तम ॥ १ ॥

પિતૃ બોલ્યા—હે દ્વિજોમાં શ્રેષ્ઠ, અહિં પણ આ જુનો ઇતિહાસ કહેવાય છે તે સાંભળી તમારે તેમ કરવું. પૂર્વે અતિ મ્હોટો તપસ્વી, ધર્મને જાણનાર, સત્યને બોલનાર મહાત્મા, અતિ દૃઢ વ્રતવાળો, અલર્ક નામે રાજાર્ષિ હતો તેણે ધનુષ્યથી સમુદ્ર પર્યંત આ પૃથ્વીને જીતી અતિ મુશ્કિલ કર્મ કરી મન સૂક્ષ્મ વિચારમાં ધારણ કર્યું હતું. હે મ્હોટિ મતિવાળા, અતિ મ્હોટાં શત્રુના જય વગેરે કર્મને તજી વૃક્ષોનાં મૂળોમાં બેઠેલા તે રાજાને સૂક્ષ્મ એવાં બ્રહ્મને પામવા ચિંતા થઈ. અલર્ક બોલ્યો—મારા મનનું બળ થયું છે અને મનને જીતવાથી જરૂર જય છે. ઇંદ્રિયોરૂપ શત્રુઓએ ઘેરેલો હું પછી બીજે (બહારના શત્રુઓ માટે) બાણો ધારણ કરિશ. જે આ મંન ચપળતાથી સર્વ મનુષ્યો પ્રત્યે કર્મ કરવા ઇચ્છે છે તે મન પ્રત્યે હું અતિ તીક્ષ્ણ અગ્ર ભાગવાળા બાણો નાંખિશ. મન બોલ્યું—હે અલર્ક, કોઈ રીતે પણ આ બાણો મને તરિ જશે નહિ પણ તમારાંજ મર્મસ્થાનને ભેદશે, અને મર્મના ભેદાવાથી તમે મરશો માટે જે બાણોથી તમે મને મારી શકો

---

૧ કોઈના શૂરતા વગેરે ગુણોમાં સ્પર્ધા થવાથી જ્યારે કહેવું હોય ત્યારે બંધુ શબ્દ વપરાય છે. જેમકે બ્રહ્મબંધુ, ક્ષત્રબંધુ.

તે બીજા બાણોને જુવો. તે વચન સાંભળ્યા પછી પણ વિચાર કર્યા વિના તે વખતે વચન બોલ્યો. અલર્ક કહેવા લાગ્યો—નાસિકા અતિ ઘણા ગંધોને સુંઘી તેઓનેજ ઇચ્છેછે માટે હું તે પ્રત્યે તીક્ષ્ણ બાણો ફેંકિશ. નાસિકા બોલી—હે અલર્ક, કોઇ રીતે પણ આ બાણો મને તરશે નહિ અને તમારૂંજ મર્મ ભેદશે, પછી ભેદ પામેલા મર્મવાળા તમે મરશો માટે બીજાં બાણો જુવો કે જેઓવડે તમે મને હણો. તે સાંભળી તે (રાજા) વિચાર્યા પછી તે સમયે વચન બોલ્યો. અલર્ક કહેવા લાગ્યો—આ જીહ્વા સ્વાદવાળા રસોને ભોગવી તેઓનેજ ચાહે છે માટે હું જીભ પ્રત્યે તીક્ષ્ણ બાણો છોડિશ. જીભ બોલી—હે અલર્ક, કોઇ રીતે પણ આ બાણો મને પાર પામશે નહીં અને તમારૂંજ મર્મસ્થાન ભેદશે, પછી ભિન્ન થયેલ મર્મવાળા તમે મરણ પામશો; માટે જે બાણોથી મને હણી શકો તે બીજા બાણોને ધારો; તે વાક્ય સાંભળ્યા પછી વિચારી તે વખત તે વચન બોલ્યો. અલર્ક કહેવા લાગ્યો—ચામડી વિવિધ સ્પર્શોને અડી તેઓનેજ ઇચ્છે છે માટે જૂદા જૂદા પ્રકારના બાણોથી ત્વચાને ભેદિશ. ત્વચા બોલી—હે અલર્ક, આ બાણો મને તરિ શકનાર નથી, તમારાંજ મર્મને ભેદશે અને મર્મનો ભેદ થવાથી આપ મૃત્યુ પામશો; માટે બીજા બાણોને જુઓ કે જેઓએ કરી તમે મને મારી શકો. તે સાંભળી પછીથી વિચાર કરીને તે ટાણે વચન બોલ્યો. અલર્ક કહેવા લાગ્યો—જૂદા જૂદા પ્રકારના શબ્દો સાંભળી ફરીથી તેઓનેજ કાન ઇચ્છે છે માટે હું તીક્ષ્ણ બાણોને કાન તરફ ફેંકિશ. કાન કહેવા લાગ્યો—હે અલર્ક, આ બાણો કોઈ પ્રકારે મને તરિ જનારા નથી પણ તમારા મર્મને ભેદશે અને પછી તમે જીવિતને તજશો; માટે બીજા બાણો જુવો કે જેઓવડે તમે મને મારિ શકો. તે સાંભળ્યા પછી વિચારી, તે ત્યારે વચન બોલ્યો. અલર્ક કહેવા લાગ્યો—ચક્ષુ ઘણાં રૂપોને જોઇ તેઓનેજ ઇચ્છે છે માટે હું તીક્ષ્ણ બાણોએ કરી તેને હણિશ. ચક્ષુ બોલ્યું—હે અલર્ક, આ બાણો કોઈ પણ રીતે મને તરશે નહિ, તમારાંજ મર્મને ભેદશે અને મર્મ ભિન્ન થવાથી મરશો માટે બીજા બાણો જુવો કે જેઓથી તમે મને મારી શકો; તે સાંભળ્યા પછી વિચાર કરી પાછળથી તે વચન બોલ્યો. અલર્ક કહેવા લાગ્યો—આ બુદ્ધિ જ્ઞાને કરી બહુ પ્રકારના નિશ્ચયોને દૃઢ કરી શકે છે માટે હું બુદ્ધિ પ્રત્યે તીક્ષ્ણ બાણો છોડીશ. બુદ્ધિ બોલી—હે અલર્ક, કોઈ પણ પ્રકારે આ બાણો મને ઉલ્લંઘનાર નથી, તમારાંજ મર્મને ભેદશે અને જેનું મર્મ ભેદ પામેલું છે એવા તમે મરણ પામશો માટે બીજા બાણો જુઓ કે જેઓથી તમે મને હણિ શકો. બ્રાહ્મણ બોલ્યો—આ સાંભળ્યા

પછી અલર્કે જ્યારે ત્યાંજ દુષ્કર, ભયંકર તપ કરી શક્તિથી એ સાત વસ્તુ વિષે ઉત્તમ બાણ જાણ્યું નહિ ત્યારે અતિ સાવધાન ચિત્તવાળો થઈ તે સમર્થ રાજા વિચાર કરવા લાગ્યો અને હે દ્વિજ શ્રેષ્ઠ, ઘણા કાળસૂધી વિચાર કરી અલર્કે યોગથી ઉત્તમ શ્રેય બીજું જાણ્યું નહિ. મતિમાનોમાં ઉત્તમ એવો તે મનને એકાગ્ર કરી નિશ્ચલ થઈ યોગ પ્રત્યે રહ્યો અને વીર્યવાન્ તે રાજા ઝટ એક બાણથી ઈંદ્રિયોને હણવા લગ્યો, અને યોગથી પરમાત્મામાં પ્રવેશ કરી ઉત્તમ સિદ્ધિને પામ્યો; આમ છતાં પણ વિસ્મય પામેલા રાજર્ષિએ આ ગાથા ગાઈ કે અહો કષ્ટ છે! ભોગ ને તૃષ્ણાથી યુક્ત થયેલા અમે (અમોએ) પ્રથમ રાજ્ય સેવ્યું અને બહારનું સઘળું કર્યું પણ યોગથી (રાજયોગથી) ઉત્તમ બીજું સુખ નથી એવું મેં પછી જાણ્યું માટે હે રામ, તમે પણ આવું જાણો, ક્ષત્રિયોને હણો માં અને ઘોર તપ કરો, તેથી શ્રેય (કલ્યાણ) પામશો. આ પ્રમાણે પિતામહો (પિતૃએ કહેલા તે અતિ મ્હોટાં ભાગ્યવાળા, જમદગ્નિના પુત્ર, પરશુરામ ઘોર તપ કરવા લાગ્યા અને દુઃખે પમાય એવી સિદ્ધિ પામ્યા.

इत्युक्तःसतपोघोरंजामदग्न्यःपितामहैः ।
आस्थितःसुमहाभागोययौसिद्धिंचदुर्गमाम् ॥ ३३ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अ. ब्रा. त्रिंशोऽध्यायः ॥३०॥

---

ब्राह्मणउवाच ॥ त्रयोवैरिपवोलोकेनवधागुणतःस्मृताः ।
प्रहर्षःप्रीतिरानन्दस्त्रयस्तेसात्विकागुणाः ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—જગતમાં ત્રણ શત્રુઓ ગુણથી નવ પ્રકારે કહેલા છે, તેઓમાં પ્રહર્ષ,[1] પ્રીતિ[2] અને આનંદ[3] તે ત્રણ ગુણો સાત્વિક છે. તૃષ્ણા, ક્રોધ તથા અભિસંરંભ[4] તે ત્રણ ગુણો રાજસ કહેલા છે. શ્રમ, તંદ્રા[5] અને મોહ તે ત્રણ તામસ ગુણો છે. આ ગુણોને બાણોના સમૂહોથી કાપી ધૈર્યવાન્, તંદ્રારહિત, શાંત મનવાળો અને ઈંદ્રિયોને જીતનારો મનુષ્ય શત્રુઓને જીતવા ઉત્સાહ પામે છે. આ વિષયમાં પુરાણ વિધિને જાણનારા જનો કથા કહે છે કે જે પૂર્વે શાંતિ પામતા, અંબરીષ રાજાએ કહી હતી.

---

૧ પ્રીયની પ્રાપ્તિના નિશ્ચયમાં જે સુખ થાય છે તે. ૨ પ્રિયની પ્રાપ્તિમાં જે સુખ છે તે. ૩ પ્રિયના ભોગમાં જે સુખ છે તે. ૪ દ્વેષનો ભરાવો. ૫ નિદ્રાના આદિ, અંતમાં થતું આલસ્ય.

જ્યારે દોષો વધ્યા અને સારા ગુણો બાધ પામવા લાગ્યા ત્યારે મહા યશસ્વિ અંબરીષે વેગ અથવા બળથી રાજ્ય ગ્રહણ કર્યું અને તે પોતાના દોષોને દબાવી તથા સારા ગુણોનો સત્કાર કરી મ્હોટી સિદ્ધિ પામ્યા અને આ વાતો કહેવા લાગ્યા કે મેં ખૂબ દોષોને જીત્યા અને સર્વ શત્રુઓને હણ્યા પણ એક જે અતિ મ્હોટો હણવા યોગ્ય દોષ છે તેને મેં નથી હણ્યો. જેણે જોડેલો જીવ તૃષ્ણા રહિતપણાને પામતો નથી તથા તૃષ્ણાએ પીડેલો, અહિં નીચ કર્મો પ્રત્યે દોડતો જ્ઞાન પામતો નથી, વળી અહિં જેણે પ્રેરણા કરેલો નર ન કરવા યોગ્યને પણ સેવે છે તે દુઃખ દેનારા લોભને તીક્ષ્ણ તરવારોથી કાપો; કેમકે લોભથી તૃષ્ણા થાય છે, તેથી ચિંતા પ્રવૃત્ત થાય છે અને તે લોભને ઇચ્છનારો ખૂબ રાજસ ગુણોને પામે છે. જ્યારે તે ગુણોની પ્રાપ્તિ થાય છે ત્યારે ખૂબ તામસ ગુણોને પામે છે. અને ગુણોથી મળેલાં દેહનાં બંધનવાળો તે ફરી ફરી જન્મે છે, કર્મને ઇચ્છે છે અને જન્મે કરી જ્યારેજન્મનો ક્ષય થાયછે ત્યારે ભેદ પામેલ, વિખરાઈ ગયેલ દેહવાળો બની ફરી મૃત્યુ પામે છે; માટે એ લોભને સારી રીતે જાણી ધૈર્યથી કબજામાં રાખી આત્મા વિષે રાજ્ય (પરમ આનંદરૂપ) ઈચ્છવું. અહિં એ, રાજ્ય છે એથી બીજું રાજ્ય નથી અને આત્માજ યથાયોગ્ય રાજા જાણેલો છે. આ રીતે એક લોભને કાપી નાંખનારા, યશસ્વિ, અંબરીષ રાજાએ ઉત્તમ રાજ્યને આગળ કરી કથા કહેલી છે.

इतिराज्ञाम्बरीषेणगाथागीतायशस्विना ।
अधिराज्यंपुरस्कृत्यलोभमेकंनिकृन्तता ॥ १२ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अ. ब्रा. एकत्रिंशोऽध्यायः ॥३१॥

---

ब्राह्मणउवाच ॥ अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ।
ब्राह्मणस्यचसम्वादंजनकस्यचभाविनि ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—હે ભાવવતિ, અહિં પણ બ્રાહ્મણ તથા જનકના સંવાદરૂપ આ, જુનો ઇતિહાસ કહેવાય છે. જનક રાજા કોઈ પણ અપરાધમાં રહેલા બ્રાહ્મણને મારા દેશમાં તમારે ન વસવું એમ શિક્ષા માટે કહેવા લાગ્યો. આ રીતે કહેલા બ્રાહ્મણે પછી તે શ્રેષ્ઠ રાજાને જવાપ આપ્યો કે હે રાજન, જેટલો દેશ તમારા વશમાં રહેલો હોય તે દેશને કહો? એટલે હે

સમર્થ, પૃથ્વીના પતિ, તે હું બીજા રાજાના દેશમાં વસવા ઇચ્છા કરૂં. તમારૂં વચન શાસ્ત્ર (આજ્ઞા)પ્રમાણે કરવા ઇચ્છુછું. આ રીતે યશસ્વિ બ્રાહ્મણે કહેલો રાજા તે વખતે વારંવાર ઉનો નિશ્વાસ (નિસાસો) નાખી કશુ પણ સામું બોલ્યો નહિ અને જે રીતે ગ્રહ સૂર્યને પામે તે રીતે બેઠેલા, ધ્યાન કરતા, ઘણાં બળવાળા તે રાજાને ઝટ મોહ પ્રાપ્ત થયો. પછી મોહ મટી ગયો ત્યારે આશ્વાસના પામી પછીથી બે ઘડીવાર થાય તેમ વખત ગયે તે બ્રાહ્મણને વચન કહેવા લાગ્યા. જનક બોલ્યા—પિતૃ અને પિતામહનું રાજ્ય તથા દેશ વશ હોવાથી હું પૃથ્વીને ખોળતાં પણ બીજા દેશને નથી જાણતો. જ્યારે મેં પૃથ્વીમાં બીજા દેશને જાણ્યો નહિ ત્યારે મિથિલા નગરી શોધી, જ્યારે તેમાં પણ બીજો દેશ જાણ્યો નહિ ત્યારે પોતાની પ્રજાને ખોળી, જ્યારે તેમાં પણ બીજો દેશ જાણ્યો નહિ ત્યારે મને મોહ થયો. પછી મને મોહના અંતમાં ફરી બુદ્ધિ ઉત્પન્ન થઈ કે ત્યારે હું બીજા દેશને જાણતો ન હતો. સર્વ મારો દેશ છે માટે હવે આ આત્મા પણ મારો નથી અથવા સઘળી પૃથ્વી મારી છે. વળી હે દ્વિજોમાં શ્રેષ્ઠ, જે રીતે મારૂં છે તે રીતે હું બીજાઓનું છે એમ માનુંછું માટે જ્યાં સુધી ઉત્સાહ થાય ત્યાં સુધી રહો અને જ્યાં સુધી રહો ત્યાં સુધી દેશને ભોગવો. બ્રાહ્મણ બોલ્યો—પિતૃ તથા પિતામહો (બાપદાદાઓ)નું રાજ્ય તથા દેશ વશ છતાં તમે શું બુદ્ધિ રાખી મમતા તજી? કયી બુદ્ધિનો આશ્રય કરી સઘળો તમારોજ દેશ છે અથવા સર્વ દેશ તમારો નથી એમ જેણે કરી દેશને જાણો છો તે કહો? જનક બોલ્યા—જેથી અહિં સર્વ કર્મોમાં અંતવાળી અવસ્થાઓ જાણી છે તેથી મારૂં આ થાય એમ મેં જાણ્યું નહિ, તેમ કોનું આ છે એમ, અને કોનું આ ધન છે એમ વેદનું વચન છે તેથી મારૂં આ થાય એમ મેં બુદ્ધિથી માન્યું નહિ. મેં આ બુદ્ધિનો આશ્રય કરી મમતા છોડી હવે જેને જાણી સર્વ મારો દેશ છે તે બુદ્ધિ સાંભળો. હું પોતા માટે નાસિકામાં ગયેલા પણ ગંધોને ઇચ્છતો નથી તેથી મેં જીતેલી પૃથ્વી સદા વશમાં રહે છે. હું પોતાને સારૂં મુખમાં વર્તતા એવા પણ રસોને ઇચ્છતો નથી તેથી મેં જીતેલું જળ મારા વશમાં સદા રહેલું છે. હું પોતાને અર્થે ચક્ષુનાં રૂપને તથા જ્યોતિ (તેજ)ને ઇચ્છતો નથી તેથી મેં જીતેલું તેજ નિત્ય મારા વશમાં રહે છે. હું આત્મા કાજે જે ચામડીમાં રહેલા સ્પર્શો છે તેઓને પણ ઇચ્છતો નથી તેથી મારો જીતેલો વાયુ નિત્ય મારે વશ રહે છે. હું પોતાને કામે કાનને પામેલ એવા પણ શબ્દોને ચાહતો નથી માટે મેં જીતેલા શબ્દો નિત્ય મારા

વશમાં રહે છે. હું આત્માને સારૂ નિત્ય મનને મનના અંતરમાં ઇચ્છતો નથી તેથી મેં જીતી લીધેલું મન મારા વશમાં સર્વદા રહેલું છે. આવે અર્થેજ સર્વ આ પ્રમાણે અતિથિ સહિત દેવ, પિતૃ અને પ્રાણિયોથી આરંભો થાય છે. આ સાંભળ્યા પછી હસિને ફરી બ્રાહ્મણે જનકરાજાને કહ્યું કે તમારાથી જાણવાની ઇચ્છા માટે આજ આવેલો હું છું તેને ધર્મ જાણો, તમે આ દુર્વાર નિવૃત્ત ન થનાર, અને સત્વ ગુણરૂપ નેમિ (પ્રાંતભાગ)વડે રોકેલાં બ્રહ્મના લાભરૂપ ચક્રના એક પ્રવર્ત્તાવનાર છો.

त्वमस्यब्रह्मलाभस्यदुर्वारस्यानिवर्त्तिः ।
सत्वनेमिनिरुद्धस्यचक्रस्यैकःप्रवर्त्तकः ॥ २६ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अ. ब्रा. द्वात्रिंशोऽध्याय ॥ ३२ ॥

---

ब्राह्मणउवाच ॥ नाहंतथाभीरुचरामिलोकेयथात्वंमांतर्जयसेस्वबुद्ध्या ।
विप्रोस्मिमुक्तोस्मिवनेचरोस्मिगृहस्थधर्माव्रतवांस्तथास्मि ॥ १ ॥

બ્રાહ્મણ બોલ્યો—હે ભીરૂ, જે રીતે તમે પોતાની બુદ્ધિએ મને તરછોડો છો તે રીતે હું આચરતો નથી, હું વિપ્ર છું, મુક્ત છું, વનેચર (બ્રહ્મરૂપ વનમાં ફરનાર) છું અને ગૃહસ્થના ધર્મવાળો તથા વ્રતવાન્ છું, જેમ તમે મને શુભ ને અશુભરૂપ જુવો છો તેમ હું નથી પણ જે કંઈ જગત્માં રહેલું છે એ સઘળું મારાથી વ્યાપ્ત છે. જગત્માં જે કોઈ જંગમ અને સ્થાવર જીવો છે તેઓનો મને અંતરૂપ જેમ અગ્નિને લાકડાઓના નાશરૂપ જાણો તેમ સમજો. જેવી રીતે સઘળી પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં પણ મારૂં રાજ્ય છે તેવી રીતે આ મારી બુદ્ધિ જાણે છે અને બુદ્ધિજ મારૂં ધન છે. જે માર્ગે કરી બ્રહ્મને જાણનારા બ્રહ્મને પામે છે તે બ્રહ્મને જાણનારાઓનો ઉત્તમ માર્ગ છે. જેઓ ઘરોમાં, વનવાસોમાં, ગુરૂની પાસે વસવામાં અને ભિક્ષુઓમાં બહુ, વ્યગ્ર નહિ એવાં ચિન્હોવડે બુદ્ધિને સેવે છે તથા જૂદાં જૂદાં ચિન્હ (વેશ) અને આશ્રમમાં રહેલા, જેઓની બુદ્ધિ શાંતિના સ્વભાવવાળી છે તેઓ જેમ નદીયો સમુદ્રને મળે છે તેમ એક ભાવ (બ્રહ્મ)ને પામે છે. આ માર્ગ બુદ્ધિથી પમાય છે પણ શરીરવડે પમાતો નથી. તેમ કર્મોઆદિ, અંતવાળાં છે અને શરીર કર્મરૂપ બંધનવાળું છે (કર્મથી બંધાએલું છે), માટે હે સુભાગ્યવતી (ઇશ્વરી), તમને પરલોકે કરેલો, ત્રાસ નથી અને તે બ્રહ્મના ભાવવાળો હું છું તેના ભાવવાળાં તમે મારા

આત્માનેજ પામશી.

तस्मात्तेसुभगेनास्तिपरलोककृतंभयम् ।
तद्भावभावनिरताममैवात्मानमेष्यसि ॥ ८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अ. ब्रा. त्रयस्त्रिंशोऽध्याय ॥३३॥

ब्राह्मण्युवाच ॥ नेदमल्पात्मनाशक्यंवेदितुंनाकृतात्मना ।
बहुचाल्पंचसङ्क्षिप्तंविप्लुतंचमतंमम ॥ १ ॥

બ્રાહ્મણી બોલી—આ અલ્પ મનવાળાએ જાણી શકાય એમ નથી, આ કુશળ મન વગરનાએ જાણી શકાય એવું નથી; કેમકે બહુ થોડું ટૂંકું અને વિસ્તારવાળું છે, આ મારૂં માનવું છે માટે જેણે કરી આ મત જણાય તે ઉપાય મને કહો? કારણ કે તમારાથી આ મત પ્રવૃત્ત થાય છે તેથી તમને કારણરૂપ માનું છું. બ્રાહ્મણ બોલ્યો—તમે બ્રહ્મને જાણનારી બુદ્ધિને નીચેની [1]અરણીરૂપ જાણો અને ગુરૂરૂપ, ઉપરની અરણી છે એમ સમજો. આ બે તપ એટલે મનનનિદિધ્યાસનરૂપ જ્ઞાનને અને શ્રુત એટલે વેદાંત શ્રવણને મથે છે અને તેથી જ્ઞાનરૂપ અગ્નિ ઉત્પન્ન થાય છે. બ્રાહ્મણી પૂછવા લાગી—જે આ બ્રહ્મનું ક્ષેત્રજ્ઞ (શરીરને જાણનાર જીવ) એવા નામવાળું સ્વરૂપ છે તે જે લક્ષણથી જેણે ગ્રહણ કરી શકાય તેનું તે લક્ષણ ક્યાં જોયું છે? બ્રાહ્મણ બોલ્યો—આત્મા સ્વરૂપ રહિત, અને ગુણો રહિત છે માટે એનું કારણ જણાતું નથી તો પણ જેણે કરી જાણી શકાય છે અથવા[2] નથી જણાતું તે ઉપાયજ કહું છુ. સારો ઉપાય કર્મોથી શુદ્ધ બનેલી બુદ્ધિરૂપ જોયો છે અને જે પ્રમાણે ઉપર ફરનારા ભમરાઓથી સુગંધવાળો પદાર્થ જણાય છે તે પ્રમાણે શ્રવણ વગેરેથી સારી થયેલી બુદ્ધિરૂપ ઉપાયવડે બ્રહ્મ જણાય છે અને તે જ્ઞાનનાં સ્વરૂપો (બુદ્ધિ વગેરે)થી મળેલાની પેઠે લાગે છે તે બુદ્ધિરહિતપણાથી છે. જેઓમાં જોનારા તથા સાંભળનારા આત્માની બુદ્ધિ ભેદવાળી થાય છે તે મોક્ષોમાં[3] આ, કરવા યોગ્ય છે અને આ કરવા યોગ્ય નથી એવો ઉપદેશ કરાતો નથી. વળી અહિં જેટલા કરી શકાય તેટલા સ્પષ્ટ રૂપવાળા, અસ્પષ્ટ, હજારો અથવા લાખો,

---

૧ અગ્નિ ઉત્પન્ન કરવા માટે ઘસવાનું લાકડું. ૨ જો ચિત્ત અશુદ્ધ હોયતો ન જણાય. ૩ વાસ્તવ મોક્ષ એક છે પણ દ્રવ્યો ઝાઝાં છે તે અભિપ્રાયથી મોક્ષ ઘણા ગણેલા છે.

સર્વ જૂદાં જૂદાં કાર્યોવાળા અને સર્વ પ્રત્યક્ષ કારણવાળા અંશો કલ્પવા; કેમકે બ્રહ્મથી બીજું છે નહિ માટે શાંતિ વગેરેનો અભ્યાસ થયે તે વિદિત થશે. શ્રી ભગવાન્ બોલ્યા—આ સાંભળ્યા પછી તે બ્રાહ્મણીની બુદ્ધિ જીવનો પરમાત્મામાં લય થવાથી શરીરનાં જ્ઞાનેકરી જીવોથી પર, જાણેલા બ્રહ્મમાં પ્રવૃત્ત થઈ. અર્જુને પૂછ્યું—હે કૃષ્ણ, જેઓએ આ સિદ્ધિ મેળવી તે બ્રાહ્મણી ક્યાં છે અને એ શ્રેષ્ઠ બ્રાહ્મણ ક્યાં છે? હે નાશ રહિત, તે બે મને કહો. શ્રી ભગવાન્ બોલ્યા—હે ધનને જીતનાર અર્જુન, મારા મનને[1] બ્રાહ્મણ જાણો, મારી બુદ્ધિને બ્રાહ્મણી જાણો અને જે ક્ષેત્રજ્ઞ[2] એમ કહ્યો તે હુંજ છું.

मनोमेब्राह्मणंविद्धिबुद्धिंमेविद्धिब्राह्मणीम् ।
क्षेत्रज्ञइतियश्चोक्तःसोहमेवधनञ्जय ॥१२॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० ब्रा० चतुस्त्रिंशो ऽध्यायः ॥ ३४ ॥

---

अर्जुनउवाच ॥ ब्रह्मयत्परमंज्ञेयंतन्मेव्याख्यातुमर्हसि ।
भवतोहिप्रसादेनसूक्ष्मेमेरमतेमतिः ॥१॥

અર્જુને પૂછ્યું—તમારી પ્રસન્નતાથી મારી મતિ સૂક્ષ્મ એવાં બ્રહ્મમાં રમે છે માટે પરમ જાણવા યોગ્ય જે બ્રહ્મ છે તે, મને કહેવા યોગ્ય છો. વસુદેવના પુત્રે કહ્યું—અહિંપણ શિષ્યનો ગુરૂની સાથે થયેલો મોક્ષવાળા સંવાદરૂપ આ જુનો ઈતિહાસ કહેવાય છે. કોઈ પણ મેધાવી (ધારણા યુક્ત બુદ્ધિવાળો) શિષ્ય બેઠેલા, વખાણવા યોગ્ય વ્રતવાળા, બ્રહ્મને જાણનારા આચાર્યને (ગુરૂને) પૂછવા લાગ્યો-હે શત્રુઓને તાપ પમાડનાર, શું શ્રેય (કલ્યાણું)છે? મોક્ષને પરાયણ થયેલો હું આપ ભગવાનને શરણ પામ્યો છું અને હે વિપ્ર, તમને મસ્તક નમાવિ યાચુછું કે હું જે પૂછું તે મને કહો. આ પ્રમાણે પૂછનારા તે શિષ્યને હે પૃથાના પુત્ર અર્જુન, ગુરૂએ કહ્યું-હે દ્વિજ, જેમાં તમને સંશય છે તે સઘળું તમને કહિશ. આ પ્રમાણે ગુરૂએ કહેલો તે શિષ્ય બે હાથ જોડનાર થઈ જે પૂછવા લાગ્યો તે હે મ્હોટિ બુદ્ધિવાળા, કુ•

---

૧ ચૈતન્યની છાયા જેમાં છે તે મન એટલે જીવ. ૨ અને મન રહિત શરીરને જાણનાર તે બ્રહ્મ.

રૂઓમાં શ્રેષ્ઠ, સાવધાન થઈ સાંભળો. શિષ્ય પૂછવા લાગ્યો—હું[1] ક્યાંથી? તમે[2] ક્યાંથી અને જે આપણાથી બીજું સત્ય[3] છે તે કહો? હે વિપ્ર, ક્યાંથી સ્થાવર અને જંગમ પ્રાણિયો થયા છે? પ્રાણિયો શાણે કરી જીવે છે? તેઓનું આયુષ્ય શા અંતવાળું છે? શું સત્ય, શું તપ અને સજ્જનોએ ગુણો ક્યા કહેલા છે? માર્ગો ક્યા? કલ્યાણ અથવા સુખરૂપ શાથી થાય છે? સુખ શું છે? દુષ્કર્મ શું છે? હે સારાં વ્રતવાળા ભગવન્, આ પ્રશ્નોને આપ યથાર્થપણાથી કહેવા યોગ્ય છો, હે વિપ્રર્ષિ, અહિં તમારાથી બીજો કોઈ પણ તત્વેકરી યથાયોગ્ય આ પ્રશ્નોને કહેવા યોગ્ય નથી માટે હે ધર્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ, મને મ્હોટું આશ્ચર્ય છે તે આપ કહો? તમે મનુષ્યોમાં મોક્ષ ધર્મના અર્થમાં કુશળ કહેવાઓ છો. વળી તમારાથી બીજો સર્વ સંશયોને મટાડનાર નથી અને અમે સંસાર (જન્મ મરણ)થી બીકણ તથા મોક્ષને ઇચ્છનારા છીયે. વસુદેવના પુત્રે કહ્યું—હે શત્રુઓને દમનાર, કુરૂના કુળમાં શ્રેષ્ઠ પૃથાના પુત્ર, તે ધારણ કરેલા વ્રતવાળા, ધારણા યુક્ત બુદ્ધિવાળા ગુરૂએ શરણ પામેલા, યથાયોગ્ય પૂછતા, ગુણવાન્, શાંત, પ્રિય થાય તેમ વર્ત્તનાર, છાયારૂપ થયેલા, ઇંદ્રિયોને જીતનાર, યત્નવાન્, બ્રહ્મચારિ તે શિષ્યને તે સર્વ પ્રશ્નો ઠીક કહેવા માંડ્યા. ગુરૂ બોલ્યા—આ તમે પૂછેલું બ્રહ્માએ વેદની વિદ્યાનો આશ્રય કરી તત્વરૂપ થયેલા અર્થના વિચારવાળું, સઘળું કહેલું, શ્રેષ્ઠ ઋષિઓએ સેવેલું છે. અમે બ્રહ્મના જ્ઞાનને ઉત્તમ માનિએ છીએ, સન્યાસને ઉત્તમ તપ જાણીએ છીએ, જે વેદનાં સર્વ રીતે બાધ રહિત એવા જ્ઞાનના યથાર્થપણાને તથા દૃઢ નિશ્ચયથી, સર્વ પ્રાણિઓમાં રહેલા આત્માને (બ્રહ્મને) જાણે છે તે સર્વ ઠેકાણે જનારો થાયછે (સર્વ લોકમાં યથેચ્છ ફરનાર થાય છે). જે વિદ્વાન્, ચૈતન્ય તથા જડના સાથે વસવાપણાને અને જૂદા રહેવાપણાને જૂવે છે, તેમ ચૈતન્યના એકપણાને તથા જૂદાં જૂદાં પણાને નિરખે છે તે દુઃખથી છૂટે છે. જે કશું પણ ઇચ્છતો નથી ને કશું પણ અભિમાન કરતો નથી એ આ લોકમાં રહેલો બ્રહ્મના ભાવ માટે કલ્પાય છે (જીવન્મુક્ત થાય છે). માયાને સત્વ વગેરે ગુણોના યથાર્થપણાને જાણનાર, સર્વ પ્રાણિયોનાં કારણને જાણનાર, મમતા રહિત અને અહંકાર રહિત મુક્ત થાય છે એમાં સંશય નથી. ન જણાતાં એવાં અજ્ઞાનરૂપ મૂળ ને અંકુરવાળું, બુદ્ધિ (મહત્તત્વ)રૂપ વાળું, મ્હોટા અહંકારરૂપ મ્હોટી શાખાવાળું, જેનાં કોટર (દર ખોલ)માં ઇંદ્રિયોરૂપિ

૧ જીવ, ૨ ઇશ્વર ૩ બાધ વગરની વસ્તુ.

કાંટા છે એવું, મહાભૂતરૂપ કળિઓવાળું, સ્થૂળ કાર્યોરૂપ ન્હાની શાખાઓ-વાળું, સદા સંકલ્પરૂપ પાંદડાંવાળું, સદા કર્મરૂપ પુષ્પવાળું, સદા સુખરૂપ ફળને ઉત્પન્ન કરનાર, સર્વ પ્રાણિયોની આજીવિકારૂપ, બ્રહ્મરૂપ બીજવાળું, સનાતન મ્હોટું ઝાડ છે. એ (બ્રહ્મ)ને જાણી જન જ્ઞાનરૂપ ઉત્તમ ખડ્ગ-થી તત્વોને કાપી અમરપણાને પામી મૃત્યુ તથા જન્મને તજે છે. હે મહા પંડિત, આજ હું તમને થયેલા, થતા, થનારા વગેરે ધર્મ, કામ, અને અર્થ-ના નિશ્ચયવાળું, સિદ્ધોના સમૂહે સમજેલું જૂના વિધિવાળું, સનાતન, ઉત્ત-મ પદ (પામવા યોગ્ય બ્રહ્મ) કહેવાનો છું જેને જાણિ અહિં સિદ્ધ, અને આ લોકમાં વિદ્વાન્ થાય છે. પૂર્વે પરસ્પર જાણવાને ઇચ્છતા, સર્વ માર્ગો પ્ર-ત્યે ફરી પોતાના કર્મોએ કરી થાકેલા પ્રજાપતિ, ભરદ્વાજ, ગૌતમ, ભાર્ગવ, વસિષ્ઠ, કસ્યપ વિશ્વામિત્ર, અને અત્રિ આ ઋષિયો જેને જાણુવા વૃદ્ધ અં-ગિરાના પુત્રને આગળ કરી બ્રહ્માના સ્થાનમાં ગયા અને તે બ્રાહ્મણો નાશ થયેલા પાપોવાળા, બ્રહ્માનું દર્શન કરવા લાગ્યા. સુખથી બેઠેલા તે મહાત્માને પ્રણામ કરી મ્હોટા ઋષિયો વિનયવાન્ થઇ મોક્ષને માટે ઉત્તમ આ પ્રશ્ન કરવા લાગ્યા—કેમ સારૂં કર્મ કરવું? કેવી રીતે પાપથી મુક્ત થવાય? કયા માર્ગો અમારા સુખરૂપ છે? શું સત્ય છે? શું દુષ્કર્મ છે? કયા બે દક્ષિણ અ-ને ઉત્તર એવા કર્મોના માર્ગ છે? કેમ તેને પામે છે? પ્રાણિયોના જન્મ, મૃત્યુ, પ્રલય અને મોક્ષ કહો. આવી રીતે શ્રેષ્ઠ મુનિયોએ પૂછેલા તે બ્રહ્માએ જે ક-હ્યું તે હું હે શિષ્ય, તમને કહું છું માટે વેદમાં કહ્યું છે તે રીતે સાંભળો. બ્રહ્મા બોલ્યા—હે સારાં વ્રતોવાળા, સત્ય એવાં બ્રહ્મથી સ્થાવર અને જંગ-મ પ્રાણિયો જન્મેલાં છે, તેઓ કર્મે કરી જીવે છે તથા પોતાને કરનારાં બ્રહ્મ-ને વિસરી જઈ પોતાનાં કર્મથી વર્ત્તે છે. ગુણોવાળું સત્ય (બ્રહ્મ) અવસ્ય પાંચ લક્ષણવાળું છે, તેઓમાં ઇશ્વર સત્ય, ધર્મ સત્ય, જીવ સત્ય, સત્યથી થ-યેલાં મહાભૂત સત્ય, અને પંચમહાભૂતમય એવું જરાયુજ વગેરે જગત્ સત્ય છે માટે જેઓ સત્યમય, નિત્ય યોગમાં તત્પર જેઓએ ક્રોધ તથા સં-તાપને તજેલો છે એવા નિશ્ચયથી ધર્મને સેવનારા છે, તે પરસ્પર નિશ્ચયવા-ળા વિદ્યાવાન્ ધર્મરૂપ પાજને પ્રવર્ત્તાવનારા, સદા રહેનારાને, લોકને ઉત્પન્ન ક-રનારાઓને હું ધર્મ, અર્થ, કામ, મોક્ષને, જૂદા જૂદા ચાર આશ્રમવાળા વ-ર્ણોને તથા પંડિતો જે ઉત્તમ ધર્મને સત્ય ચાર ચરણ (ચારપાયા)વાળો કહે છે તે કહિશ. હે દ્વિજો, જેથી પૂર્વે પંડિતો અવસ્ય બ્રહ્મપણાને પામેલા છે, તે ક્ષેમને કરનાર, સુખરૂપ માર્ગ તમોને કહિશ. હે મહાભાગ્યવાન્ વક્તા-

ઓ, આજ અહિં મારાથી તમે દુઃખે જણાય એવા તે, ઉત્તમ માર્ગને જાણો અને તે માર્ગથી ઉત્તમ પદરૂપ બ્રહ્મને પૂર્ણપણાથી સમજો. જ્યાંસૂધી જીવ બ્રહ્મજ્ઞાનને પામતો નથી અને જાણતો નથી ત્યાં સૂધી તેજ, આકાશ, સૂર્ય, વાયુ, ઇંદ્રિ અને પ્રજાપતિ એઓને જુવે છે. હવે આગળ અધ્યાત્મ જ્ઞાનનો જે ઉપાય કહું છું તે જાણો. વનમાં વસતા, ફળ, મૂળ, વાયુને ભક્ષ કરતા, મૌન ધારણ કરતા, ત્રણ, દ્વિજોને (બ્રાહ્મણ ક્ષત્રિય, તથા વૈશ્યોને) વાનપ્રસ્થ આશ્રમ કરવો કહેલો છે, જે ગૃહસ્થપણું છે તે સઘળા વર્ણોને એ કરિ શકાય છે. ધીર પુરૂષો ધર્મને શ્રદ્ધારૂપ લક્ષણવાળો છે એમજ કહે છે. આ આવી રીતે ધીર સજ્જનોએ કર્મોએ કરી ચાલેલા, ધર્મની પાજો (પૂલ)રૂપ દેવલોકને પોંચવાના ઉપાયરૂપ માર્ગો તમને કહ્યા. આ ધર્મોમાંથી એક પણ જૂદા ધર્મ પ્રત્યે જે ઉત્તમ આચારવાળો રહે છે તે કાળે કરી સદા અવસ્ય પ્રાણિયોની ઉત્પત્તિ તથા નાશને જુવે છે. આ પછી (હવે) યથાર્થપણાથી કારણે કરી હું બુદ્ધિના વિષયમાં રહેલાં, જૂદાં જૂદાં વર્ત્તનારાં, સર્વ તત્વો કહું છું. મહત્તત્વ, આત્મા, અવ્યક્ત (માયા), અહંકાર, દશ ઇંદ્રિયો, એક મન, પાંચ મહાભૂત, પાંચ મહાભૂતના વિશેષ ગુણો, આ રીતે સનાતન સૃષ્ટિ છે અને ચોવિશને એક (પચિશ) તત્વોની સંખ્યા કહેલી છે. હવે જે ધીર સર્વ તત્વોનાં જન્મ મરણને જાણે છે તે સર્વ પ્રાણિયોમાં મોહ પામતો નથી. જે તત્વોને, સર્વ ગુણોને તથા સકળ દેવતાઓને યથાયોગ્ય જાણે છે તે પાપનો પ્રલય થવાથી બંધનને તોડી નિર્મળ એવા સર્વ લોકોને પામે છે.

तत्त्वानियोवेदयंतेयथातथंगुणांश्चसर्वानखिलाश्चदेवताः ।
विधूतपाप्माप्रविमुच्यबन्धनंससर्वलोकानमलान्समश्नुते ॥१०॥
इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अनु० गुरुशिष्यसम्वादे पञ्चत्रिंशोऽध्यायः ॥ ३९ ॥

---

ब्रह्मोवाच ॥ तदव्यक्तमनुद्रिक्तंसर्वव्यापिध्रुवंस्थिरम् ।
नवद्वारंपुरंविद्यात्रिगुणंपञ्चधातुकम् ॥१॥

બ્રહ્મા બોલ્યા—તે તત્વોમાં સમાન એવા, સત્વ રજ અને તમ એ ત્રણ ગુણોને અવ્યક્ત (અજ્ઞાન–માયા વગેરે નામથી) જાણવું. તે સર્વ વ્યાપક, અવિનાશિ અને સ્થિર (આરંભરહિત) છે, તેજ ત્રણ ગુણવાળું અવ્યક્ત

(માયા) સમતારહિત થયેલું નવ[1] દ્વારવાળું પાંચ ધાતુવાળું[2] પૂર[3] જાણવું. અગીઆર ઈંદ્રિયોવાળું, મનવડે પ્રકટ થનારા વિષયોવાળું, બુદ્ધિરૂપ જેનો સ્વામી છે એવું એ (પૂર) બ્રહ્મરૂપ અને અગિયારમાં ઈંદ્રિય મનરૂપ છે. એમાં જે ત્રણ પ્રવાહો છે તે વારવાર પૂરાય છે અને એજ ત્રણ ગુણવાળી સરવાણીઓ પ્રવૃત્ત થયા કરે છે. તમ, રજ તથા સત્વ એ ગુણો કહેવાય છે તે સર્વ ગુણો એક બીજાને જોડાએલા છે. પરસ્પર બીજ અને અંકુરની પેઠે આ જીવિકાવાળા છે, એક બીજાના આશ્રયવાળા છે, એક બીજાને અનુસરનારા છે અને એક બીજાથી તેજને જળની પેઠે જૂદા ને લગતા છે. આ ત્રણ ગુણોવાળાં પંચ મહાભૂત છે. તમો ગુણને પરાભવ પમાડનાર સત્વ ગુણ છે. સત્વ ગુણને મથન કરનારો રજોગુણ છે. રજોગુણને મથનારો સત્વગુણ થાય છે અને સત્વને હઠાડનારો તમોગુણ થાય છે. જ્યાં તમોગુણને નિયમમાં રખાય છે ત્યાં રજોગુણ પ્રવર્ત્તે છે. જ્યાં રજોગુણને નિયમવાળો કરાય છે ત્યાં સત્વગુણ પ્રવર્ત્તે છે. તેઓમાં અંધકારરૂપ તમોગુણ જાણવો. મોહની સંજ્ઞાવાળા ત્રણ ગુણ મળેલા હોવાથી છે પણ સત્ય રીતે તો રજને તમ એ બે છે. અધર્મનાં લક્ષણવાળું, પાપ કર્મોમાં નિશ્ચયવાળું તમોગુણનું રૂપ છે અને એ મળેલા પણ દેખાય છે. વિપરીતપણાને કરનારૂં, સ્વાભાવિક રજોગુણ કહેવાય છે. આ રીતે સર્વ પ્રાણિયોમાં પ્રવૃત્ત થયેલા, તેઓની ઉત્પત્તિનું લક્ષણ જોવા લાયક છે. સર્વ પ્રાણિયોમાં પ્રકાશરૂપ, ધર્મ જ્ઞાન વગેરેમાં સારાપણું, શ્રદ્ધાવાન્પણું, મનોજ્ઞપણું આ પ્રમાણે સત્વગુણનું રૂપ સજ્જનોએ માનેલું છે. હવે તત્વનાં કારણોથી એઓનાં કાર્યનાં સ્વરૂપો સંક્ષેપ તથા વિસ્તારસહિત સારી રીતે કહેવાય છે તે સમજો. સંમોહ, અજ્ઞાન, ત્યાગ (દાન)નો અભાવ, કર્મોનો અનિશ્ચય, નિદ્રા, ગર્વ, ભય, લોભ, પોતાથી સત્કર્મમાં દૂષણ, સ્મૃતિનો નાશ, દુષ્ટ પરિણામ (ખરાબ પરિપાક), નાસ્તિકપણું, ભિન્નવૃત્તિપણું (શીલનો ભંગ), યોગ્ય અને અયોગ્યની પરીક્ષાને ન જાણવાપણું, અંધપણું (અયોગ્ય જાણવાપણું), ચાંડાલના ગુણોની વૃત્તિપણું, ન કરવાનામાં કાર્યને માનવાપણું, અજ્ઞાનમાં જ્ઞાનને માનવાપણું, મૈત્રી ન રાખવાપણું, જૂદી જુદી ક્રિયાઓમાં પ્રવૃત્તિ ન કરવાપણું, શ્રદ્ધા ન રાખવી, મૂઢપણું, સરળતા ન રાખવાપણું, સારૂં ન જાણવાપણું, પાપ કરવું, અજ્ઞાન, અંગોનું જડપણું, દેવતા વગેરેમાં ભક્તિ ન રાખવાપણું,

---

૧ પાંચ જ્ઞાનેંદ્રિય, મન, બુદ્ધિ પ્રાણ અને અહંકારરૂપ નવ દરવાજાવાળું. ૨ પંચ મહા ભૂતવાળું. ૩ શરીર.

જીતેંદ્રિય ન થવાપણું, નીચ કર્મોમાં ચાલવું, આ સર્વ આચરેલા, તામસ ગુણો કહેલા છે. જગતમાં જે બીજા ભાવો, ભાવ એવાં નામવાળા કહેલા છે અને તેમાં નિયમ રાખવામાં આવે છે તે સર્વ તમના ગુણો છે. નિત્ય દેવ, બ્રાહ્મણ અને વેદની નિંદાની વાત, ત્યાગ (દાન) ન કરવો, અભિમાન, મોહ, ક્રોધ, અસહનતા, અને પ્રાણિયોમાં મત્સર કરવો આ આચરણ તમોગુણનું કહેવાય છે, જે કોઈ પણ વૃથા આરંભો છે તે, જે વૃથા દાનો છે તે અને જે વૃથા ભક્ષણ છે એ આ રીતે તમોગુણની વૃત્તિ કહેલી છે. અતિવાદ, તિતિક્ષાનો અભાવ, મત્સરતા, અભિમાનિપણું, ને શ્રદ્ધા રહિતપણું આ તમોગુણની વર્તણૂક ધારેલી છે. આવા પ્રકારના જે કોઇ આ જગતમાં પાપ કરનારા અને મર્યાદાને તોડનારા મનુષ્યો છે તે સઘળા તમો ગુણવાળા કહેલા છે. હવે તે પાપ કરનારાઓની નિશ્ચયવાળી યોનિ (ઉત્પત્તિ)ને કહું છું. જેઓ નીચા અથવા વાણી વગરના નરકના ભાવો અને જેઓ આડા નરકને વિષે જનારા ભાવો છે—જેવા કે સ્થાવર પ્રાણિયો, પશુઓ, વાહનો (ભાર ઉપાડનારાં પશુઓ), માંસને ખાનારા (રાક્ષસો), સર્પો, કૃમિઓ, કીડાઓ, પક્ષિઓ, ઈંડાથી થયેલા જીવો, સર્વ ચોપગા જીવો, ઘેલા, બેરા, મૂંગા, જે બીજા, પાપિ રોગવાળા છે તેઓ, તમોગુણમાં બૂડેલા, દુષ્ટવૃત્તિવાળા, પોતાનાં કર્મે કરી કરેલા ચિન્હોવાળા અને જેઓનો નીચો જનારો ચિત્તરૂપ પ્રવાહ છે એવા આ તથા આ રીતે તમો ગુણમાં મગ્ન છે તે સર્વ તમોગુણિ છે. હવે હું તેઓનો ચઢવાનો ક્રમ, અને પુણ્યથી થયેલી વૃદ્ધિ કહુંછું કે જે રીતે તેઓ પુણ્ય કરનારા થઈ પુણ્યકારી લોકોને પામે છે. જે બીજે પ્રકારે, (પશું વગેરેમાં) જન્મેલા, પોતાનાં કર્મોમાં પ્રીતિવાળા, શુભને ઇચ્છનારા બ્રાહ્મણોએ અગ્નિહોત્ર વગેરે કર્મ માટે વધારેલા (હણેલા) જીવો સંસ્કારથી ઉંચે જાય છે અને ત્યાંથી પડેલા યત્ન કરવાથી પાછા સ્વર્ગમાં દેવોની સમાન લોકપણાને પામે છે, આવી આ વેદમાં કહેલી શ્રુતિછે. બીજી રીતે ઉત્પન્ન થયેલા, પોતાના કર્મોમાં જાણેલા જેઓ, ફરી જન્મ મરણ ધર્મવાળા થાય છે તેઓ અહિં મનુષ્યો જન્મે છે. પાપિ યોનિને પામેલા, ચાંડાલ, મૂંગા અને ચૂંચા (સરખું ન બોલનારા) થાય છે અને ક્રમથી પણ ઉત્તરોત્તર વર્ણોને પામે છે. શૂદ્રની જાતિને ઉલ્લંઘવાથી જે બીજા, વૈશ્ય વગેરે જાતિના તામસ ગુણો છે તે તમોગુણરૂપ પ્રવાહના મધ્યમાં આવી તામસ ગુણમાં વર્ત્તે છે માટે તેઓથી આત્માની રક્ષા કરવી. જે સ્ત્રી વગેરેની કામનામાં આસક્તિ તે મહામોહ એ રીતે કહેલું છે અને એમાં સુખને ઈચ્છનારા ઋષિયો મુનયો અને દેવો મોહ પામે છે. અવિદ્યા[1]

---

[1] તે પદાર્થ ન હોય અને તેમાં તેની બુદ્ધિરૂપ અવળાપણું થવું તે અવિદ્યા.

(અજ્ઞાન) છે તે તમ, [1]અસ્મિતા (હું પણું) એ મોહ, ક્રોધ છે તે તામિસ્ત્ર અને મરણ એ અંધતામિસ્ત્ર કહેવાય છે. હે બ્રાહ્મણો, આ સર્વ તમને વિધિ પ્રમાણે વર્ણથી (સ્વરૂપથી), ગુણથી (વીપરીતપણાથી), યોનિથી (તામસ પણાથી) સત્ય રીતે તેમજ કહ્યું. કોણ આ સારી રીતે જાણે છે અને કોણ આને ઠીક રીતે જુવે છે? (અર્થાત્ તેવો કોઇ નથી) માટે જે તત્વ ન હોય તેમાં તત્વને જોનાર છે તે, તમોગુણનાં તત્વ (સત્યપણા)નું લક્ષણ છે. બહુ પ્રકારના તમોગુણ કહેલા છે પણ જે આગળ પાછળ યથાયોગ્ય કહેલા તમને, તથા આ ગુણોને સદા સમજે છે તે નર તમના સર્વ ગુણોથી મુક્ત થાય છે.

तमोगुणाबहुविधाःप्रकीर्तितायथावदुक्तंचतमःपरावरम् ।
नरोहियोवेदगुणानिमान्सदासतामसैःसर्वगुणैःप्रमुच्यते ॥३६॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० गु० षट्त्रिंशो ऽध्यायः ॥ ३६ ॥

---

**ब्रह्मोवाच** ॥ रजोहंवःप्रवक्ष्यामियाथातथ्येनसत्तमाः ।
निबोधतमहाभागागुणवृत्तंचराजसम् ॥१॥

બ્રહ્મા બોલ્યા—હે મહા ભાગ્યવાળા શ્રેષ્ઠ સજ્જનો, હું તમોને યથાર્થપણાથી રજોગુણ કહેવાનો છું માટે રજોગુણનું આચરણ સમજો. સંતાપરૂપ, શ્રમ, સુખ, દુઃખ, ટાઢ, તડકો, ઈશ્વરતા (સામર્થ્ય), વિગ્રહ, સંધિ, કારણવાદ, અપ્રીતિ, ક્ષમા, બળ, શૌર્ય, મદ, રોષ કસરત, કલહ, ઈર્ષ્યા, ઈચ્છા, ચાડી, યુદ્ધ. મમતા, પાલન, વધ, બંધન, કલેશ, ખરીદ કરવું, વેંચવું, વાઢો, છેદો, ભેદો એ રીતે કહેવું, શત્રુનાં કવચને કાપવું, ઉગ્ર એવું હિંસકપણું, બોલવું, પારકાનાં છિદ્રોની શિખવણી, લોકની ચિંતાની પાછળ ચિંતા, મત્સર, પરિપાલન, ખોટો વાદ, મિથ્યાદાન, વિકલ્પ, ધિક્કાર કરી બોલવું, નિંદા, સ્તુતિ, પ્રશંસા, પ્રતાપ, હઠાવવું, પરિચર્યા, શુશ્રૂષા, સેવા, તૃષ્ણા, આશ્રય, વ્યવહાર રચનાની કુશળતા, નીતિ, પ્રમાદ, પરિવાદ, પરિગ્રહ, જે, લોકોમાં, નરોમાં, નારીઓમાં, પ્રાણિયોમાં, દ્રવ્યોમાં અને રક્ષણ કરનારાઓમાં જૂદા જૂદા સંસ્કારો થાય છે તે, સંતાપ, અવિશ્વાસ, વ્રતો, જેઓ નિયમો છે તે આશીર્વાદવાળાં કર્મો, જૂદાં જૂદાં, વાં-

[1] જેમાં પોતાપણું ન હોય અને હું પણું થવું એ અસ્મિતા.

ધ્ય, કુવા, સરોવર વગેરે ખોદાવવાનાં કર્મો, સ્વાહાકાર, નમસ્કાર, સ્વધાકાર, વષટ્કાર, યજાવવું, ભણાવવું એ બે, યજવું, ભણવું, દાન, ગ્રહણ કરવું, પ્રાયશ્ચિત્તો, મંગળ કર્મ, આ મારૂં છે આ મારૂં છે એ કહેવું, ગુણથી થયેલો સ્નેહ, દ્રોહ, માયા, નિકૃતિ (અપકાર), માન, ચોરી, હિંસા, વગોવવાપણું, પરિતાપ, જાગવું, દંભ, ગર્વ, રાગ, ભક્તિ, પ્રીતિ, હર્ષ, જુગટું, જનવાદ, જે સ્ત્રીઓએ કરેલા સંબંધો છે તે, જે કોઈ નાચ, વાજીત્ર અને ગીતોના પ્રસંગો છે તે આ સર્વ હે વિપ્રો રાજસગુણો કહેલા છે. પૃથ્વીમાં થયેલા, થતા અને થનારા ભાવો (પદાર્થો)ના વિચારો, નિત્ય ધર્મ, અર્થ તથા કામમાં પ્રીતિવાળા વિચારો અને ધર્મ, અર્થ કામ એ પણ રાજસગુણો છે. જે કામની વૃત્તિવાળા, સર્વ કામનાઓની સમૃદ્ધિઓથી ખુશ થાય છે તેઓ અને જેના મનનો પ્રવાહ નીચો છે એ મનુષ્યો રજોગુણથી ભરેલા છે. તેઓ વારંવાર જન્મતા, આ જગત્માં આનંદ પામે છે અને મરણ પછી થનારાં આ જગત્માં સુખને ચાહે છે. દાન કરે છે, લે છે તર્પણ કરે છે તથા હોમ કરે છે, આ રીતે બહુ પ્રકારે તમ ને રજોગુણ કહ્યા પણ જે નર યથાયોગ્ય કહેલા, ગુણની વર્તણુકને તથા સદા આ, ગુણોને જાણે છે તે રાજસ, સર્વ ગુણોથી મૂકાય છે.

रजोगुणावोबहुधानुकीर्त्तितायथावदुक्तंगुणवृत्तमेवच ।

नरोपियोवेदगुणानिमान्सदासराजसैःसर्वगुणैःप्रमुच्यते ॥१८॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणी गु० सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

---

ब्रह्मोवाच ॥ अतःपरंप्रवक्ष्यामितृतीयंगुणमुत्तमम् ।

सर्वभूतहितंलोकेसतांधर्ममनिन्दितम् ॥१॥

બ્રહ્મા બોલ્યા—હું આ પછી જગત્માં સર્વ પ્રાણિયોનાં હિતરૂપ, સંજનોના ધર્મરૂપ, નિંદાથી રહિત, ઉત્તમ એવો ત્રિજો ગુણ (સત્વ) કહું છું. આનંદ, પ્રીતિ, ઉન્નતિ, પ્રકાશતા, સુખ, કૃપણતાનો ત્યાગ, નિર્ભયતા, સંતોષ, શ્રદ્ધાવાનપણું, ક્ષમા, ધૈર્ય, અહિંસા, સમતા, સત્ય, સરલતા, અક્રોધ, અનસૂયા,[1] પવિત્રતા, ડાહાપણ, પરાક્રમ, શાસ્ત્રોનું જ્ઞાન મિથ્યા છે, આચાર મિથ્યા છે સેવા વૃથા છે અને શ્રમ વ્યર્થ છે એમ જાણી જે યોગિના ધર્મ-

---

૧ એ ગુણોમાં દોષો ન ઠરાવવા તે.

વાળો થાય છે તે પરલોકમાં અવિનાશી પદને પામે છે. જે મમતા રહિત, અહંકાર રહિત, આશીષ રહિત, સર્વથી સમ, અને નિષ્કામ થયેલ છે એવોજ સજ્જનોનો સનાતન ધર્મ છે. વિશ્વાસ, લજ્જા, તિતિક્ષા,[1] દાન, શુદ્ધતા, આલસ્યનો ત્યાગ, ક્રૂરતાનો ત્યાગ, સંમોહનો ત્યાગ, પ્રાણિયો વિષે દયા, ચાડીનો ત્યાગ, પુત્રના જન્મ વગેરેથી થયેલો હર્ષ, સંતોષ, વિસ્મય, વિનય, સારિવૃત્તિપણું, શાંતિ (મોક્ષ)ના કર્મમાં શુદ્ધિ, શુભ બુદ્ધિ, સરલતાથી પ્રવૃત્તિ, ઉદાસીપણું, બ્રહ્મચર્ય, સર્વનો ત્યાગ, નિર્મમતા, આશિર્વાદ રહિતપણું, અહીનધર્મપણું, દાન ખોટું છે, યજ્ઞ ખોટો છે, ભણેલું ખોટું, વ્રત ખોટું, દાન લેવું ખોટું, ધર્મ ખોટો અને તપ ખોટું આ પ્રમાણે માની વર્ત્તનારા જે કોઇ, સત્વ ગુણનો આશ્રય કરનારા, વેદનાં કારણ બ્રહ્મમાં રહેલા બ્રાહ્મણો છે તે ધીરાઓ સત્ય જાણનારા છે. વળી તે ધીર માનવો સર્વ પાપોને તજી શોક રહિત થઇ સ્વર્ગને પામી ત્યાંથી અનેક શરીરો કરીશકે છે અને તે મહાત્માઓ સ્વર્ગમાં જનારા દેવો હોય તેમ અનેક આકારવાળું મન તથા ઇશિત્વ,[2] [3]વશિત્વ, લઘુત્વ[4] વગેરે સિદ્ધિયોને કરી શકે છે. આ રીતે એઓ ઉંચાં મનરૂપ પ્રવાહવાળા, સ્વર્ગને પામેલા, તેતે ઠેકાણે પ્રકૃતિવડે મનને અનેક પ્રકારનું કરનારા થઇ જે જે ઇચ્છે છે તે સર્વને સેવે છે અને તેઓનો વિભાગ પણ કરી શકે છે (અર્થાત્ બીજાઓને આપે છે), તેથી તેઓવૈકારિક નામના દેવો કહેલા છે. આ રીતે હે શ્રેષ્ઠ વિપ્રો, તમને આ સત્વગુણનું આચરણ કહ્યું, આ વિધિ પ્રમાણે જાણવાથી જેજે ઇચ્છે છે તેને તેને પામે છે; આ પ્રમાણે વિશેષપણાથી સત્વ ગુણો કહ્યા. આ ગુણોને તથા યથાયોગ્ય કહેલી ગુણની વૃત્તિને જે નર સદા જરૂર જાણે છે તે ગુણોને ભોગવે છે પણ તે ગુણો સાથે જોડાતો નથી (લેપાતો નથી–ગુણોએ બંધાતો નથી).

प्रकीर्त्तिताःसत्त्वगुणाविशेषतोयथावदुक्तंगुणवृत्तमेवच ।

नरस्तुयोवेदगुणानिमान्सदागुणान्सभुङ्क्तेनगुणैःसयुज्यते ॥१९॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वाणि गु० अष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥

---

૧ ટાઢ તડકો સહન કરાય તે. ૨ સ્થાવરો પણ જેની આજ્ઞા કરનાર છે એવું પ્રભુપણું ૩ પૃથ્વીમાં જ્યાં જાવ થાય એવું વશપણું ૪ લઘુપણું (સુંદરતા અથવા શીઘ્રતા)

**ब्रह्मोवाच ॥** नैवशक्यागुणावक्तुंपृथक्त्वेनैवसर्वशः ।
अविच्छिन्नानिदृश्यन्तेरजःसत्त्वंतमस्तथा ॥१॥

બ્રહ્મા બોલ્યા—સર્વ જૂદાપણાથી ગુણો કહી શકાય તેવા નથી; કેમકે રજ, સત્ત્વ અને તમ તે જૂદાં થયેલાં દેખાય છે, એક બીજા રંજન પામે છે, પરસ્પર અર્થોવડે જીવે છે, સર્વ એક બીજાને આશ્રય પામનાર, અને એક એકને અનુસરનાર છે. જ્યાં સૂધી સત્વ છે ત્યાં સૂધી રજ વર્ત્તે છે એમાં સંશય નથી. જ્યાં સૂધી તમ છે ત્યાં સૂધી સત્વ અને રજ અહિ કહેવાય છે. મળેલા સમુદાયથી ફરનારા (મળેલા સ્વભાવના) ને મળેલ વૃત્તિવાળા એ ગુણો મળીને વ્યવહાર કરે છે, આમ છતાં કારણોથી તથા કારણો વિના પણ વર્ત્તે છે, અધિક અને અધિક નહિ એવા, પરસ્પર વર્ત્તનારા તે ગુણોનું સર્વ રીતે ઓછું નહિ એવું તથા અધિક નહિ એવું રૂપ જેમ છે તે કહેવાય છે. જ્યાં કૂતરાં, ભૂંડ વગેરેમાં રહેલ વધારે તમ હોય ત્યાં રજ થોડું તથા સત્વ અતિ થોડું જાણવું. જ્યાં મધ્ય મનરૂપ પ્રવાહવાળા જીવોમાં રહેલ રજ, વધારે હોય ત્યાં તમ ઓછું અને સત્વ ઘણું ઓછું જાણવું. જ્યાં ઉંચા મનરૂપ પ્રવાહવાળા જીવોમાં રહેલું સત્વ વિશેષ હોય ત્યાં તમ અલ્પ અને રજ અતિ અલ્પ જાણવું. સત્વ છે તે ઇંદ્રિયોના શબ્દ વગેરે ગુણોને પ્રકાશ કરનાર, વૈકારિક અહંકારનાં કારણરૂપ છે. સત્વ ગુણથી કોઈ પણ બીજો ઉત્તમ ધર્મ કહેલો નથી માટે સત્વ ગુણમાં રહેનારા ઉંચે જાય છે. રજો ગુણવાળા મધ્યમા રહે છે અને છેવટના ગુણવાળા, તામસ જનો નીચે જાય છે. તમ શૂદ્રમાં, રજ, ક્ષત્રિયોમાં અને ઉત્તમ સત્વ બ્રાહ્મણમાં છે તથા આ રીતે આ ત્રણ ગુણો ત્રણ વર્ણોમાં ફરે છે. દૂરથી પણ (શૂદ્રમાં પણ) તમ, સત્વ અને રજ એ ગુણો મળેલા તથા મળીને ફરનારા દેખાય છે પણ જૂદાઈમાં રહેલા સાંભળ્યા નથી. ઉદય પામતા સૂર્યને દેખી નિંદિત કર્મ કરનારા ચોરોને ભય થાય છે, તાપથી દુઃખ ભોગવનારા ખેપીઆઓ પરિતાપ પામે છે; આમાં સૂર્ય અધિક સત્વરૂપ છે, ચોરો તમરૂપ છે અને માર્ગમાં ચાલનારાઓને પરિતાપ થાય છે એ રજનો ગુણ કહેવાય છે. પ્રકાશપણારૂપ, સૂર્ય સત્વ ગુણ છે, સંતાપ (તડકો) છે તે રજનો ગુણ છે અને પર્વોમાં તેનો જે દુખાવો (ગ્રહણ) થાય છે તે તમનો ગુણ જાણવો. આ રીતે સર્વ તેજોમાં ત્રણ ગુણો વર્ત્તે છે અને તે તે રીતે તે તે પદાર્થમાં ક્રમેકરી વર્ત્યા કરે છે. સ્થાવર ભાવો (પદાર્થો)માં અધિકપણાને પામેલું તમ છે, રાજસ પદાર્થો (ખાટા તીખા વગેરે) બીજાં દ્રવ્યના યોગથી અથવા પાક વગેરેથી

વિસ્તાર પામ્યા કરે છે. સ્નેહ (તેલ)વાળો જે ભાવ છે તે સાત્વિક (સત્વગુણવાળો) છે. તેમ દિવસ ત્રણ પ્રકારનો જાણવો. રાત્રિ ત્રણ પ્રકારની કહેવાય છે. પખવાડીયું, માસ, વર્ષો, ઋતુઓ તથા સંધિઓ (તેઓને જોડાવાના કાલ) ત્રણ પ્રકારના છે, ત્રણ પ્રકારનું દાન દેવાય છે. ત્રણ પ્રકારે યજ્ઞ પ્રવર્ત્તે છે, ત્રણ પ્રકારના લોક છે, ત્રણ પ્રકારે દેવો છે, ત્રણ પ્રકારની વિદ્યાઓ છે, ત્રણ પ્રકારવાળી ગતિયો છે, થયેલું, થતું, થનારૂં, ધર્મ, અર્થ, કામ, પ્રાણ, અપાન, ઉદાન, આ ત્રણ ગુણોરૂપજ છે. આ ગુણો ત્યાં ત્યાં તે તે પ્રમાણે ક્રમેકરી પ્રવર્ત્તે છે. અહિં આ લોકમાં જે કંઈ છે તે સઘળું આ ત્રણ ગુણોરૂપ છે. ત્રણ ગુણો નિત્ય સ્પષ્ટ થયાવિના પ્રવૃત્તિ કરે છે અને સત્વ, રજ તથા તમ, આ સનાતન ગુણોની સૃષ્ટિ છે. તમ, અવ્યક્ત (સ્પષ્ટ નહિ એવું), શિવ, ધામ, રજ, યોનિ (કારણ), સનાતન, પ્રકૃતિ, વિકાર, પ્રલય, પ્રધાન, પ્રભવ (જન્મરૂપ), અવ્યય (નાશરૂપ), અનુદ્રિક્ત (અધિક નહિ એવું), અનૂન (ઓછું નહીં એવું), સત્, અસત્, તે સઘળું અવ્યક્ત (માયા), ત્રણ ગુણવાળું કહેલું છે. આ બાવિશ નામો અધ્યાત્મ જ્ઞાનનો વિચાર કરનારાઓએ જાણવા યોગ્ય છે. જે સત્યતાથી સર્વ અવ્યક્ત (માયા)નાં નામો ગુણો તથા કેવળ (એક) ગતિયોને જાણે છે તે, મુક્ત થયેલા દેહવાળો, વિભાગથી તત્વને જાણનાર, અને નીરોગી થઇ સર્વ ગુણોથી છૂટે છે.

अव्यक्तनामानिगुणांश्चतत्त्वतोयोवेदसर्वाणिगतीश्चकेवलाः ।
विमुक्तदेहःप्रविभागतत्त्ववित्समुच्यतेसर्वगुणैर्निरामयः ॥२९॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु० ऊनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

---

ब्रह्मोवाच ॥ अव्यक्तात्पूर्वमुत्पन्नोमहानात्मामहामतिः ।
आदिर्गुणानांसर्वेषांप्रथमःसर्गउच्यते ॥१॥

બ્રહ્મા બોલ્યા—અવ્યક્ત (ત્રિગુણ)થી પ્રથમ મ્હોટી મતિવાળો મહાન્, આત્મા ઉત્પન્ન થયો તે સર્વ ગુણોની (ગુણ કાર્યોની) આદિ, પ્રથમ સૃષ્ટિરૂપ છે, મહાન્ (મહત્તત્વ), આત્મા, મતિ, વિષ્ણુ, જીષ્ણુ, શંભુ, વીર્યવાન્, બુદ્ધિ, પ્રજ્ઞા, ઉપલબ્ધિ, ખ્યાતિ, ધૃતિ, સ્મૃતિ, આ પર્યાયને કહેનારા શબ્દોથી મહાન્ આત્મા જણાય છે અને તેને જાણનારો વિદ્વાન્ બ્રાહ્મણ અતિ મોહ પામતો નથી, તે (આત્મા) ચોતરફ હાથ પગવાળો, સર્વ તરફ નેત્ર, મસ્તક અને મુ-

ખવાળો, તથા સર્વ ઠેકાણે કાનવાળો છે અને જગત્માં સર્વને વ્યાપિ રહે છે. મ્હોટાં સામર્થ્યવાળો તે પુરૂષ સર્વનાં હૃદયમાં નિશ્ચયવાળો છે. તેમ અણિમા, લઘિમા પ્રાપ્તિ આંગળીથી ચંદ્ર વગેરેને પામવું તે આ સિદ્ધિઓરૂપ ઇશ્વર, તેજ રૂપ ને અવિનાશી છે; તેમાં બુદ્ધિને જાણનારા, ધ્યાન કરનારા, નિત્ય યોગવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા, જીતેંદ્રિય, વળી જે કોઇ જ્ઞાનવંત, લોભ રહિત, ક્રોધને જીતનારા, ધીર, મમતા રહિત અને અહંકાર રહિત જેઓ સદ્ભાવ કરવામાં પ્રીતિવાળા છે એ સર્વ પ્રસન્ન મનવાળા, મુક્ત થઈ મહત્તત્વને પામે છે. જે મહાન્, આત્માની પુણ્યરૂપ, ઉત્તમ ગતિને જાણે છે, તે જ્યારે અહંકારથી પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને પાંચમું તેજ આ પાંચ મહાભૂત ઉત્પન્ન થયાં છે તે પાંચ મહાભૂતોમાં પ્રાણિયો જોડાએ જાય છે અને તે મહાભૂત શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધની ક્રિયાઓમાં મળી જાય છે, આ રીતે મહાભૂતોના વિનાશની છેવટમાં પ્રલય નજીક આવે છે ત્યારે હે ધીરાઓ, સર્વ પ્રાણિયોને મ્હોટું ભય ઉત્પન્ન થાય છે, ધીર સર્વ લોકોમાં મોહ પામતો નથી અને આદિ સૃષ્ટિઓમાં પોતાની મેળે થનાર, પ્રભુ એવા વિષ્ણુરૂપજ થાય છે. આવી રીતે જે હૃદયરૂપ ગુફામાં શયન કરનાર, પ્રભુ, પરમ, જૂના પુરૂષ, સર્વ રૂપવાળા, હિરણ્મય અને બુદ્ધિમાનોની ઉત્તમ ગતિરૂપ મહાન્ આત્માને જાણે છે તે બુદ્ધિમાન્ બુદ્ધિને ઉલ્લંઘન કરી રહે છે.

एवंहियोवेदगुहाशयंप्रभुंपरंपुराणंपुरुषंविश्वरूपम् ।
हिरण्मयंबुद्धिमतांपरांगतिंसबुद्धिमान्बुद्धिमतीत्यतिष्ठति ॥१३॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु० चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

---

ब्रह्मोवाच ॥ यउत्पन्नोमहान्पूर्वमहङ्कारःसउच्यते ।
अहमित्येवसम्भूतोद्वितीयःसर्गउच्यते ॥१॥

બ્રહ્મા બોલ્યા—જે પ્રથમ ઉત્પન્ન થયો મહાન્ તે હુંજ થયો છું એમ જાણવાથી અહંકાર એ રીતે કહેવાય છે અને તે બીજી સૃષ્ટિ કહેવાય છે. તામસ અહંકાર ભૂતોના આદિ અને વૈકારિક (મહત્તત્વથી થયેલા) કહેલા છે. તે તૈજસ (રજો ગુણથી થયેલા) ચેતના ધાતુ (પુરૂષ)રૂપ, પ્રજાઓની જેથી ઉત્પત્તિ છે એવો અને પ્રજાનો પતિ કહેવાય છે. તે દેવોની (ઇંદ્રિયોની) તથા

મનની ઉત્પત્તિરૂપ, ક્રીડા કરનાર, ત્રણ લોકને કરનાર, અને તે સર્વ હુંજ છું એમ અભિમાન કરનાર કહેવાય છે, એ અધ્યાત્મ (લિંગદેહ)ના જ્ઞાનથી તૃપ્ત થયેલા મુનિ, ભાવિક મનવાળા અને સ્વાધ્યાય તથા યજ્ઞથી સિદ્ધ બનેલા લોકોના સનાતન લોક (પામવાનાં સ્થાન)રૂપ છે. ત્રણ ગુણમય એવા અહંકારે કરી આ (શબ્દ વગેરે) ગુણોને ભોગવવા ઇચ્છતા પુરૂષનો ભૂતોનો આદિ એવો તામસ અહંકાર આકાશ વગેરે ભૂતોને સરજે છે માટે તે ભૂતોનો કરનાર છે. એ રીતે વૈકારિક અહંકાર સર્વ આ (ઈંદ્રિયોરૂપ) જગતને સરજી ચેષ્ટા (દર્શન વગેરે ક્રિયાઓ) કરે છે અને રજોગુણથી થયેલા, અહંકાર પોતાનાં તેજવડે પાંચ કર્મેંદ્રિય તથા પ્રાણોરૂપ જગતને સરજી તેને રંજન કરે છે.

अहंकारेणाहरतोगुणानिमान्भूतादिरेवंसृजतेसभूतकृत् ।
वैकारिकःसर्वमिदंविचेष्टतेस्वतेजसारञ्जयतेजगत्तथा ॥१॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु० एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

---

ब्रह्मोवाच ॥ अहङ्कारात्प्रसूतानिमहाभूतानिपञ्चवै ।
पृथिवीवायुराकाशमापोज्योतिश्चपञ्चमम् ॥१॥

બ્રહ્મા બોલ્યા—અહંકારથી પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને પાંચમું તેજ આ પાંચ મહાભૂત પેંદા થયાં, તે પંચ મહા ભૂતોમાંના શબ્દ સ્પર્શ, રૂપ, રસ અને ગંધની ક્રિયાઓમાં જીવો મોહ પામેછે. હે ધીરાઓ, મહાભૂતોના વિનાશના અંતમાં જ્યારે પ્રલય પાસે આવે છે ત્યારે સર્વ પ્રાણધારિઓને મ્હોટી દેહશત (બીક) ઉત્પન્ન થાય છે. જે મહાભૂત જેથી ઉત્પન્ન થાય છે તે તેમાં લય પામે છે; આ રીતે ક્રમ પ્રમાણે એક પછી એક ઉત્પંન્ન થાય છે અને લય પામે છે. જ્યારે સ્થાવર અને જંગમ, સર્વ પ્રાણિ પ્રલય પામે છે ત્યારે સ્મૃતિ (યાદી)વાળા, ધીર[1] પુરૂષો ક્યારેય પણ લય પ્રામતા નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને પાંચમો ગંધ તેઓને લેવાની ક્રિયાઓ કારણરૂપ મનેકરી અવિનાશિ છે અને મોહ સંજ્ઞાવાળી એટલે સ્થૂળ ક્રિયાઓ નાશવાળી છે; કેમકે સ્થૂળ શરીરો છે એ લોભને ઉત્પન્ન કરનાર

---

૧ જેઓ યોગના બળથી સૂક્ષ્મ ભૂતોમાં સ્થૂળનો લય કરે છે તે તન્માત્રારૂપ શરીરવાળા હોવાથી સ્થૂળ ભૂતો સાથે નાશ પામતા નથી.

કર્મથી થયેલાં, પંચભૂતના ભેદરહિત, કોઈ સત્ વસ્તુ જેઓમાં નથી એવાં માંસ તથા રૂધિરના સમૂહવાળા, એક બીજાની આજીવિકાવાળાં, દીન (ભૂખ વગેરેથી પીડિત) અને કૃપણ જીવનવાળાં છે તથા જીવમાં પણ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન આ પાંચ વાયુઓ વાણી, મન, અને બુદ્ધિની સાથે નિયમથી બંધાયા છે માટે આ, આઠ આત્મા (સ્વરૂપ)વાળું જગત્ છે. વળી તેમાં ચામડી, નાક, કાન, નેત્ર, જીભ અને વાણી બંધન પામેલાં છે; આથી જેનું મન અધિક શુદ્ધ છે, બુદ્ધિ વ્યભિચાર વગરની છે અને આ ચામડી વગેરે રૂપ આઠ અગ્નિઓ જેના મનને સદા બાળતા નથી તે પ્રસિદ્ધ શુભ એવાં બ્રહ્મને પામે છે અને તેથી વિશેષ અધિક બીજું નથી. હે દ્વિજો, વિશેષપણાથી જે અગીઆર ઈંદ્રિયો કહેવાય છે તેઓ, અહંકારથી થયેલાં હું તમને કહુંછું. કાન ચામડી, ચક્ષુ, જીભ, પાંચમી નાસિકા, પગ, ગુદા, ઉપસ્થ, હાથ અને દશમી વાણી છે આવો આ, ઈંદ્રિયોનો સમુદાય છે તેઓમાં મન અગિયારમું છે. જ્યારે પ્રથમ આ સમુદાયને જીતે ત્યારે બ્રહ્મ પ્રકાશે છે. પાંચ જાણવાની ઈંદ્રિયો અને પાંચ કરવાની ઈંદ્રિયો કહેવાય છે. કાન વગેરે પાંચ જ્ઞાનયુક્ત, સત્યપણે કહેલાં છે અને કર્મયુક્ત જે બીજાં છે તે ભેદરહિત છે. બેઉ વિષે મનને જાણવું અને બુદ્ધિ છે તે તો બારમી છે. આ રીતે ક્રમને અનુસરિ અગિયાર ઈંદ્રિયો કહ્યાં તેઓને યથાર્થ જાણ્યાથી પંડિતો કાર્ય સિદ્ધ કર્યું એમ માને છે (અર્થાત્ તેઓને જીત્યાથી કૃત્ય કૃત્ય થાય છે). આની પછી જૂદા જૂદા પ્રકારવાળી સર્વ ઈંદ્રિયો કહું છું—આકાશ પ્રથમ મહાભૂત છે, કાન અધ્યાત્મ તથા શબ્દ અધિભૂત કહેવાય છે, તેમાં દિશાઓ અધિદૈવત છે. બીજું મહાભૂત વાયુ છે તેમાં ચામડી, અધ્યાત્મ, સ્પર્શ કરવા યોગ્ય અધિભૂત, અને વિજળી અધિ દેવત પ્રસિદ્ધ છે. ત્રિજું મહાભૂત તેજ એ રીતે કહેવાય છે તેમાં ચક્ષુ અધ્યાત્મ, રૂપ અધિભૂત, અને સૂર્ય અધિદૈવત કહેવાય છે. ચોથું મહાભૂત જળ જાણવું, એમાં જીભ અધ્યાત્મ, રસ અધિભૂત, અને તેમાં ચંદ્ર અધિદેવતા કહેવાય છે. પૃથ્વી પાંચમું મહાભૂત છે તેમાં નાસિકા અધ્યાત્મ, ગંધ અધિભૂત અને વાયુ અધિદેવતા કહેવાય છે. આ પાંચ મહાભૂતોના ત્રણ પ્રકારનો જે વિધિ છે તે કહ્યો, હવે સર્વ જૂદા જૂદા પ્રકારની ઈંદ્રિય કહુંછું. તત્ત્વને જાણનારા બ્રાહ્મણો પગને અધ્યાત્મ, એ રીતે, ગતિ (ચાલ)ને અધિભૂત અને તેમાં વિષ્ણુને અધિદેવતા કહે છે. નીચ ગતિ, અપાન વાયુ અને પાયુ (ગુદા) અધ્યાત્મ કહેવાય છે, તેમાં મળત્યાગ અધિભૂત,

અને મિત્ર અધિદેવતા છે. સર્વ પ્રાણિયોને જન્મ આપનાર ઉપસ્થ અધ્યાત્મ, તેમાં વીર્ય અધિભૂત અને પ્રજાપતિ દેવતા કહેવાય છે. અધ્યાત્મ જ્ઞાનને જાણનારા જનો એ હાથને અધ્યાત્મ, કર્મોને અધિભૂત એમ અને તેમાં શક્ર (ઇંદ્ર)ને અધિદેવતા કહે છે. અહિં વૈશ્વદેવ સંબંધિ પ્રથમ એવી વાણી અધ્યાત્મ, તેમાં કહેવાનું હોય તે અધિભૂત અને અગ્નિ અધિદેવતા કહેવાય છે. પંચભૂતના આત્મામાં ફરનારૂં મન અધ્યાત્મ, એ રીતે સંકલ્પ અધિભૂત અને ચંદ્રમા અધિદેવતા કહેવાય છે. તેમ સર્વ સંસારને કરનાર અહંકાર અધ્યાત્મ, અભિમાન અધિભૂત અને તેમાં રૂદ્ર અધિદેવતા છે. જે ઇંદ્રિયોના વિચારવાળી બુદ્ધિ અધ્યાત્મ, એ રીતે માનવાનું છે તે અધિભૂત, એ રીતે અને તેમાં બ્રહ્મા અધિદેવતા એમ કહેવાય છે. આ પ્રમાણે પ્રાણિયોનાં ત્રણ સ્થાન છે પણ ચોથું સ્થાન સિદ્ધ થતું નથી. સ્થળ, જળ, આકાશ, અને જન્મ પણ ચાર પ્રકારનું છે. અંડજ, ઉદ્‌ભિજ્જ, સ્વેદજ અને જરાયુજ. આ રીતે ચાર પ્રકારે આ પ્રાણિયોના સમૂહનું જન્મ જણાય છે. ઉત્તમ નહિ એવાં આકાશમાં ફરનારાં પ્રાણિયો (પક્ષિઓ)ને તથા સર્વ, સર્પોને અંડજ[1] જાણવા. ક્રમ પ્રમાણે કૃમિ જીવો સ્વેદજ[2] કહેલા છે. આનું આ જન્મ બીજું અને અતિ ઉતરતું કહેવાય છે. જેઓ કાળના ક્રમથી પૃથ્વીને ભેદી ઉત્પન્ન થાય છે તેઓ હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ઉદ્‌ભિજ્જ કહેવાય છે. હે ઉત્તમ સજ્જનો, જરાયુજ[3] જીવો બે પગવાળા, બહુ પગવાળા, આડી ગતિવાળા, અને વિકારવાળા પણ થાય છે. સનાતન બ્રાહ્મણની ઉત્પત્તિ બે પ્રકારનીજ જાણવી. તપ અને જે પુણ્યકારિ કર્મ છે એ વિદ્વાનોની નીતિ છે તેઓમાં યજ્ઞ વિષે જે યજન તથા દાન થાય છે તે વિવિધ કર્મ જાણવું. હે શ્રેષ્ઠ દ્વિજો, જન્મેલાને અધ્યયન (ભણાવવું) પુણ્યકારિ છે એમ વૃદ્ધની આજ્ઞા છે અને જે વિધિ પ્રમાણે આ જાણે છે તે યોગ્ય તથા સર્વ પાપોથી મુક્ત થાય છે એમ જાણો. આકાશ પ્રથમ ભૂત, કાન અધ્યાત્મ, શબ્દ અધિભૂત અને એમાં દિશાઓ અધિદેવતા કહેવાય છે. વાયુ બીજું મહાભૂત છે, તેમાં ચામડી અધ્યાત્મ, સ્પર્શ અધિભૂત, અને વીજળી અધિદેવતા વિખ્યાત છે. ત્રિજું ભૂત તેજ છે એમ કહેવાય છે, તેમાં ચક્ષુ અધ્યાત્મ, રૂપ અધિભૂત અને સૂર્ય અધિદેવતા મનાય છે. ચોથું ભૂત જળ જાણવું, તેમાં જીભ અધ્યાત્મ ઇચ્છાય છે, ચંદ્ર અધિભૂત જાણવો અને જળ અધિદેવતા જાણવું. આ યથાયોગ્ય અધ્યાત્મનો વિધિ હે ધર્મને જાણના-

---

૧ ઈંડાંથી થતાં. પરશેવાના કારણથી થતાં. ૩ ગર્ભસ્થાનથી થતાં, ભૂતો.

રાઓ મેં તમને કહ્યો અને જ્ઞાનવાળા તમોને એવું જ્ઞાન પણ મળ્યું. આ જગત્‌માં પાંચ ઈંદ્રિયો, પાંચ તેઓના વિષયો અને પાંચ મહાભૂતો છે; આ સર્વને મન સાથે જોડી મનને ધારણ કરવું. જ્યારે સર્વ મન ક્ષીણ થાય છે ત્યારે જન્મનું સુખ ઇચ્છાતું નથી અને તે સુખ જ્ઞાન સંપન્ન બુદ્ધિવાળા વિદ્વાનોએ માનેલું છે. હવે પછી સર્વ પ્રાણિયોમાં કલ્યાણ અને સુખરૂપ સૂક્ષ્મપણાને કરનારી નિવૃત્તિને કોમળ તથા કઠણ ઉપાયથી કહુંછું. જેમાં ગુણો અવગુણોરૂપ છે એવું આસંગ (અભિમાન)રહિત, ભેદરહિત, બ્રાહ્મણમય એકલું ફરવાપણું (એકાંત વાસ) છે એ આચરણ એક વખતે મળેલાં સર્વ સુખરૂપ કહેવાય છે. જે વિદ્વાન્ લોક કાચબો જેમ અંગોને સંકેલે તેમ સર્વ કામનાઓને હરિ રજોગુણરહિત થયેલો છે તે સર્વથી મુક્ત તથા સદા સુખી છે. કામનાઓને મનમાં દબાવી ક્ષીણ તૃષ્ણાવાળો થયેલો સાવધાન, સર્વ પ્રાણિયોનો સુહૃત્ મિત્ર જે મનુષ્ય છે તે બ્રહ્મપણાને પામનાર થાય છે. વિષયોને ઇચ્છનાર, સર્વ ઈંદ્રિયોનો રોધ કરવાથી અને દેશનો ત્યાગ કરવાથી મુનિનો અધ્યાત્મ જ્ઞાનરૂપ અગ્નિ વૃદ્ધિ પામે છે. જેમ અગ્નિ લાકડાંઓથી વૃદ્ધિ પામેલો મ્હોટાં તેજવાળો થઈ પ્રકાશે છે તેમ ઈંદ્રિયોને રોકવાથી મ્હોટો આત્મા પ્રકાશ પામે છે. જ્યારે પ્રસન્ન ચિત્તવાળો પોતાના હૃદયમાં ભૂતોને જુવે છે ત્યારે પોતે જ્યોતિરૂપ થયેલો સૂક્ષ્મ (જીવ) થી પણ ઉત્તમ સૂક્ષ્મ (બ્રહ્મ)ને પામે છે. જેનું અગ્નિ રૂપ છે, જળ પ્રવાહ છે ને વાયુ સ્પર્શ છે એવું પૃથ્વીરૂપિ કાદવને ધારણ કરનાર, ઘોર આકાશરૂપ કાનવાળું, રોગ અને શોકથી ભરેલું, પાંચ પ્રવાહો (ઈંદ્રિયો)થી યુક્ત, પાંચ મહા ભૂતોથી મળેલું, નવ[1] દ્વારવાળું, બે (જીવ ને ઇશ્વર) દેવતાવાળું, રજોગુણવાળું, ન જોવા યોગ્ય, ત્રણ ગુણવાળુ[2], ત્રણ [3]ધાતુઓવાળુ, સંગથી પ્રીતિવાળું, અને મૂઢ (ચેતના વગરનું) શરીર છે એમ નિશ્ચય છે. આ સર્વ લોકમાં દુઃખે કરી જેનું સમાધાન ન થાય એવું તે બુદ્ધિ પ્રત્યે આશ્રય પામી રહેલું છે અને એજ (બાલપણાં વગેરે અવસ્થાવાળું) આ જગતમાં કાળચક્રરૂપ પ્રવર્ત્તે છે. એજ મોહની સંજ્ઞાવાળું, ઘોર, અગાધ, મ્હોટા સમુદ્રરૂપ બનેલું ન મરણ પામનારા દેવો સહિત જગતને જૂદુ પાડે છે, ભેગું કરે છે અને બોધ કરે છે માટે પંડિતો ઇંદ્રિયોને રોકવાથી કામ, ક્રોધ, ભય, લોભ, દ્રોહ ને અસત્ય, આ દુઃખે તજાય એવા થયેલાઓને તજે છે. જે-

---

૧ બે કાન, બે નેત્ર, બે નાકનાં ફોણણાં, મુખ, ઝાડા અને પેશાબનાં બે સ્થાન. ૨ સત્વ, રજ અને તમ. ૩ વાત, પિત્ત અને કફ.

ણે આ જગતમાં પંચમહાભૂતોવાળા ત્રણ ગુણો જીતેલા છે તે આકાશમાં અનંતપણારૂપ ઉત્તમ સ્થાનને પામે છે. જે મનુષ્ય પાંચ ઇંદ્રિયોરૂપિ મ્હોટા કાંઠાવાળી, મનના વેગરૂપિ મ્હોટાં જળવાળી, અને મોહરૂપ ધુનાઓવાળી નદીને તરી કામ તથા ક્રોધ એ બેને જીતે છે તે સર્વ દોષોથી મુક્ત થયેલો હૃદયરૂપ કમળમાં મનને રાખી દેહમાં આત્માને જોયા પછી તે પરબ્રહ્મને જુવે છે. વળી સર્વ પ્રાણિયોમાં સર્વને જાણનાર તે આત્માને આત્મા વિષે (જીવને પોતામાં) જાણે છે તે, તે ઠેકાણે જેમ એક દીવાથી અનેક દીવાઓ કરે તેમ એક પ્રકારે અને બહુ પ્રકારે રૂપોને જૂદાં કરનાર થઇ જરૂર જોઇ શકે છે. કેમકે તેજ વિષ્ણુ, મિત્ર, વરૂણ, અગ્નિ ને પ્રજાપતિરૂપ છે. તેજ ધાતા, વિધાતા છે અને તેજ સર્વ મુખોવાળો પ્રભુ, સર્વ પ્રાણિયોનાં હૃદયરૂપ મ્હોટો આત્મા થઈ પ્રકાશે છે, તેમ વિપ્રોના સમૂહો, સુરો, અસુરો, યક્ષો, પિશાચો, પિતૃઓ, પક્ષિઓ, રાક્ષસોના ગણો, ભૂતોનાં ટોળાંઓ અને સર્વ મ્હોટા ઋષિઓ સદા તેનેજ સ્તવે છે (તેનીજ સ્તુતિ કરે છે).

तंविप्रसङ्घाश्चसुरासुराश्चयक्षाःपिशाचाःपितरोवयांसि ।
रक्षोगणाभूतगणाश्चसर्वेमहर्षयश्चैवसदास्तुवन्ति ॥६७॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु० द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

---

**ब्रह्मोवाच ॥** मनुष्याणांतुराजन्यःक्षत्रियोमध्यमोगुणः ।
कुञ्जरोवाहनानांचसिंहश्चारण्यवासिनाम् ॥१॥

બ્રહ્મા બોલ્યા—મનુષ્યોનો રાજા ક્ષત્રિય મધ્યમ એવા રજો ગુણરૂપ છે. વાહનોનો રાજા હસ્તિ, અને અરણ્યમાં વસનારાઓનો રાજા સિંહ રજોગુણમય છે. સર્વ પશુઓમાં ગાડર, રાફડાઓમાં રહેનારાઓ વિષે સર્પ, ગાયોમાં બળદ ને સ્ત્રીઓમાં પુરૂષ રાજારૂપ તથા રજોગુણી છે. વડ, જાંબુનું ઝાડ, પિપળો, શાલ્મલિ ( શીમળાનું ઝાડ ), શિંશપા મેષશૃંગ, પોલાવાંસ, અને વેણુ ( નક્કર વાંસ ) આ જગતમાં વૃક્ષોના રાજાઓ છે એમાં સંશય નથી. હિમવાન્, પારિયાત્ર, સહ્ય, વિંધ્ય, ત્રિકૂટવાન્, શ્વેત, નીલ, ભાસ, કોષ્ઠવાન્ પર્વત, ગુરૂસ્કંધ, મહેંદ્ર અને માલ્યવાન્ પર્વત આ પર્વતોના રાજાઓ છે. ગણોના રાજાઓ મરૂત્ છે. ગ્રહોના અધિપતિ સૂર્ય અને નક્ષત્રોના ચંદ્રમા છે. પિતૃનો યમ, અને નદીયોનો અધિપતિ સમુદ્ર છે. જળોનો રાજા વ-

રૂણ અને મરૂતોનો રાજા ઇંદ્ર કહેવાય છે. ઉષ્ણોનો અધિપતિ સૂર્ય, જ્યોતિષનો ચંદ્ર, નિત્ય ભૂતોનો પતિ અગ્નિ અને બ્રાહ્મણોનો અધિપતિ બૃહસ્પતિ કહેવાય છે. ઔષધોનો પતિ ચંદ્ર, બળવાળાઓના પતિ વિષ્ણું, રૂપોનો અધિરાજ ત્વષ્ટા, અને પશુઓના ઇશ્વર શિવ છે. દીક્ષાવાળાઓનો રાજા યજ્ઞ, દેવોનો રાજા ઇંદ્ર, દિશાઓનો રાજા ઉત્તર દિશા અને વિપ્રોનો રાજા પ્રતાપવાન્ ચંદ્રમા છે. સર્વ રત્નોનો કુબેર તથા દેવતાઓનો રાજા પુરંદર ( ઇંદ્ર ) છે. આ ભૂતોનો અધિપતિ, પ્રજાઓની સૃષ્ટિરૂપ, પ્રજાઓનો પતિ, અને સઘળાંજ પ્રાણિયોમાં મહાન્, બ્રહ્મમય હું છું. મારાથી અથવા વિષ્ણુથી પણ અતિપર બીજું ભૂત નથી. બ્રહ્મમય મહાન્ એવા વિષ્ણુ સર્વના રાજાઓના અધિરાજ છે, તમે તેને ઇશ્વરપણારૂપ કર્ત્તા, અકર્ત્તા, અને હરિ ( દુઃખને હરનાર ) જાણો. તેજ નર કિન્નર, યક્ષ, ગંધર્વ, સર્પ, રાક્ષસ, દેવ, દાનવ, અને નાગ આ સર્વના ઇશ્વિર છે. કામિ જનોએ અનુસરેલી સર્વ સ્ત્રીઓમાં સુંદર નેત્રવાળાં, મહાદેવી જે મહેશ્વર ( શિવ )નાં સ્ત્રી પાર્વતી પ્રસિદ્ધ છે તે ઉમા દેવીને નારીઓમાં શુભ તથા ઉત્તમ જાણો. સ્ત્રીઓનાં પ્રીતિસુખોમાં ધનવાળી અપ્સરાઓ ઉત્તમ છે. રાજાઓ ધર્મની ઇચ્છાવાળા હોય છે અને બ્રાહ્મણો ધર્મની પાજોરૂપ છે માટે રાજાએ બ્રાહ્મણોના રક્ષણમાં યત્ન કરવો. જે રાજાઓના દેશમાં સજ્જનો દુઃખ પામે છે તે રાજાઓ સર્વ પોતાના ગુણોથી હીન થઈ મરણ પછી ખરાબ માર્ગ ( નરક )માં જનારા થાય છે. જે રાજાઓના દેશમાં સજ્જનોની રક્ષા થાય છે તેઓ આ જગત્માં આનંદ પામે છે અને મરણ પામ્યા પછી પણ સુખ ભોગવે છે. હવે આ પછી હે શ્રેષ્ઠ વિપ્રો, મહાત્માઓ જે નિયમવાળાં ધર્મનાં લક્ષણને પામે છે તે તમને કહું છું માટે આ પ્રમાણે સમજો. અહિંસા છે તે ઉત્તમ ધર્મ છે અને અધર્મરૂપ લક્ષણવાળી હિંસા છે. દેવતાઓ પ્રકાશરૂપ લક્ષણવાળા, મનુષ્યો કર્મરૂપ ચિહ્નવાળા, આકાશ શબ્દનાં લક્ષણવાળું, ને વાયુ સ્પર્શનાં લક્ષણવાળો છે. તેજોનું લક્ષણ રૂપ છે. રસનાં લક્ષણવાળાં પાણી છે. સર્વ પ્રાણિયોને ધારણ કરનારી પૃથ્વી ગંધનાં લક્ષણવાળી છે. સ્વર અને વ્યંજન અક્ષરોના સંસ્કારવાળી વાણી શબ્દનાં લક્ષણવાળી છે. મનનાં લક્ષણરૂપ ચિંતા અને બુદ્ધિરૂપ લક્ષણવાળી ચિંતા કહેલી છે; કેમકે અહિ મનુષ્ય મનવડે ચિંતન કરેલા અર્થોનો બુદ્ધિએ કરી નિશ્ચય કરે છે તથા બુદ્ધિ નિશ્ચયથી જણાય છે એમાં સંશય નથી. આ રીતે મનનું લક્ષણ ધ્યાન છે અને પુરૂષ ( જીવ )નું લક્ષણ ન જણાય એવું છે. પ્ર-

વૃત્તિના લક્ષણવાળો યોગ ( કર્મ ) ને સંન્યાસનાં લક્ષણવાળું જ્ઞાન છે માટે અહિં બુદ્ધિમાન્ માનવે જ્ઞાનને આગળ કરી સંન્યાસ લેવો. જ્ઞાન-વાળો સન્યાસી પરમ ગતિ પામે છે. વળી માન તથા અપમાનને ઉલ્લંઘી રહેલો અને તમ (અજ્ઞાન), મૃત્યુ તથા જરા (ઘડપણ)ને ઉલ્લંઘનાર ઉત્તમ ગતિ પામે છે. આ રીતે મેં તમોને ધર્મ, તેનાં લક્ષણ અને તેઓનો સં-યોગ વિધિ મુજબ કહ્યો. હવે આ પછી હું સારી રીતે ગુણોને ગ્રહણ કર-વાનું કહુંછું. જે પૃથ્વીનો ગંધ છે તે નાકથી લેવાય છે અને નાસિકામાં ર-હેલો વાયુ ગંધના જ્ઞાનમાં જણાય છે. જળના સારરૂપ જે રસ છે તે જી-ભથી લેવાય છે અને જીભમાં રહેનાર સોમ (ચંદ્ર) રસના જ્ઞાનમાં રહેલો કહેવાય છે. તેજનો ગુણ જે રૂપ છે તે ચક્ષુથી ગ્રહણ થાય છે અને સદા ચક્ષુમાં રહેનારા સૂર્ય રૂપને જાણવામાં અનુગ્રહ કરાવે છે. વાયુનો ગુણ જે સ્પર્શ છે તે સદા ચામડીથી જણાય છે અને સદા ચામડીમાં રહેનાર વાયુ છે તે સ્પર્શ કરવામાં અનુગ્રહ કરાવનાર થાય છે. આકાશનો ગુણ જે આ (શબ્દ) છે તે કાનથી ગ્રહણ કરાય છે અને કાનમાં રહેલી સર્વ દિશાઓ શબ્દના જ્ઞાનમાં રહેલી કહેલી છે. મનનો ગુણ જે ચિંતા છે તે બુદ્ધિથી જ-ણાય છે અને હૃદયમાં રહેનાર ચેતન ધાતુ (જીવ) મનના જ્ઞાનમાં રહેનારા કહેવાય છે. બુદ્ધિ નિશ્ચયથી તથા મહાન્ (મહત્તત્વ) જ્ઞાનથી માલમ પડે છે. આ રીતે નિશ્ચય કરીને જાણવાથી તેઓનું સ્વરૂપ ન જણાય એવું છતાં પણ જણાય છે એમાં સંશય નથી. આ રીતે બુદ્ધિ વગેરે સ્વરૂપથી જણાયછે પણ ક્ષેત્રને જાણનાર આત્મા નિત્ય સ્વરૂપથી ગ્રહણ ન થાય એવો, નિર્ગુણ સ્વ-રૂપ છે માટે ક્ષેત્રજ્ઞ (આત્મા) ફક્ત જ્ઞાનરૂપ લક્ષણવાળો અને લિંગ (સ્વ-રૂપ) રહિત છે. ગુણોની ઉત્પત્તિ અને નાશવાળું જે અવ્યક્ત (માયા) છે તે ક્ષેત્ર કહેલું છે તેને લીન થયેલો હું (આત્મા) સદા જોઉંછું, જાણુંછું અને સાંભળુંછું. આ રીતે પુરૂષ (જીવ)તેને (ક્ષેત્રને) જાણે છે માટે ક્ષેત્રજ્ઞ કહે-વાય છે. વળી જેવી રીતે ગુણોની વૃત્તિ આદિ, મધ્ય અને અંતથી બાં-ધેલી સ્રજાતી અને ચેતનારહિત થાય છે તેવી રીતે ક્ષેત્રને જાણનારો જુવે છે પણ વારંવાર સ્રજાતા ગુણો આત્માને જાણતા નથી. જે ગુણરૂપ (ભોગ્ય) થયેલા ગુણોથી અતિપર, મ્હોટું સત્ય (બ્રહ્મ) છે તેને કોઈ પણ જાણતો ન-થી. ક્ષેત્રને જાણનારો (આત્મા)જ તેને જાણે છે માટે અહિં ધર્મને જાણ-નારો ગુણોને તથા બુદ્ધિને તજ્યા પછી જેના દોષો ક્ષીણ થયા છે એવો ગુણોને તજી રહેલો થયાથી[1] ક્ષેત્રને જાણનારા પરમાત્મા પ્રત્યે પ્રવેશ કરે

---

[1] સ્થૂળ, સૂક્ષ્મ શરીરને.

છે અને તેજ સુખ દુઃખ વગેરે જોડાંરહિત, નમસ્કારરહિત, સ્વાહાકારરહિત અચળ, સ્થાનરહિત, ક્ષેત્રને જાણનારો, ને પરમ વ્યાપક થાય છે.

निर्द्वन्द्वोनिर्नमस्कारोनिःस्वाहाकारएवच ।
अचलश्चानिकेतश्चक्षेत्रज्ञःसपरोविभुः ॥४२॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि गु० त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥

---

**ब्रह्मोवाच** ॥ यदादिमध्यपर्यन्तंग्रहणोपायमेवच ।
नामलक्षणसंयुक्तंसर्वंवक्ष्यामितत्त्वतः ॥१॥

બ્રહ્મા બોલ્યા—જે આદિ મધ્ય ને અંતવાળું, ગ્રહણ કરવાના ઉપાયવાળું (કર્મથી થાય એવું) તથા નામ, લક્ષણવાળું છે તે સઘળું સત્યતાથી કહું છું. પ્રથમ દિવસ, ને પછી રાત્રિ છે. શુક્લપક્ષ જેઓમાં પ્રથમ છે એવા માસ કહેલા છે. શ્રવણ વગેરે નક્ષત્રો છે, શિશિર વગેરે ઋતુઓ છે. ગંધોની આદિ પૃથ્વી, રસોની પ્રથમ જળ, રૂપોનો આદિ જ્યોતિરૂપ સૂર્ય અને સ્પર્શોનો આદિ વાયુ કહેવાય છે. તેમ શબ્દનો આદિ આકાશ છે, આ ભૂતોને કરનારા (તામસ અહંકાર)ના ગુણરૂપ છે. હવે આ પછી ભૂતોના ઉત્તમ આદિને કહું છું. જ્યોતિષો (તેજો)નો આદિ સૂર્ય, જરાયુજ વગેરે પ્રાણિયોનો આદિ જઠરનો અગ્નિ, સર્વ વિદ્યાઓનાં આદિ સાવિત્રી અને દેવતાઓના આદિ પ્રજાપતિ (બ્રહ્મા)કહેવાય છે. સર્વ વેદોનો આદિ ઓંકાર અને વચનોનો આદિ પ્રાણ કહેવાય છે. પ્રથમ જે સાવિત્રી કહી તે આ જગત્માં બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે મ્લેચ્છ પર્યંત લોકોને નિયમથી જે સઘળું જપવા યોગ્ય છે તે સાવિત્રી કહેવાય છે. છંદોનો આદિ ગાયત્રી, પ્રજાનો આદિ સૃષ્ટિનો પ્રથમ કાલ, ચોપગાંઓની આદિરૂપ ગાયો અને મનુષ્યોના આદિ દ્વિજો કહેવાય છે. હે ઉત્તમ દ્વિજો, પક્ષિયોનો આદિ શિંચાણો, યજ્ઞોનું આદિરૂપ ઉત્તમ હોમવાનું દ્રવ્ય, સર્વ સરીસૃપોમાં (આડાં ચાલનારા જીવોમાં) મ્હોટો સર્પ છે. સર્વ યુગોનો આદિ સત્ય યુગ છે એમાં સંશય નથી. સર્વ રત્નોનું આદિ સુવર્ણ, ઔષધોના આદિ યવ, સર્વ ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોમાં ઉત્તમ અન્ન કહેવાય છે સર્વ દ્રવ્ય અને પીવાના પદાર્થોમાં જળ ઉત્તમ છે. સર્વ સ્થાવર પ્રાણિયોમાં અવિશેષપણાથી સદા પુણ્યકારી બ્રહ્મનાં ક્ષેત્રરૂપ પીપળો પ્રથમ કહેલો છે. હું સર્વ પ્રજાપતિયોમાં પ્રથમ અને મારા આદિ અચિંત્ય આત્માવાળા તે વિષ્ણું છે કે જે સ્વયંભુ (પોતાની મેળે થનારા) એ રીતે કહેલા છે. સર્વ પર્વતોની આગ-

ળ થયેલા મહામેરૂ કહેલા છે. દિશાઓ અને તેના ખૂણાઓમાં ઉર્ધ્વ, ને પૂર્વદિશા પ્રથમ છે. તેમ નદીઓમાં આગળ જન્મેલી ગંગા નદી કહી છે. સર્વ સરોવર તથા કૂવા વગેરે જળ પીવાનાં સ્થાનોની આગળ થયેલો સમુદ્ર છે. દેવ, દાનવ, ભૂત, પિચાશ, ઉરગ, રાક્ષસ, નર, કિન્નર અને યક્ષો આ સર્વના પ્રભુ રૂદ્ર છે. સર્વ જગતના આદિ, બ્રહ્મમય, મહાન્ એવા વિષ્ણુ છે કે જેથી આ ત્રણ લોકમાં અતિ ઉત્તમ બીજું ભૂત (પ્રાણી) નથી. સર્વ આશ્રમોના આદિરૂપ ગૃહસ્થપણું છે એમાં સંશય નથી. લોકોના આદિરૂપ ત્રિગુણ, અને અંતરૂપ પણ તેજ છે. દિવસો અસ્તમય અંતવાળા છે, રાત્રિ ઉદયરૂપ અંતવાળી છે (ઉદયને અંતે અસ્ત અને અસ્તને અંતે ઉદય છે). સુખના અંતરૂપ સદા દુઃખ અને દુઃખના અંતરૂપ સુખ છે. સર્વ વધારાઓ ઘટારારૂપ અંતવાળા, ચઢતીઓ પડતીરૂપ અંતવાળી, સર્વ ભેગાં થવાં જૂદાં થવારૂપ છેવટવાળાં અને જીવવું મરવારૂપ છેવટવાળું છે. સર્વ કાર્ય નાશરૂપ અંતવાળું છે ને જન્મેલાનું જરૂર મરણ છે. કેમકે આ જગત્માં સદા સ્થાવર અને જંગમ નિરંતર રહેનાર નથી. યજ્ઞ, દાન,તપ, ભણેલું, વ્રતો અને જે નિયમો છે તે આ સર્વ નાશરૂપ અંતવાળું છે, પણ જ્ઞાનનો અંત નથી માટે શુદ્ધ જ્ઞાને કરી અતિશાંત મનવાળો, જીતેંદ્રિય, મમતારહિત અને અહંકારથી રહિત જન સર્વ પાપોથી છૂટે છે.

तस्माज्ज्ञानेनशुद्धेनप्रशान्तात्माजितेन्द्रियः ।
निर्ममोनिरहङ्कारोमुच्यतेसर्वपाप्मभिः ॥२२॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अनुगीतापर्वणि गु० चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

---

**ब्रह्मोवाच** ॥ बुद्धिसारंमनःस्तम्भमिन्द्रियग्रामबन्धनम् ।
महाभूतपरिस्कन्धंनिवेशपरिवेशनम् ॥१॥

બ્રહ્મા બોલ્યા—બુદ્ધિરૂપ સારવાળું, મનરૂપ સ્તંભવાળું, ઈંદ્રિયોના સમૂહરૂપિ બંધનવાળું, મહાભૂતોના સમૂહવાળું, સ્ત્રીઓના ભોગરૂપ ઢાંકણવાળું, જરા અને શોકથી ભરેલું, વ્યાધિ તથા વ્યસનોની ઉત્પત્તિવાળું, દેશ અને કાળવડે ચાલનારૂં, શ્રમ (થાક) ને મ્હેનતરૂપ શબ્દવાળું, દિવસ તથા રાત્રિરૂપ ચલાવનારાવાળુ, ટાઢ તડકારૂપ ફરતાં મંડળવાળું, સુખ, દુઃખરૂપ મધ્યના સાંધાવાળું, ક્ષુધા ને તૃષારૂપ ખીલાઓવાળું, મેઘ ને સંતાપરૂપ ખોદના-

રાવાળું, મટમટાવવું અને તેનું મીચાવું તે એથી વિહ્વલ, ભયંકર, મોહરૂપ જળથી વ્યાપ્ત, સદા ચાલનારૂં, જડ, માસ અને અર્ધમાસની ગણતિવાળું, સમ નહિ એવું, લોકોમાં ફરનારૂં, તમોગુણના નિયમરૂપ કાદવવાળું, રજોગુણના વેગરૂપિ પ્રવર્ત્તાવનારાવાળું, મ્હોટા અહંકારથી પ્રકાશ પામેલું, સત્વ વગેરે ગુણોથી સ્થિતિવાળું, પરિતાપરૂપ પાટાઓના સમૂહવાળું, શોક અને મૃત્યુરૂપ જીવિકાવાળું, ક્રિયા તથા કારણોથી યુક્ત, પ્રીતિરૂપ વિસ્તારવાળું, લાંબુ, લોભ ને તૃષ્ણારૂપ, ક્ષોભ (કંપ) પમાડનારવાળું, વિચિત્ર અજ્ઞાનથી થયેલું, ભય ને મોહરૂપ પરિવારવાળું, પ્રાણિયોના મોહને કરનારૂં, આનંદ ને પ્રીતિથી ચાલનારૂં, કામ ને ક્રોધરૂપ પરિગ્રહવાળું, મહત્તત્વ વગેરે ભેદોરૂપ છેડાવાળું, નહિ રોકાતું, સંસાર અને તેના કારણરૂપ, મનરૂપ વેગવાળું, અને મનથી સુંદર કાળરૂપ ચક્ર ચાલે છે. આ માન અપમાન વગેરે જોડાંવાળું જડ કાળચક્ર ન મરનારા દેવો, સહિત જગતને જૂદું પાડે છે, ભેગું કરે છે અને બોધવાળું કરે છે. જે ખરી રીતથી કાળરૂપ ચક્રની પ્રવૃત્તિને તથા નિવૃત્તિને નિત્ય જાણે છે તે, પ્રાણિયોમાં મુંઝાતો નથી. વળી સર્વ સંસ્કારોથી મુક્ત, સર્વ સુખ દુઃખથી રહિત, અને સર્વ પાપોથી છૂટો થયેલો ઉત્તમ ગતિ પામે છે. ગૃહસ્થ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને ભિક્ષુક આ ચાર આશ્રમો કહેલા છે તે સર્વ ગૃહસ્થપણારૂપ મૂળવાળા છે. આ જગતમાં જે કોઈ શાસ્ત્ર કહેલાં છે તેના અંતને પામવું શ્રેયરૂપ છે તથા એ સનાતન કીર્ત્તિ છે. પ્રથમ સંસ્કારોથી સંસ્કાર પામેલા, યથાયોગ્ય વ્રતને આચરનારા, તત્વને જાણનારા એ ગુણોથી વિશેષ થયેલી જાતિમાં વર્ત્તવું. અહિં નિત્ય પોતાની સ્ત્રીમાં પ્રીતિમાન્, પંડિતોના સરખા આચારવાન્, ઇંદ્રિયોને જીતનાર અને શ્રદ્ધાવાન્ થઈ પાંચ મહા યજ્ઞોથી યજન કરવું. જેમ સુખ રહે તેમ શક્તિ પ્રમાણે યજ્ઞ તથા દાનથી યુક્ત, વેદોનાં કર્મોમાં દેવતા, અતિથિ અને પંડિતોના આશિર્વાદ લેવામાં પ્રીતિમાન્ થવું. મુનિ હાથ અને પગની ચપળતાવાળો નથી, નેત્રની ચપળતાવાળો નથી અને વાણી તથા અંગથી ચપળ નથી હોતો, આવો પંડિતનો વિષય છે ( આ પંડિતનું લક્ષણ છે). નિરંતર, યજ્ઞોપવીત ( જનોઇ ) ધારણ કરનાર, શ્વેત વસ્ત્રો ધારણ કરનાર, અને સારાં આચરણોથી યુક્ત થવું. તેમ [1]યમ અને દાનના નિયમવાન થઈ સદા શિષ્ટ લોકો સાથે બેસવું. ઉપસ્થ તથા ઉદરને જીતનાર, મૈત્રીવાળા, અને શિષ્ટના આચરણથી યુક્ત મનુષ્યે વેણુનો દંડ અને જળ સહિત

૧ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ.

કમંડલુ ધારણ કરવું. ભણીને ભણાવવાનું કરવું, યજવું, યજાવવું, દાન, અને દાન લેવું, આ ૭ ગુણવાળી વૃત્તિનું આચરણ કરવું. બ્રાહ્મણોની આજીવિકારૂપ યજાવવું, ભણાવવું એ બે, અને શુદ્ધથી દાન લેવું, આ ત્રણ કર્મ જાણવાં. હવે શેષ રહેલાં ત્રણ કર્મ જે દાન, અધ્યયન અને યજ્ઞ છે તે પણ ધર્મયુક્ત છે માટે સારા ધર્મને જાણનારાએ તે ત્રણ કર્મોમાં ગાફલપણાનો ત્યાગ કરવો. જે ઇંદ્રિયોને જીતનાર, મૈત્રીવાળો, ક્ષમાવાન્, સર્વ પ્રાણિયોમાં સમાન મુનિ, શક્તિ પ્રમાણે આ સર્વ પ્રવર્ત્તાવનારા, પવિત્ર, આવી રીતે યોગવાળો, વખાણવા યોગ્ય વ્રતવાળો ને ગૃહસ્થ વિપ્ર છે તે સ્વર્ગને જીતે છે.

सर्वमेतद्यथाशक्तिविप्रोनिर्वर्त्तयन्शुचिः ।
एवंयुक्तोजयेत्स्वर्गंगृहस्थोःसंशितव्रतः ॥२९॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु० पञ्चचत्वारिंशोऽध्यायः ॥ ४९ ॥

---

ब्रह्मोवाच ॥ एवमेतेनमार्गेणपूर्वोक्तेनयथाविधि ।
अधीतवान्यथाशक्तितथैवब्रह्मचर्यवान् ॥१॥

બ્રહ્મા બોલ્યા—આ રીતે વિધિ પ્રમાણે પ્રથમ કહેલા આ માર્ગે કરી શક્તિ મુજબ અધ્યયનવાળો બ્રહ્મચર્યવાન, પોતાના ધર્મમાં પ્રીતિવાળો વિદ્વાન્, સર્વ ઇંદ્રિયો જેની નિયમિત છે એવો મુનિ, ગુરૂના પ્રિય તથા હિતમાં યોગ્ય, સત્ય ધર્મમાં તત્પર ને પવિત્ર આવો જે થયેલો મનુષ્ય છે તેણે ગુરૂની આજ્ઞા લેઈ અન્નની નિંદા કર્યાવિના ભોજન કરવું. તેમ હવિષ્ય અને ભિક્ષાનાં અન્નને જમનાર સ્થાન, આસન તથા વિહારથી યુક્ત, બે વખત અગ્નિને હોમનાર, પવિત્ર અને સમાધિવાળા થયેલાએ સદા બિલ્વ અથવા ખાંખરાના વૃક્ષનો દંડ ધારણ કરવો. દ્વિજનું વસ્ત્ર હિરાગળ, સૂતરાઉ અથવા મૃગચર્મનું હોય પણ તે સર્વ કાષાય (ગેરૂ)થી રક્ત (રાતું) હોવું જોઇયે. મુંજ (આ નામનાં તૃણ)ની મેખળા હોવી જોઇયે. જટાવાન્, નિત્ય જળ રાખનાર, યજ્ઞોપવીત ધારણ કરનાર, સ્વાધ્યાયવાન્, લોભરહિત, નિયમિત વ્રતવાન્, અને ભાવથી પવિત્ર જળેકરી સદા નિયમવાન્ થઈ દેવતાનું તર્પણ કરનાર બ્રહ્મચારી વખણાય છે. આવી રીતે યોગ્ય થયેલો, જીતેંદ્રિય વાનપ્રસ્થ લોકોને જીતે છે. વળી ઉત્તમ સ્થાનને આશ્રય કરનાર જન્મોવિષે

ફરતો નથી. તેમજ સર્વ સંસ્કારોથી સંસ્કાર પામેલા, બ્રહ્મચર્યવાન્ મુનિએ ગામથી નિકળી અરણ્યમાં જઈ વસવું, ચર્મ ને વલ્કલ ધારણ કરવાં, સાયંકાળ તથા પ્રાતઃકાળમાં આચમન લેવું, નિત્ય અરણ્યનો આશ્રય કરવો પણ ફરી ગામમાં ન પેસવું. વખતે આવેલા અતિથિયોનો સત્કાર કરવો, અને ફળ તથા પાન જેમાં બીજાં છે એવાં મૂળાંઓ અને શામાથી વૃત્તિ ચલાવનારાએ આશ્રય પણ આપવો. દીક્ષા પ્રમાણે નિદ્રાથી થતાં આલસ્યરહિત થયેલાએ ચાલતાં જળ તથા વાયુ અને સર્વ વનના પદાર્થનો આશ્રય કરવો; તેમ ક્રમ પ્રમાણે ભોજન કરવું. મૂળ અને ફળસહિત એવી ભિક્ષાથી આવેલા અતિથિનો સત્કાર કરવો. તે વખતે જે ભિક્ષા હોય તે ભિક્ષા, નિત્ય આલસ્યરહિત થઈ આપવી. સદા દેવ અને અતિથિયોને પ્રથમ જમાડી વાણીને નિયમમાં રાખી જમવું. સ્પર્ધારહિત મનવાળો, થોડું જમનારો, દેવતાનો આશ્રયી, ઇંદ્રિયોને વશ રાખનાર, મૈત્રીવાળો, ક્ષમાવાન્, કેશ તથા ડાઢીને ધારણ કરનાર, હોમ કરનાર, પોતાના અધ્યયનમાં સારી વૃત્તિ રાખનાર, સત્ય ધર્મમાં પરાયણ, પવિત્ર દેહવાળો, સદા ચતુર એવો નિત્ય વનમાં રહેનાર, સાવધાન, આ પ્રમાણે યોગ્ય થયેલો જીતેંદ્રિય વાનપ્રસ્થ સ્વર્ગને જીતે છે. ગૃહસ્થ, બ્રહ્મચારી અથવા વાનપ્રસ્થ એઓમાંથી જે મોક્ષ પામવા ઇચ્છતો હોય તેણે ઉત્તમ વૃત્તિનો આશ્રય કરવો. સર્વ પ્રાણિયોને અભય આપિ નિષ્કામપણાનું આચરણ કરવું. વળી સર્વ જીવોને સુખ દેનારા, મૈત્રી રાખનારા, સર્વ ઇંદ્રિયોને નિયમમાં ચલાવનારા મુનિએ યાચના વગરની, સંકલ્પ વગરની અને એની મેળે મળેલી ભિક્ષા દિવસના પૂર્વ ભાગમાં કરી જ્યારે જનો જમી રહે અને ધૂમાડારહિત રસોડું થાય ત્યારે ભક્ષણ કરવું. મોક્ષને જાણનારે પ્રાપ્ત થએલાં માટીનાં વાસણમાં ભિક્ષા લેવા ઇચ્છવી. લાભ થાય તેથી ખુશી ન થવું અને જો લાભ ન થાય તો ઉદાસ મન યુક્ત ન થવું. ફક્ત પ્રાણની યાત્રા (વ્યવહાર)માં કુશળ એવા પુરૂષે અતિ ભિક્ષા ભિખવી નહિ. યાત્રાના અર્થિ અને કાળને ઇચ્છનારાએ સાવધ થઈ ભિક્ષા કરવી. સાધારણ લાભની ઇચ્છા કરવી નહિ. સત્કાર પામી ભોજન કરવું નહિં. ભિક્ષુકે અવશ્ય સત્કારથી થયેલા લાભથી કંટાળવું. ખાવાનાં-કડુવાં, તુરાં અને તીખાં અન્નોનો તથા મધુર રસોનો ખાનાર ભિક્ષુકે સ્વાદ કરવો નહિં; કેવળ પ્રાણનું ધારણ થાય અને યાત્રા (વ્યવહાર) ફક્ત ચાલે તેવું ભોજન કરવું. મોક્ષને જાણનારાએ પ્રાણિયોને દુઃખ ન થાય તે રીતે આજીવિકા ઇચ્છવી. ભિક્ષા કરનારે કોઈ રીતે પણ બીજાં અન્નને ઇચ્છવું

નહિં. ધર્મને પ્રકાશિત કરવો નહિ. એકાંતમાં રજોગુણરહિત થઈ ફરવું. આશ્રય માટે શૂન્ય સ્થાન, અરણ્ય, વૃક્ષ મૂળ, નદી, અથવા પર્વતની ગુફાને સેવવી. પછી ઉનાળામાં ગામ વિષે એક રાત્રિ રહેવું અને વર્ષાકાળમાં એક ઠેકાણે વસવું. સૂર્યે દર્શાવેલો માર્ગ હોય તેમાં કીડાની પેઠે પૃથ્વી પ્રત્યે ફરવું અને પ્રાણિયોની દયા સારૂ પૃથ્વીને જોઇને ચાલવું. બહુ સંચય કરવો નહિં. સ્નેહવાળા નિવાસનો ત્યાગ કરવો તથા મોક્ષને જાણનારા પુરૂષે સદા પવિત્ર જળથી નિત્ય કાર્ય કરવું. તેમ કાઢેલાં (તાજાં) જળવડે આચમન કરવું. અહિંસા, બ્રહ્મચર્ય, સત્ય, સરળતા, ક્રોધનો ત્યાગ, અસૂયાનો (ગુણમાં દોષારોપણનો) ત્યાગ, દમ (ઇંદ્રિયોનો નિગ્રહ), નિત્ય પિશુનતાનો ત્યાગ આ આઠ વસ્તુઓમાં યુક્ત, અને વ્રતોમાં નિયમિત ઇંદ્રિયવાન્ થવું. નિત્ય પાપરહિત, શઠતારહિત તથા કુટિલતારહિત આચરણ આચરવું. સ્પૃહારહિત થઈ સદા આવેલું ભોજન કરવા યોગ્ય ભોજન સેવવું. ફક્ત યાત્રા અનેપ્રાણની યાત્રા થાય તેટલું ખાવું ને ધર્મથી મળેલું જમવું. પોતાની ઇચ્છાને અનુસરવું નહિ. કોઈ પ્રકારે પણ ભોજન અને ઓઢવાનાં વસ્ત્રથી બીજું ગ્રહણ કરવું નહિ. જેટલું જમાય તેટલુંજ અન્ન લેવું પણ વધારે લેવું નહિ. ક્યારેય પણ બીજાઓથી લેવું નહિ અને દેવું નહિ. સદા જ્ઞાનિએ પ્રાણિયોને દીનપણાથી વિભાગ કરીને (વેહેચી આપીને)પરધનોને લેવાં નહિ તથા અયાચિત એવા મનુષ્યે પણ પરધનો ગ્રહણ કરવાં નહિ. કોઇ પણ દેશ (સ્થાન)માં ભોજન કરી ફરી તેની ઇચ્છા ન કરવી. કાર્યવાળાએ પ્રવૃત્ત થતાં, સામટાં નહિ એવાં માટી, જળ, અન્ન, પત્ર, પુષ્પ, અને ફળો લેવાં. શિલ્પની આજીવિકાથી જીવવું નહિ. સુવર્ણને ઇચ્છવું નહિ. દ્વેષિ ન થવું, ઉપદેશ કરનાર થવું નહિ અને શણગારેલા થવું નહિ. શ્રદ્ધાથી પવિત્ર અન્નો ખાવાં. નિમિત્તો અને અજ્ઞાનને તજવાં. અમૃતના સરખી વૃત્તિવાળા અને સર્વ જીવોથી આસક્ત ન થનાર થવું. જે સર્વ આશીર્વાદ યુક્ત તથા હિંસાવાળાં કર્મો છે તે અને લોકના સમુદાયના ધર્મને કરવો નહિ તથા કરાવવો નહિ. સર્વ પદાર્થોને તજી ફક્ત હલકા થઈ ફરવું અને સર્વ સ્થાવર, જંગમ જીવોમાં સમ થવું. બીજા કોઇને ઉદ્વેગ પમાડવો નહિ અને કોઇથી પણ ઉદ્વેગ પામવું નહિ. ઉત્તમ મોક્ષને જાણનારો સર્વ જીવોએ વિશ્વાસ કરવા લાયક કહેવાય છે. કાળની આકાંક્ષા રાખનાર, સાવધાન માનવે નહિ આવેલાનું ધ્યાન ધરવું નહિ, ગયેલાંનું ચિંતન કરવું નહિ અને ચાલતાંની (થતા પદાર્થની) ઉપેક્ષા કરવી. ક્યાંય પણ નેત્ર, મન, અને પાણીથી દોષ કરવો

નહિ. તેમ પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ કશું દુષ્ટ આચરવું નહિ. જેમ કાચબો સર્વ તરફથી અંગોને ખેંચી લે તેમ સર્વ વિષયોથી ઇંદ્રિયોને ખેંચી જેની ઇંદ્રિયો, મન અને બુદ્ધિથી ક્ષીણ થયેલી છે એવો, નિઃસ્પૃહ, સર્વ તત્વને જાણનાર, સુખ દુઃખ વગેરે રહિત, નમસ્કાર રહિત, સ્વાહાકારરહિત, મમતારહિત, અહંકાર રહિત, યોગક્ષેમ રહિત, આત્મવાન્, આશીષ રહિત, નિર્ગુણ, શાંત, આસક્તિ રહિત, આશ્રય રહિત, આત્માનો સંગી, અને તત્વને જાણનારો જે છે તે મુક્ત થાય છે, એમાં સંશય નથી. જેઓ પગ, હાથ અને પીઠરહિત, મસ્તકરહિત, ઉદરરહિત, ગુણ તથા કર્મથી અતિ હીન, કેવળ નિર્મળ, સ્થિર, ગંધથીરહિત, રસ ને સ્પર્શથીરહિત, રૂપ તથા શબ્દથી રહિત, અનુસરવા યોગ્ય, અનાસક્ત, માંસરહિત, ચિંતારહિત, નાશરહિત, દિવ્ય (દીપ્ત) ગૃહમાં રહેલો છતાં પણ સર્વદા સર્વ પ્રાણિયોમાં રહેલો જે પ્રસિદ્ધ બ્રહ્મરૂપ આત્મા છે તેને જાણે છે તેઓ મરતા નથી. જ્યાં જ્ઞાનવાળાઓની પ્રાપ્તિ સ્વરૂપવિના જાણી શકાય એવી કહેલી છે ત્યાં નથી બુદ્ધિ, નથી ઇંદ્રિયો, નથી દેવતા, નથી વેદો, યજ્ઞો, લોકો, નથી તપ અને નથી વ્રતો જઈ શકતાં માટે સ્વરૂપ વગરના ધર્મને જાણનારાએ ધર્મનાં તત્વને સેવવું. ગૂઢ ધર્મને આશ્રય કરનાર વિદ્વાને વિજ્ઞાનનું આચરણ આચરવું. વળી મૂઢ ન છતાં, ધર્મને દોષિત ન કરતાં મૂઢનાં રૂપ (વેશ)થી ફરવું. જે રીતે બીજાઓ સદા એને તરછોડે તે રીતે આચરણ કરનાર, સજ્જનોના ધર્મોને નહિ નિંદનાર અને શાંત થઈ ફરવું. આ પ્રમાણે જે આચરણથી સંપન્ન છે તે મુનિ શ્રેષ્ઠ કહેવાય છે. ઇંદ્રિયો, ઇંદ્રિયોના વિષયો પાંચ મહાભૂત, મન, બુદ્ધિ અહંકાર, માયા અને પુરૂષ આ સર્વને જાણી યથાયોગ્ય તત્વનો નિશ્ચય થયા પછી સર્વ બંધનોથી મુક્ત થયેલો સ્વર્ગને પામે છે માટે તત્વને જાણનારાએ એટલું અંત વખતે જાણી એકાંતમાં બેસી, ધ્યાન કરવું. આમ કર્યા પછી આશ્રયરહિત અને જેમ આકાશમાં જતો વાયુ હોય તેમ સર્વ સંગોથી મુક્ત, ક્ષીણ થયેલો કોશવાળો અને નિર્ભય એવો તે માણસ આ પરબ્રહ્મને પામે છે.

निर्मुक्तःसर्वसङ्गेभ्योवायुराकाशगोयथा ।
क्षीणकोशोनिरातङ्कस्तथेदंप्राप्नुयात्परम् ॥१८॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु० षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

ब्रह्मोवाच ॥ संन्यासंतपइत्याहुर्वृद्धानिश्चितवादिनः ।
ब्राह्मणाब्रह्मयोनिस्थाज्ञानंब्रह्मपरंविदुः ॥१॥

બ્રહ્મા બોલ્યા—નિશ્ચય કરેલી વસ્તુને કહેનારા વૃદ્ધો સંન્યાસને તપ છે એમ કહે છે અને બ્રહ્મરૂપ કારણમાં રહેલા બ્રાહ્મણો ( બ્રહ્મજ્ઞજનો ) બ્રહ્મ જેમાં મુખ્ય છે એવાં જ્ઞાનને જાણે છે અથવા પરબ્રહ્મ જ્ઞાનરૂપ છે એમ સમજે છે. જે અતિ દૂર સ્વરૂપવાળું, વેદ વિદ્યાનો આશ્રય કરનારૂં, સુખ દુઃખ વગેરે જોડાં રહિત, નિર્ગુણ, નિત્ય, અચિંત્ય ગુણોવાળું અને ઉત્તમ બ્રહ્મ છે તે પરબ્રહ્મને નિશ્ચિત મનવાળા, પવિત્ર, રજોગુણને દૂર કરનારા અને નિર્મળ એવા ધિર પુરૂષો જ્ઞાન અને તપવડે જુવે છે ( જાણે છે ) તથા તપે કરી કલ્યાણકારિ માર્ગરૂપ પરમેશ્વરને પામે છે; નિરંતર જેઓ, સંન્યાસમાં પ્રીતિવાળા તથા બ્રહ્મને જાણનારા છે તે જનો સંન્યાસરૂપ ઉત્તમ દીવો ધર્મને સાધનાર આચાર છે એમ કહે છે માટે મનુષ્યે અવશ્ય ઉત્તમ જ્ઞાન અને સંન્યાસરૂપ ઉત્તમ તપને જાણવું જોઇયે. જે તત્વના નિશ્ચયથી નિરાધાર, જ્ઞાનરૂપ, સર્વ જીવોમાં રહેલા, આત્માને જાણે છે તે સર્વમાં ગતિ કરનાર થાય છે. જે વિદ્વાન્ પ્રાણિના સાથે વસવાપણાને, જૂદાં વસવાપણાને અને એકપણાને તથા જૂદા જૂદાપણાને જૂવે છે તે દુઃખથી મુક્ત થાય છે. જે કશું પણ ઇચ્છતો નથી અને કોઇને પણ અપમાન પોહોંચાડતો નથી તે આ લોકમાં રહેલોજ બ્રહ્મપણાને પામનાર થાય છે. માયાના ગુણોના તત્વને જાણનાર, સર્વ પ્રાણિયોની માયાને સમજનાર મમતા રહિત અને અહંકારથી રહિત મુક્તિ પામે છે, એમાં સંશય નથી. સુખ દુઃખ વગેરે જોડાં રહિત, નમસ્કાર રહિત અને સ્વધાકાર રહિતજ ઉત્તમ શાંતિએ કરીનેજ નિર્ગુણ, નિત્ય, અને દ્વૈત રહિત એવાં બ્રહ્મને પામે છે. વળી જંતુ ગુણમય, સારાં, નઠારાં, સર્વ કર્મને તજી સત્ય અને અસત્ય એ બેને છોડી મુક્ત થાય છે એમાં સંશય નથી. જેનું કારણ અને ઉત્પત્તિ જણાતી નથી એવું, બુદ્ધિરૂપ થડવાળું, મ્હોટું, મ્હોટા અહંકારરૂપ પાનવાળી ડાળખીઓવાળું, ઇંદ્રિયોરૂપ અંકુર ( કાંટા ) જેના કોતરો ( દરો )માં રહેલા છે એવું, મહા ભૂતવડે વિશાળ એવું, સદા પાંદડાંઓવાળું, સદા પુષ્પોવાળું, શુભ તથા અશુભ ફળોને ઉપજાવનારૂં, સર્વ પ્રાણિયોની આજીવિકારૂપ, સનાતન ( જૂનું ) બ્રહ્મરૂપ ઝાડ છે, જે શાખાઓવાળા ( વૃક્ષો )ને વધારે છે એને તત્વજ્ઞાનરૂપ તરવારથી છેદિને તથા ભેદીને મૃત્યુ, જન્મ અને વૃદ્ધાવસ્થાને ઉપજાવનારા, સંગમય પાશાઓને તજી મમતા રહિત અને અહંકારથી ર-

હિત થયેલો જ્ઞાની, મુક્ત થાય છે એમાં સંશય નથી. આ બે (જીવ ને ઈશ્વરરૂપ) પક્ષિઓ નિત્ય છે. તેની ઉપાધિરૂપ બુદ્ધિ ને માયા એ બે ચેતન રહિત છે અને એઓથી પર જે બીજો છે તે ચેતનાવાન્ કહેવાય છે. જે ચેતન વગરના જેવો જીવ છે તેજ પ્રાણિયો જેણે કરી જૂદાં ગણાય છે તે દેહ વગેરે ઉપાધિ મુક્ત થયેલો અંતરાત્મા, સ્થૂળ, સૂક્ષ્મ શરીરોને જાણનાર અને બુદ્ધિથી જે પર વસ્તુ છે તેને ચૈતન્ય યુક્ત કરનાર છે. વળી સર્વ બુદ્ધિયોને જાણનાર અને ગુણોને ઉલ્લંઘન કરનાર થવાથી સર્વ પાપોથી છૂટે છે.

अचेतनःसत्वसंख्याविमुक्तःसत्वात्परंचेतयतेऽन्तरात्मा ।
सक्षेत्रवित्सर्वसंख्यातबुद्धिर्गुणातिगोमुच्यतेसर्वपापैः ॥१७॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु० सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥

---

**ब्रह्मोवाच** ॥ केचिद्ब्रह्ममयंवृक्षंकेचिद्ब्रह्मवनंमहत् ।
केचित्तुब्रह्मचाव्यक्तंकेचित्परमनामयम् ॥१॥

બ્રહ્મા બોલ્યા—કેટલાક સંસારરૂપી વૃક્ષને બ્રહ્મનો વિકાર માને છે, કેટલાક બ્રહ્મરૂપ મ્હોટું વન માને છે, કંઈકતો બ્રહ્મને ન જાણી શકાય એવું માને છે અને કંઈક પરબ્રહ્મને નિર્વિકાર તથા સર્વરૂપ એવું પણ એ જેની ઉત્પત્તિ ને વિનાશ જણાતો નથી એવું માને છે. જો કે આમ છે તોપણ અંતને વખતે જે શ્વાસ લેવા માત્ર પણ ભેદ રહિત અથવા સર્વરૂપ થાય છે તે હૃદયનાં બ્રહ્મને પામી મોક્ષપણા માટે કલ્પાય છે. જો નિમેષ ( એક મટકાં ) માત્ર પણ આત્મા ( મન )ને પરમાત્મા વિષે નિયમિત કરે છે ( ધ્યાન યુક્ત કરે છે ) તો પરમાત્માની પ્રસન્નતાથી વિદ્વાનોની અવિનાશિ, પ્રાપ્તિરૂપ મોક્ષને પામે છે. જે ઈંદ્રિયોને નિયમમાં રાખનારા દશ[1] અથવા બાર[2] પ્રાણાયામોથી કે બાવિશ પ્રાણાયામોથી વારંવાર ઈંદ્રિયોને નિયમમાં રાખે છે તે ચોવિશમા તત્વરૂપ માયાથી પર પચીશમા તત્વરૂપ પરમાત્માને પામે છે. આ રીતે પ્રથમ પ્રસન્ન મનવાળો તે યોગનાં બળથી જે જે ઇચ્છે છે

---

૧ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, તર્ક અને વૈરાગ્ય. ૨ તર્ક, વૈરાગ્ય બાદ કરતાં મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા આ ચાર મળવાથી તે બાર થાય છે.

તે તે પામે છે અને અવ્યક્તને પામી જ્યારે સત્વ ગુણ અતિ ઉત્તમ થાય છે ત્યારે મોક્ષપણા માટે કલ્પાય છે (પુરૂષ માત્ર આકારવાળો થાય છે). આ જગતમાં સત્વ ગુણને જાણનારાઓ સત્વગુણથી બીજાને અતિ ઉત્તમ કહેતા નથી, અમે અનુમાનથી પુરૂષ (પરમેશ્વર)ને સત્વગુણના આશ્રયરૂપ જાણિએ છીએ. હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, સત્વગુણથી બીજે પ્રકારે પરમાત્માને પામી શકાતું નથી. ક્ષમા, ધીરજ, અહિંસા, સમતા, સત્ય, સરલતા, જ્ઞાન, દાન, અને સંન્યાસ (ત્યાગ) આ સત્વગુણનું આચરણ કહેવાય છે. આજ અનુમાનથી કંઈક પંડિતો[1] સત્વગુણને પુરૂષરૂપ માને છે તે વિચાર વગરનું છે. જેઓ[2] જ્ઞાનમાં નિષ્ઠાવાળા છે તે કેટલાક પંડિતો સ્થૂળ સૂક્ષ્મ શરીરને જાણનારા આત્માની અને સત્વગુણની એકતા કહે છે, એમ કહેવું એ પણ યોગ્ય નથી. પુરૂષ સત્વગુણથી જૂદો થયેલો છે એમ જાણવું એ પણ વિચાર રહિત છે. ખરી રીતથી તો પુરૂષમાં સત્વ ગુણને સમુદ્રમાં રહેલા તરંગની પેઠે સાથે થયેલો જાણવો અને તેનું શબ્દ તથા જ્ઞાનથી જૂદાપણું પણ જાણવું. તરંગની પેઠેજ એકતા, અને જૂદા જૂદાપણું કહેવાય છે. આ વિદ્વાનોએ યુક્તિ માન્ય કરેલી છે. જેમ ઉંબરાના ફળમાં મશકની અને તેની એકતા તથા જૂદાઈ પણ દેખાય છે, જેમ જળમાં માછળો જૂદો અને ભેગો છે તેમ તે બેનો યોગ (સંયોગ) છે. જેમ કમળના પાનમાં જળનાં બિંદુઓનો સંબંધ છે તેમ પુરૂષમાં સત્વગુણનો સંબંધ છે. ગુરૂ બોલ્યા—આ પ્રમાણે કહેલાંને ધારણ કરનારા મુનિયોમાં શ્રેષ્ઠ એવા તે વિપ્રો ફરી સંશય પામેલા થવાથી તે વખત લોકોના પિતામહ (બ્રહ્મા)ને પ્રશ્ન કરવા લાગ્યા.

इत्युक्तवन्तस्तोविप्रास्तदालोकापितामहम् ।
पुनःसंशयमापन्नाःप्रपच्छुर्मुनिसत्तमाः ॥ १३ ॥

**इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अनुगीतापर्वाणि गु. अष्टचत्वारिंशोऽध्याय ॥ ४८ ॥**

---

૧ તર્કને જાણનારા પંડિતો સત્વગુણને પુરૂષથી જૂદો ન માનતાં પુરૂષના કર્તાપણા વગેરેને ખરાં માને છે. ૨ સાંખ્યને જાણનારા પંડિતો પુરૂષ અને સત્વગુણની એકતા વાસ્તવ (ખરી) નથી; પણ જણાય છે એમ માને છે અર્થાત્ સત્વગુણ જૂદો છે.

ऋषयऊचुः ॥ कोवास्विदिहधर्माणामनुष्ठेयतमोमतः ।
व्याहतामिवपश्यामोधर्मस्यविविधांगतिम् ॥ १ ॥

ઋષિઓ પૂછવા લાગ્યા—આ જગતમાં અમે ધર્મની જૂદા જૂદા પ્રકારની ગતિને નાશ પામેલી હોય તેમ જોઇયે છીયે માટે આપે ધર્મોના મધ્યમાં કયો ધર્મ અધિક આચરવા યોગ્ય માનેલો છે? કંઇક ઉત્તમ લોકો દેહના નાશ પછી પણ આત્મા છે એમ કહે છે, બીજાઓ[1] એ નથી એમ કહે છે. કેટલાક[2] સઘળું સંશયવાળું અને કંઇક[3] સંશયરહિત કહે છે. કેટલાકો[4] સર્વ નિત્ય નથી (સૃષ્ટિને પ્રલયવાળું છે) એમ કહે છે. કંઇક[5] સર્વ પ્રવાહે કરી નિત્ય છે એમ કહે છે. કેટલાક[6] કશું નથી એમ અને કૈક[7] સઘળું ક્ષણિક છે એવું કહે છે. કૈક[8] એક રૂપવાળું વિજ્ઞાન, બે[9] પ્રકારે થયેલું છે એમ અને કેટલાક[10] મિશ્ર (ભિન્ન ભિન્ન છે) એમ કહે છે. કેટલાક ઉત્તમ બ્રહ્મ (શાસ્ત્ર)ને જાણનારા, તત્વને જોનારા બ્રાહ્મણો બ્રહ્મજ એક છે એમ માને છે. કેટલાક[11] જૂદાં જૂદાં સાધારણ નહિ એવાં કર્મોને કારણ માને છે અને કૈક[12] કારણોનું બહુપણું માને છે. કેટલાક[13] દેશ અને કાલ એ બે છે એમ માને છે અને કૈક[14] એ (દેખાતુ સર્વ) નથી એમ માને છે. કેટલાક જટા તથા ચર્મને ધારણ કરનારા છે, કૈક મુંડાઓ અને સંવર્ણરહિત (નગ્ન) છે. કેટલાકો સ્નાન ન કરવાને (નૈષ્ઠિક બ્રહ્મચર્યને) અને કૈક તત્વદર્શિ, બ્રહ્મવેત્તા બ્રાહ્મણ જનો ને દેવો સ્નાન (ગૃહસ્થપણા)ને ઇચ્છે છે. કેટલાક આહારને ઇચ્છે છે અને કેટલાક ન ખાવામાં પ્રીતિવાળા છે. કેટલાક કર્મને વખાણે છે અને કૈક જનો ઉત્તમ શાંતિને વખાણે છે. કેટલાક મોક્ષને તથા કેટલાક જૂદા જૂદા પ્રકારના ભોગોને વખાણે છે. કેટલાક ધનોને અને કેટલાક નિર્ધનપણાને ઇચ્છે છે. કેટલાક ઉત્તમ જનો સાધનને સેવિને પાછળથી એ સર્વ નથી એમ કહે છે. કેટલાક અહિંસામાં પ્રીતિવાળા છે અને કંઇક હિંસામાં તત્પર છે. કેટલાક પુણ્ય અને યશ માટે

---

૧ ચાર્વાક. ૨ સપ્તભંગી ન્યાયને જાણનારા સ્યાદ્વાદિઓ. ૩ તૈર્થિકો. ૪ તાર્કિકો વગેરે. ૫ મીમાંસકો. ૬ શૂન્ય વાદિઓ (સર્વ શૂન્ય છે એમ કહેનારા). ૭ બૌદ્ધ મતવાળા. ૮ યોગાચારવાળા. ૯ ઉડુ લોમો. ૧૦ આ વસ્તુ છે એવાં જ્ઞાનરૂપ આકારવાળું, અને હું છું એવા અર્થરૂપ આકારવાળું. ૧૧ બીજા મીમાંસા શાસ્ત્રને જાણનારા. ૧૨ પરમાણુ વાદિઓ, (પરમાણુથી ઉત્પત્તિને કહેનારા.). ૧૩ જોષીઓ. ૧૪ વૃદ્ધો.

યત્ન કરવો એમ કહે છે અને કૈક એ નથી એમ બોલે છે. કેટલાક સદ્-ભાવમાં પ્રીતિવાળા છે અને કૈક સંશયવાળા માર્ગમાં રહેલા છે. કેટલાક દુઃ-ખની નિવૃત્તિ માટે ધ્યાન કરવું કહે છે. કંઇક સુખને સારૂ ધ્યાન કરવું કહે છે અને કેટલાક જનો નિષ્કામ ધ્યાન કરવું કહે છે, કંઇક વિપ્રો યજ્ઞને, કંઇક ઉ-ત્તમ દાનને, કંઇક તપને અને કેટલાક જનો પોતાના અધ્યયનને વખાણે છે. કંઇક જ્ઞાનને સન્યાસથી મળે એવું માને છે. કંઇક ભૂત (વસ્તુ તત્ત્વ)નો વિચાર કરનારા સ્વભાવને જ્ઞાનરૂપ (સ્વભાવથીજ જ્ઞાન થાય છે એમ) કહે છે. કંઇકિ ઉત્તમ જનો સર્વગુણું વખાણે છે અને કંઇકિ સર્વ વખાણતા નથી. આ પ્રમાણે હે સુર સત્તમ, બહુ પ્રકારે વિપ્રોએ જણાવેલું, અને ખેસવેલા ધર્મમાં મૂઢ થયેલા અમે નિશ્ચય પામતા નથી. આ શ્રેય હશે, આ શ્રેય હશે એવા એવા વિચારવાળો લોક, વિરૂદ્ધ આચર-ણવાળો થયો છે. જે જે ધર્મમાં પ્રીતિમાન્ છે તે સદા તેને વખાણે છે તે કારણથી અમારી બુદ્ધિ અજાણ છે અને મન બહુ રૂપવાળું થયું છે માટે હે સત્તમ, શ્રેય શાથી । છે એ આપે કહેલું સાંભળવા ઇચ્છિયે છીયે; આ-થી જે વધારે છાનું હોય તે અને સત્વ ગુણ તથા સ્થૂળ, સૂક્ષ્મ શરીરને જાણનારા આત્માનો સંબંધ કયા કારણથી છે તે પણ તમે કહેવા યોગ્ય છો. આ પ્રમાણે તે વિપ્રોએ પૂછેલા, લોકને ઉત્પન્ન કરનારા ધર્માત્મા, તે બુ-દ્ધિમાન્, ભગવાન્ ( બ્રહ્મા ) યથાર્થપણાથી તેઓને કહેવા લાગ્યા.

एवमुक्तःसतैर्विप्रैर्भगवांल्लोकभावनः ।
तेभ्यःशशंसधर्मात्मायाथातथ्येनबुद्धिमान् ॥ १७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु. एकोन पञ्चाशत्तमोऽध्याय ॥ ४९ ॥

---

ब्रह्मोवाच ॥ हन्तवःसम्प्रवक्ष्यामियन्मांपृच्छथसत्तमाः ।
गुरुणाशिष्यमासाद्ययदुक्तंतन्निबोधत ॥ १ ।

બ્રહ્મા બોલ્યા—અરે શ્રેષ્ઠ સજ્જનો તમે મને જે પૂછોછો તે હું કહું છું-ગુરૂએ શિષ્ય પાસે જઈ જે કહ્યું તે મારાથી જાણો. વળી અહિં તે સ-ઘળું સાંભળી સારી રીતેજ ધારણ કરો. સર્વ પ્રાણિયોની અહિંસા એ અતિ કરવા લાયક માનેલી છે એ ધર્મનાં લક્ષણવાળું, ઉદ્વેગ વગરનું અતિ ઉત્તમ પદરૂપ છે. નિઃશ્વત વસ્તુને જાણનારા વૃદ્ધો જ્ઞાનને નિશ્રેય ( મોક્ષ )રૂપ કહે

છે માટે શુદ્ધ જ્ઞાને કરી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે. જે કોઈ હિંસામાં તત્પર, જે નાસ્તિક વૃત્તિવાળા અને જેઓ લોભ તથા મોહથી યુક્ત છે તેઓ નરકને પામનારા છે. જેઓ નિદ્રાથી થતાં આલસ્યને તજનારા આશીષવાળાં કર્મો કરે છે તેઓ આ જગતમાં વારંવાર જન્મ પામતા આનંદ પામે છે. જે શ્રદ્ધાવાળા વિદ્વજ્જનો આશીષવિનાના યોગવાળા ( નિષ્કામ ) થઈ કર્મો કરે છે તેઓ ધીર અને સત્ય જાણનારા છે. હે શ્રેષ્ઠ સજ્જનો, હવે પછી જે રીતે સત્વગુણ અને ક્ષેત્રને જાણનારા ( આત્મા )નો સંયોગ અને વિયોગ છે તે રીતે જે કહું છું તે સમજો. અહિં વિષય અને વિષયવાળાપણુ, આ સંબંધ કહેવાય છે. તેમાં નિત્ય પુરૂષ ( આત્મા ) વિષયવાન્ અને સત્વગુણ વિષય કહેલો છે. જેમ પ્રથમ યુક્તિથી મશક અને ઉંબરાનું ફળ કહ્યું તેમ નિત્ય ભોગવાતો ચેતન વગરનો સત્વગુણ આત્માને જાણતો નથી માટે પંડિતો સદા સત્વગુણને સુખ દુઃખ વગેરેથી યુક્ત કહે છે. જે આવી રીતે તે ( ગુણ )ને જાણે છે, જે ભોગવે છે, જે ભોગવાય છે, જે સુખ દુઃખ વગેરે રહિત નિષ્કળ, નિત્ય ( સત્ય ) અને નિર્ગુણ સ્વરૂપવાળો છે તે ક્ષેત્રને જાણનાર ( આત્મા ) કહેવાય છે. સર્વ ઠેકાણે વ્યાપિ રહેલો, સંજ્ઞાને અનુસરનાર આત્મા જેવી રીતે જળથી ન મળેલ કમળનું પત્ર જળને સેવે છે તેવી રીતે સદા સમ જણાતા સત્વ ગુણને ભોગવે છે. જે પ્રમાણે કમળિનીનાં પાંદડાં ઉપર રહેલો ચલિત એવો જળનો બિંદુ જળથી લેપાતો નથી તે પ્રમાણે વિદ્વાન્ પુરૂષ સઘળા ગુણોથી મળેલો છતાં પણ લેપાતો નથી ( જૂદો રહે છે ) એવી રીતેજ પુરૂષ મળેલો ન હોવો જોઈયે એમાં સંશય નથી. [illegible]નો સત્વગુણ એટલે સત્વ ને પુરૂષ મળી દ્રવ્ય માત્ર થયું છે એમ નિશ્ચય છે. જેમ દ્રવ્યનો ( આ પદાર્થ છે એ જ્ઞાનનો ) અને કર્ત્તાનો ( આ હુંછું એ જ્ઞાનનો ) સંયોગ છે તેમ આ બેનો (પુરૂષ ને સત્વનો) મેળાપ છે. જે રીતે કોઈ મનુષ્ય દીવો લઈ અંધકારમાં જાય છે તે રીતે ઉત્તમ ઈચ્છાવાળાઓ સત્વગુણરૂપ દીવાવડે ગતિ કરે છે ( સત્વરૂપ દીવો લઈ ચાલે છે). જ્યાં સુધી તેલરૂપ દ્રવ્ય અને ગુણ ( વાટ) હોય છે ત્યાં સુધી દીવો બળે છે અને જ્યારે દ્રવ્ય ( તેલ ) તથા ગુણ ( વાટ ) ક્ષીણ થાય છે ત્યારે તેજ ( દીવો ) અંતર્ધાન પામે છે. (ઓલાય છે ઠરે છે). [1]આ રીતે સત્વગુણ જાણી શકાય એવો અને પુરૂષ ન જણાય એવો કહે-

૧ જેમ તેલ અને વાટથી સ્થિતિ પામેલો દીવો પોતાનો તથા ઘરનો પ્રકાશ કરે છે, તેલને વાટનો અભાવ થવાથી ઠરી જાય છે તેમ કર્મથી સ્થિ-

વાય છે. હે વિપ્રો, ફરી તમોને જે કહું છું એ સારી રીતે સમજો. જે દુષ્ટ બુદ્ધિવાળો છે તે હજારથી પણ બુદ્ધિ (જ્ઞાન)ને પામતો નથી અને જે બુદ્ધિમાન્ છે તે ચોથા અંશથી (ભાગથી) પણ સુખ હોય તેમ વૃદ્ધિ પામે છે. આ રીતે ઉપાયને જાણનારો, ધારણાયુક્ત બુદ્ધિવાળો અત્યંત સુખ ભોગવે છે માટે ઉપાયથી ધર્મનું સારૂ સાધન જાણવું. જેવી રીતે કોઈ ઠેકાણે ભાતાં વગર માર્ગ પ્રત્યે ગયેલો મનુષ્ય ઘણા ક્લેશથી જઈ શકે છે અથવા માર્ગની મધ્યમાં પણ વિનાશ પામે છે તેવી રીતે પુરૂષના ચિત્તના શ્રેયના વિષયમાં શુભ તથા અશુભને દેખાડનારૂં કર્મોનું ફળ થાય છે અથવા નથી થતું. જે રીતે તત્વના જ્ઞાન રહિત મનુષ્ય પ્રથમ ન જોયેલા મ્હોટા માર્ગ પ્રત્યે પગવડેજ ઝટ જાય છે તે રીતે તત્વશાસ્ત્ર વગરનો લોક સંસારરૂપ મ્હોટા માર્ગને પામે છે. જેમ તેજ માર્ગમાં ઝટ ચાલનારા ઘોડાઓથી યુક્ત રથવડે જાય તેમ આ લોકમાં બુદ્ધિમાનોની ગતિ છે. ઉંચે [1]પર્વત પ્રત્યે ચઢી પૃથ્વી તળને જોવું નહિ. રથવડે પણ ચેતન વગરના રથવાળાને ક્લેશ પામતો જુઓ. જે વિદ્વાન્ છે તે, જ્યાં સુધી રથે જવાનો માર્ગ હોય ત્યાં સુધી રથમાં બેસીને જાય અને જ્યારે રથનો માર્ગ ક્ષય પામે ત્યારે રથને તજી ચાલે છે, આ રીતે ધારણાયુક્ત બુદ્ધિવાળો તત્વના યોગને તથા વિધિને જાણનાર, ગુણને સમજનાર, સર્વ રીતથી જાણીને ચઢીયાતાંથી શ્રેષ્ઠ શ્રેષ્ઠ પ્રત્યે જાય છે. જે વહાણ [2]વગર નર હાથથીજ મોહ પામી મહા ઘોર સમુદ્ર પ્રત્યે પ્રવેશ કરે છે તે સંશય વિના વધ (નાશ)ને ઇચ્છે છે. જેમ વિભાગને જાણનાર પંડિત સારાં હલેસાંવાળી નૌકાથી થાક્યા વગર જળમાં જાય છે અને ઝટ -હદ (ધુન્ના)ને તરે છે તેમ ગુરૂરૂપ નૌકાનો આશ્રય કરવાથી મનુષ્ય સંસાર સમુદ્રને તરે છે. જેમ રથવાળા, અને પગપાળાનું પ્રથમ કહેલા વિધિથી કહ્યું તેમ તરેલાએ નૌકાને છોડી મમતા રહિત થઈ ઉત્તમ પાર[3] પ્રત્યે જવું. જે રીતે વ્હાણવાળો સ્નેહથી મોહ પામેલો, વ્હાણમાંજ રહે છે તે રીતે મમતાથી પરાભવ પામેલ થનાર તેમાંજ (સંસારમાંજ) ફર્યા કરે છે. નૌકા પ્રત્યે ચઢી સ્થળમાં ફરી શકાતું નથી અને રથમાં ચઢી જળમાં

---

તિ પામેલો સત્વગુણ સ્પષ્ટ થઈને પોતાને તથા પુરૂષને જૂદો જણાવે છે અને જ્યારે કર્મ ક્ષીણ થાય છે ત્યારે પોતેજ અંતર્ધાન પામે છે.

૧ પરમ, પદને પામી શાસ્ત્રને પણ તજવું એ અભિપ્રાય છે. ૨ ગુરૂરૂપ વ્હાણ વગર સંસાર સમુદ્ર પ્રત્યે જનાર નર બૂડે છે એ ભાવ છે. ૩ યોગને ખૂબ પામ્યા પછી ગુરૂને પણ તજવા એ સાર છે.

ગતિ કરાતી નથી. આવી રીતે વિષયોમાં રહેનાર જૂદાં જૂદાં વિચિત્ર કર્મોનાં ફળ છે તથા જગત્‌માં જે રીતે કર્મ કરેલાં હોય તે રીતે તે એઓને (કરનારાઓને) મળે છે. જે ગંધવાળું નથી, જે રસવાળું નથી, જે રૂપ, સ્પર્શ અને શબ્દવાળું નથી તેને મુનિયો બુદ્ધિથી જાણે છે અને પ્રધાન કહે છે. તેમાં પ્રધાન અવ્યક્ત (અસ્પષ્ટ) છે, એ અવ્યક્તનો ગુણ મહાન્ (મહત્તત્ત્વ) છે. મહત્તત્વરૂપ પ્રધાનના કાર્યનો ગુણ અહંકાર છે, અહંકારથી મહાભૂતરૂપ કરેલો ગુણ (આકાશ વગેરે રૂપપણાથી કલ્પેલો ગુણ) થયેલો છે તે મહાભૂતોના જે વિષયો છે તે પણ જૂદાંપણાથી ગુણો કહેલા છે. આ રીતે અવ્યક્ત (માયા) બીજ (કારણ) ધર્મવાળું અને પુષ્પના (કાર્યના) ધર્મવાળું છે. અમે એમ સાંભળ્યું છે કે બીજના ધર્મવાળો અને પ્રસવ (પુષ્પ–કાર્ય)રૂપ મહાન્ આત્મા છે, બીજના ધર્મરૂપ અહંકાર છે, અને વારંવાર પ્રસવ (કાર્ય)રૂપ થાય છે. પંચમહાભૂત બીજ અને પ્રસવના ધર્મવાળાં છે. પંચમહાભૂતના વિશેષ ગુણો (શબ્દ વગેરે) બીજના ધર્મવાળા છે એમ કહેવાય છે અને તેઓ પ્રસવ (પુષ્પ)રૂપ કાર્યને કરે છે. તેઓ (વિશેષ ગુણો)નું વિશેષણ (જૂદું પાડનારૂ) ચિત્ત છે. તેમાં (તે ભૂતોમાં) એક ગુણવાળું આકાશ, અને બે ગુણવાળો વાયુ કહેવાય છે. ત્રણ ગુણોવાળું તેજ તથા ચાર ગુણોવાળું જળ છે એમ કહેવાય છે. સર્વ ભૂતોને (પ્રાણિયોને) કરનારી, શુભ તથા અશુભને દેખાડનારી, જંગમ અને સ્થાવર જીવોથી ભરેલી પૃથ્વી પાંચ ગુણોવાળી જાણવી. હે અતિ સજ્જન દ્વિજો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમો ગંધ આ પાંચ ગુણો ભૂમિના જાણવા. સદા ગંધ છે તે પૃથ્વીજ થાય છે અને તે ગંધ બહુ પ્રકારથી કહેલો છે, હું તે ગંધના બહુ ગુણો વિસ્તારથી કહું છું. પ્રિય, અપ્રિય, મધુર, ખાટો, તીખો, નિર્હારી (મનોહારી), મળેલો, સ્નેહવાળો, લુખો, અને સ્વચ્છ ગંધ. આ રીતે પૃથ્વીથી થયેલો ગંધ દશ ભેદવાળો જાણવો. શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ, આ જળના ગુણો કહેલા છે. હવે રસોનું જ્ઞાન કહું છું–રસ બહુ પ્રકારે કહેલો છે. જેવો કે મધુર, ખાટો, તીખો, કડવો, તુરો અને ખારો આમ છ પ્રકારના વિસ્તારવાળો, જળમય રસ કહેલો છે. શબ્દ, સ્પર્શ તથા રૂપ આ ત્રણ ગુણોવાળું તેજ કહેવાય છે. તેજનો મુખ્ય ગુણ રૂપ છે તે બહુ ભેદોથી કહેલું છે. જેમકે, ધોળું, કાળું, રાતું, લીલું, પીળું, અરૂણ, હ્રસ્વ (ટુંકું), દીર્ઘ (લાંબું), પાતળું, જાડું, ચોખૂણ, (ચોખંડું) અને ગોળાકાર. આ રીતે બાર ભેદવાળું જાણવા યોગ્ય તેજનું રૂપ વૃદ્ધ, ધર્મને જાણનારા, સત્યવાદિ બ્રાહ્મણોએ કહેલું છે. શબ્દ તથા

સ્પર્શ એ બે વાયુના ગુણો જાણવા. આથી વાયુ બે ગુણોવાળો કહેવાય છે પણ વાયુનો પોતાનો ગુણ સ્પર્શ છે અને તે બહુ પ્રકારથી કહેલો છે. રૂક્ષ (લુખો), શીત (ઠંડો), ઉષ્ણ (ઉનો), સ્નેહવાળો, નિર્મળ, કઠિન, ચીકણો, શ્લક્ષ્ણ (ઝીણો), પિચ્છિલ, દારૂણ (ભયંકર) અને કોમળ, આ પ્રમાણે બાર પ્રકારવાળો વાયુનો ગુણ (સ્પર્શ) કહેવાય છે. વિધિ પ્રમાણે તત્ત્વને જોનારા, ધર્મને જાણનારા બ્રાહ્મણોએ તેમાં એક ગુણવાળું આકાશ અને તેનો ગુણ શબ્દજ છે એમ કહેલું છે, તે શબ્દના હું વિસ્તારથી ઘણા ગુણો કહું છું, જેવા કે ષડ્જ, ઋષભ, ગાંધાર સહિત એવો મધ્યમ, પંચમ, એથીપર જાણવા લાયક, નિષાદ, ધૈવત, પ્રિય, અપ્રિય, મળેલો, અને ઉત્તમ વિભાગવાળો શબ્દ આ રીતે દશ ભેદવાળો, આકાશથી થયેલો શબ્દ જાણવો. આકાશ છે તે ઉત્તમ મહાભૂત છે, તેથી ઉત્તમ અહંકાર છે, અહંકારથી ઉત્તમ બુદ્ધિ છે, તે બુદ્ધિથી ઉત્તમ આત્મા (જીવ) છે, તે આત્માથી ઉત્તમ અવ્યક્ત (માયા) છે અને અવ્યક્તથી ઉત્તમ પુરૂષ (પરબ્રહ્મ) છે. આ રીતે એક ઉત્તમથી બીજા ઉત્તમને જાણનાર, પ્રાણિયોનાં સર્વ કર્મોના વિધિને સમજનાર અને જેનો આત્મા સર્વ પ્રાણિયોના આત્મારૂપ થયેલોછે તે, અવિનાશી, આત્માને પામેછે.

परापरज्ञोभूतानांविधिज्ञःसर्वकर्मणाम् ।
सर्वभूतात्मभूतात्मागच्छत्यात्मानमव्ययम् ॥ ९६ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि गु. पञ्चाशत्तमोऽध्याय ॥ ५० ॥

---

ब्रह्मोवाच ॥ भूतानामथपञ्चानायथैषामीश्वरंमनः ।
नियमेचविसर्गेचभूतात्मामनएवच ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા—હવે જે રીતે આ, પાંચ માહાભૂતોના સંહારમાં તથા ઉત્પત્તિમાં મનજ સમર્થ છે અને મન ભૂતોના આત્મારૂપ (ભૂતોનું સ્વરૂપ) છે તે કહેવાય છે. મન નિત્ય મહાભૂતોનું અધિષ્ઠાતા ( નિમિત્ત કારણ પણ ) છે. બુદ્ધિ મનનાં સામર્થ્યને કહે છે અને તે ક્ષેત્રને જાણનાર આત્મા ( જીવ ) પણ મનજ કહેવાય છે. જેમ સારથિ સારા ઘોડાઓને જોડે તેમ મન ઈંદ્રિયોને જોડે છે તથા ઈંદ્રિયો, મન અને બુદ્ધિ સદા ક્ષેત્રને જાણનારી ( આત્મા )માં જોડાય છે. તે પ્રાણિયોનો આત્મા ( જીવ ) મ્હોટા ઈંદ્રિયોરૂપ ઘોડાવાળા, બુદ્ધિરૂપ રાશવાળા શરીરરૂપ રથ પ્રત્યે ચઢી ચોતરફ દોડે છે.

ઇંદ્રિયોના સમૂહથી યુક્ત, મનરૂપ સારથિવાળો, બુદ્ધિરૂપ રાશવાળો, નિત્ય મહાન્ એવો બ્રહ્મમય (બ્રહ્મના વિકારરૂપ) રથ છે, આવી રીતે જે વિદ્વાન્ સદા બ્રહ્મમય રથને જાણે છે તે ધીર સર્વ જીવોમાં મોહ પામતો નથી. માયા જેમાં આદિ છે, વિશેષ ગુણો જેમાં અંતે છે એવું, સ્થાવર ને જંગમ સહિત, સૂર્ય તથા ચંદ્રની કાંતિરૂપ પ્રકાશવાળું, ગ્રહ અને નક્ષત્રોથી શોભિત, ચોતરફ નદી અને પર્વતોના સમૂહોથી ચળકતું, નિરંતર જૂદા જૂદા પ્રકારનાં જળોથી દીપતું, સર્વ જીવોની આજીવિકારૂપ, સર્વ પ્રાણધારિયોની ગતિરૂપ આ, બ્રહ્મરૂપ વન છે તેમાં નિત્ય સ્થૂળ સૂક્ષ્મ શરીરને જાણનાર આત્મા ફરે છે. આ જગત્માં જે જંગમ અને સ્થાવર જીવો છે તેઓજ પ્રથમ પ્રલય પામે છે, પછી ભૂતોએ કરેલા ગુણો અને ગુણોથી પંચમહાભૂત લય પામે છે. આ (આવો) પ્રાણિયોનો અધિક ઉદય છે. દેવો, મનુષ્યો, ગંધર્વો, પિશાચો, અસુરો અને રાક્ષસો આ સર્વ સ્વભાવથી સ્રજેલા છે પણ નથી ક્રિયાઓથી કે નથી કારણથી સ્રજેલા. અહીં વિશ્વને સ્રજનારાઓ વારંવાર જન્મે છે અને પંચમહાભૂતોથી થયેલા તેજ પંચમહાભૂતોમાં કાળને અનુસરી જેમ તરંગો સમુદ્રમાં લય પામે છે તેમ પ્રલય પામે છે. વિશ્વને સ્રજનારા સ્થૂળ જીવોથી સર્વ મહાભૂત (સૂક્ષ્મભૂતો) ઉત્તમ છે. એ પાંચ મહાભૂતથી પણ મુક્ત (મોક્ષવાળો) ઉત્તમ ગતિ પામે છે. સમર્થ એવા પ્રજાપતિએ આ સઘળું મનથીજ સ્રજ્યું, તેમજ ઋષયો તપે કરી (મનના સંકલ્પે કરી) દેવોને પામ્યા. વળી તપ (સંકલ્પ)ના ક્રમે કરી ફળ, મૂળોને ખાનારા, સમાધિવાળા સિધ્ધો અહીં તપે કરી ત્રણ લોકને જુવે છે. સર્વ રોગને મટાડનારા પદાર્થ વગેરે ઔષધો અને જૂદા જૂદા પ્રકારની વિદ્યાઓ તપથીજ પ્રસિદ્ધ થાય છે તથા સાધન તપરૂપ મૂળવાળુંજ હોય છે. જે દુઃખે કરી પમાય એવું ઇંદ્રપદ વગેરે છે, જે દુઃખે જણાય એવું વેદ વગેરે છે, જે દુઃખે પરાભવ પમાડાય એવું અગ્નિ વગેરે છે અને જે દુઃખે કરી સમાધાન થાય એવું મહા પ્રલય વગેરે છે તે સઘળું તપથી સિદ્ધ થાય એમ છે–તપંજ દુઃખે કરી ઉલ્લંઘન કરાય એવું છે. મદિરાને પીનારો, બ્રાહ્મણને હણનારો, ચોરી કરનારો, બાળની હત્યા કરનારો અને ગુરૂની સ્ત્રી પાસે જનારો (સ્ત્રી સાથે ચાલનારો) અતિ તપ કરેલાં તપવડે તે પાપથી છૂટે છે. મનુષ્યો, પિતૃ, દેવો, પશુઓ, મૃગો, પક્ષિઓ, જે બીજાં સ્થાવર અને જંગમ પ્રાણિયો છે તેઓ આ સર્વ સદા તપને પરાયણ થવાથી તપ વડે સર્વદા સિદ્ધિ પામે છે. તપે કરી મ્હોટી માયાવાળા દેવતાઓ સ્વર્ગમાં ગયા છે. જેઓ

આળસ્ય રહિત અહંકારવાળા થઇ કામનાવાળાં કર્મો કરે છે તેઓ પ્રજાપતિની સમીપ જાય છે. જેઓ શુદ્ધ ધ્યાનના યોગે કરી મમતા રહિત અને અહંકાર રહિત થયેલા મહાત્માઓ છે તેઓ ઉત્તમ મ્હોટા લોકને પામે છે. જેઓ સદા ધ્યાનના ઉપાયને પામી પ્રસન્ન બુદ્ધિવાળા અને અતિ આત્માને (બ્રહ્મને) જાણનારા છે તેઓ સુખને વધારનારાં અવ્યક્ત (ન જણાય એવા) આનંદ પ્રત્યે પ્રવેશ કરે છે. જે અહીં મમતાથી રહિત અને અહંકારથી રહિત થયેલાઓ ધ્યાનના યોગથી પડીને (પૂરા ધ્યાનના યોગને પામ્યા વિના) મરણ પામે છે તેઓ મ્હોટાઓના ઉત્તમ લોકરૂપ માયા પ્રત્યે પ્રવેશ કરે છે. માયાથીજ ફરી ઉત્પન્ન થઈ તેના સમાન નામ (અવ્યક્તપણા)ને પામેલા, તમ, અને રજોગુણથી રહિત થઇ એક સત્વ ગુણને પામી સર્વ પાપથી મુક્ત થયેલા જે સર્વ સર્જે છે તેને જે કળારહિત જાણે છે તથા ક્ષેત્રજ્ઞ (ઇશ્વિર) એમ સમજે છે તે વેદને જાણનાર થાય છે. મુનિએ ચિત્તથી જ્ઞાન પામી સંયમવાન્ થઇ બેસવું, કેમકે જેમાં ચિત્ત હોય છે તેરૂપ જીવ અવશ્ય થાય છે, આ સનાતન રહસ્ય છે. ન જણાતી એવી માયાથી આરંભી વિશેષ ગુણો પર્યંત અજ્ઞાનનું લક્ષણ કહેલું છે તે રીતેજ આવું આ ગુણોથી ઉત્પન્ન થયેલું લક્ષણ સમજો. બે અક્ષરવાળો મૃત્યુ છે અને ત્રણ અક્ષરવાળું સદા રહેનારૂં બ્રહ્મ છે. મારૂં એમ જાણવું એ મૃત્યુરૂપ થાય છે તથા મારૂં નથી એમ જાણવું એ સદા રહેનાર બ્રહ્મરૂપ છે. કેટલાક મંદ બુદ્ધિમાં (ઓછા જ્ઞાનમાં) પ્રીતિવાળા નરો કર્મને વખાણે છે પણ જેઓ વૃદ્ધ મહાત્માઓ છે તેઓ કર્મને વખાણતા નથી; કેમકે કર્મે કરી મૂર્તિમાન્ (દેહવાળો) સોળ[1] વસ્તુઓવાળો જંતુ જન્મે છે અને વિદ્યા તે પુરૂષને ગ્રસે છે (પામે છે). તે (કર્મ) દેવતા વગેરેથી શેષ રહેલાં અમૃતને ખાનારાઓએ ગ્રહણ કરવા યોગ્ય છે માટે જે કોઈ પારને જોનારા છે તેઓ કર્મોમાં સ્નેહથી રહિત છે. આ પુરૂષ છે તે વિદ્યામય કહેલો છે પણ કર્મમય કહેલો નથી. જે આ રીતે મરણ રહિત, નિત્ય, અગ્રાહ્ય, સદા રહેનાર, અક્ષર (ન ખરનાર), વશ મનવાળા અને સંગ રહિત એવા આત્માને જાણે છે તે મરનાર થતો નથી. જે આ રીતે જેની પૂર્વે બીજો નથી એવા, ન કરેલ, નિત્ય, વિચાર વગરના, (કૂટસ્થ માયામાં રહેનાર), ન ગ્રહણ કરાય એવા, ન મરનારા ઇશ્વિરના પણ સંહાર કરનારા આત્માને જાણે છે તે આ કારણોથી સ્થિર, ન ગ્રહણ કરાય એવો અને મરણ રહિત થાય છે. વળી તે સર્વ સંસ્કારોને દૃઢ કરી

૧ પંચમહાભૂત અને અગીયાર વિકારો (દશ ઇંદ્રિયો, ને મન).

ચિત્તને પરમાત્મા વિષે રોકી જે શુભ બ્રહ્મ છે તેને જાણે છે જેથી બીજું કશું અધિક નથી. જ્યારે સત્વગુણની નિર્મળતા થાય છે ત્યારે લોક શાંતિ પામે છે. ચિત્તની પ્રસન્નતા ( શાંતિ )નું લક્ષણ જે રીતે સ્વપ્નાનો દેખાવ (દેહના સંગ વગરની સ્થિતિ ) થાય તે રીતે બહારની ઉપાધિયોથી શૂન્ય અંતરમાં પ્રચાર કરનાર થાય છે. આ ગતિ તે મુક્ત જનોની થાય છે કે જેઓ જ્ઞાનમાં અતિ આસ્થાવાળા છે અને પરિણામથી થતી જે સર્વ પ્રવૃત્તિયો છે તેઓને જુવે છે. આ વૈરાગ્યવાળાઓની ગતિ છે, આ સનાતન ( જુનો ) ધર્મ છે, આ જ્ઞાનવાળાઓની પ્રાપ્તિરૂપ છે ( જ્ઞાનવાળાએ પામવા યોગ્ય છે) અને આ નિંદા વગરની વર્ત્તણુંક છે. આ ગતિ (ચાલ-જ્ઞાન) સર્વ પ્રાણિયોમાં સમાન, નિઃસ્પૃહ, આશા રહિત, અને સર્વમાં બ્રહ્મને જોનારાએ પામી શકાય એવી છે. હે વિપ્રર્ષિયોમાં શ્રેષ્ઠ, મેં આ સઘળું તમોને કહ્યું એ પ્રમાણે જલદી તમે આચરણ કરો તેથી સિદ્ધિ પામશો. ગુરૂ બોલ્યા—આ રીતે ગુરૂ ( પૂજ્ય ) બ્રહ્માએ જેમ કહ્યું તેમ કરનારા તે મહાત્માઓ ઉત્તમ લોકને પામ્યા; માટે હે મહાભાગ, હે શુદ્ધ મનવાળા, તમે પણ આ મેં કહેલું બ્રહ્માનું વચન ઠીક આચરણ કરો ( પાળો), તેથી સિદ્ધિ પામશો. વસુદેવના પુત્ર બોલ્યા—હે કુંતિના પુત્ર, તે સમયે ગુરૂએ આ પ્રમાણે કહેલો તે શિષ્ય સઘળો ઉત્તમ ધર્મ કરવા લાગ્યો અને તેથી મોક્ષ પામ્યો. વળી હે કુરૂના કુળને ધારણ કરનાર ( અર્જુન ), ત્યારે કૃત કૃત્ય ( પુણ્યવાન્ ) થયેલો તે શિષ્ય જ્યાં જઈને શોક કરવો પડતો નથી તે સ્થાનને પામ્યો. અર્જુને પૂછયું—હે સમર્થ હે જનોએ પ્રાર્થના કરવા યોગ્ય કૃષ્ણ, એ બ્રાહ્મણ કોણ! અને શિષ્ય કોણ! જો આ મારે સાંભળવા લાયક હોય તો મને તે કહો? વસુદેવના પુત્રે કહ્યું—હે મહાબાહો, હું ગુરૂ અને મારા મનને શિષ્ય સમજો. હે ધનંજય, આ રહસ્ય તમારી પ્રીતિથી તમને કહ્યું હવે હે કુરૂકુળને ધારનાર, જો નિત્ય મારામાં તમારી પ્રીતિ છે તો આ અધ્યાત્મ જ્ઞાન સાંભળી હે સારાં વ્રતવાળા તમે સારી રીતે આચરણ કરો. હે શત્રુઓને હણનાર, આ ધર્મ સારી રીતે આચર્યા પછી તમે સર્વ પાપોથી મુક્ત થઈ ઉત્તમ મોક્ષ પામશો. હે મ્હોટી ભુજાવાળા, જ્યારે યુદ્ધનો વખત સમીપ આવ્યો હતો ત્યારે પ્રથમ પણ મેં આજ કહ્યું હતું માટે આમાં મન ધારણ કરો. હે ભરત કુળમાં શ્રેષ્ઠ અર્જુન, મેં પ્રભુ એવા પિતાને જોયે ઘણો વખત ગયો માટે હું તમારો સંમત હોય તો તેને જોવા ઇચ્છું છું. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે વચન કહેનારા કૃષ્ણ પ્રત્યે અર્જુને કહ્યું—હે કૃષ્ણ, આજેજ આપણે

એ હસ્તિનાપુર નામના નગર પ્રત્યે જઈયે અને ત્યાં ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને મળી રાજાની આજ્ઞા લઈ તમે પોતાની પૂરી પ્રત્યે જવા યોગ્ય છો.

समेत्यतत्रराजानंधर्मात्मानंयुधिष्ठिरम् ।
समनुज्ञाप्यराजानंस्वांपुरींयातुमर्हसि ॥ ९२ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० गुरुशिष्यसम्वादे एकपञ्चाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

---

**वैशम्पायनउवाच** ॥ ततोभ्यनोदयत्कृष्णोयुज्यतामितिदारुकम् ।
मुहूर्त्तादिवचाचष्टयुक्तमित्येवदारुकः ॥१॥

વૈશંપાયન કહેવા લાગ્યા—ઉપર પ્રમાણે કહ્યા પછી શ્રી કૃષ્ણે દારૂક નામના સારથિને 'રથ જોડો' એમ પ્રેરણા કરી અને બે ઘડી વાર થાય એટલામાંજ દારૂકે 'રથ જોડયો' એમ કહ્યું, તેમજ પાંડુના પુત્ર અર્જુને સૈનિકોને સજ્જ થાઓ આપણે હસ્તિનાપુર નામના નગર પ્રત્યે જઈએ એમ પાછળ ચાલવા વગેરેની પ્રેરણા કરી. હે જનાધિપ (રાજન્), આ પ્રમાણે કહેલા, સજ્જરૂપ થયેલા તે સૈનિકો ઘણાં તેજવાળા અર્જુનને સર્વ સજ્જ થયું છે એમ કહેવા લાગ્યા. પછી હે જનાધિપ, તે કૃષ્ણ અને પાંડવ અર્જુન રથમાં બેસી વિચિત્ર કથાઓ કરતા પ્રસન્ન થતા ચાલ્યા. હે ભરત શ્રેષ્ઠ, ફરીને પણ મહાતેજસ્વી અર્જુને રથમાં બેઠેલા, વસુદેવના પુત્ર કૃષ્ણને આ વાકય કહ્યું–હે વૃષ્ણિના કુળને ધારણ કરનાર, તમારી પ્રસન્નતાથી રાજા યુધિષ્ઠિરે જય મેળવ્યો, શત્રુઓને પણ હણ્યા અને શત્રુઓ સહિત રાજ્ય મેળવ્યું. હે મધુ દૈત્યને મારનાર, તમારાથી પાંડવો અમે નાથવાળા છીયે અને આપરૂપી વહાણને પામી કુરૂરૂપ સમુદ્રને તરયા છીયે. હે વિશ્વકર્મન્, હે વિશ્વરૂપ આત્માવાળા અને હે વિશ્વમાં શ્રેષ્ઠ તમને નમસ્કાર છે. જે રીતે હું તમારો માનેલો છું તે રીતે હું તમને માનુંછું. હે મધુદૈત્યને હણનાર, પ્રાણિયોનો આત્મા નિત્ય તમારા તેજથી થનારો છે, તમારૂં રમણ ક્રીડામય છે. હે વિભો, આકાશ અને પૃથ્વી એ બે તમારી માયારૂપ છે. આ જે સ્થાવર તથા જંગમ જગત્ છે એ સઘળું તમારામાં રહેલું છે, તમેજ સર્વ ચાર પ્રકારના પ્રાણિયોના સમૂહને, પૃથ્વીને, સ્વર્ગને તથા આકાશને જૂદે જૂદે પ્રકારે કરોછો. હે મધુદૈત્યને મારનાર, નિર્મળ ચંદ્રમાની કાંતિ તમારા હાસ્યરૂપ છે. ઋતુઓ તમારી ઈંદ્રિયોરૂપ છે, સદા ગતિ કરનારો વાયુ તમારા પ્રાણરૂપ છે, સનાતન મૃત્યુ

તમારા ક્રોધરૂપ છે. હે મહા બુદ્ધિયુક્ત, નિરંતર તમારી પ્રસન્નતામાં કમળમાં વસનારી લક્ષ્મી છે. હે અનઘ, અહિં તમેજ રતિ (પ્રીતિ), તુષ્ટિ (સંતોષ), ધીરજ, ક્ષમા, બુદ્ધિ, કાંતિ, જંગમ, સ્થાવર અને યુગોના અંતમાં નાશરૂપ કહેવાઓછો. હે કમળના સરખાં નેત્રવાળા, મેં તમારા ગુણો અતિ મ્હોટો વખત ગયે પણ કહી શકાય એવા નથી, તમે આત્મા અને પરમાત્મા છો માટે તમને નમસ્કાર કરૂંછું. હે અતિ દુઃખે પરાભવ પમાડાય એવા કૃષ્ણ, મેં નારદ, દેવલ, કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) તથા કુરૂઓના પિતામહ (દાદા) ભીષ્મથી તમને જાણ્યા છે; હે અનઘ (નિષ્પાપ અથવા દુઃખ રહિત), તમારામાં સઘળું આસક્ત છે અને તમેજ એક જનોના ઇશ્વર છો. હે જનોએ પામવા યોગ્ય કૃષ્ણ, તમે જે આ અનુગ્રહ (કૃપા) વાળું કહ્યું એ સઘળું હું ઠીક રીતે આચરીશ. અમારૂં પ્રિય કરવાની ઇચ્છાથી તમે આ અતિ અદ્ભૂત કામ કર્યું કે જે યુદ્ધમાં પાપિ કૌરવ, ધૃતરાષ્ટ્રના પુત્ર ( દુર્યોધન )ને હણ્યો. યુદ્ધમાં તમેજ દગ્ધ કરેલાં તે સૈન્યને મેં જીત્યુ જેથી મેં જય મેળવ્યો તે કર્મ તમેજ કર્યું. દુર્યોધનની લડાઇમાં તમારી બુદ્ધિ અને પરાક્રમોએ કર્ણના, સિંધુ દેશના રાજા (જયદ્રથ)ના અને પાપિ ભૂરિશ્રવાના વધનો ઉપાય યથાયોગ્ય દેખાડયો. હે દેવકીના પુત્ર, પ્રસન્ન થઈ તમે જે મને કહેલું છે, તે હું અવશ્ય કરિશ એમાં મને વિચાર નથી. હે અનઘ, ધર્મને જાણનાર, હું ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને મળી તમારાં ગમન (પ્રયાણ) માટે પ્રેરણા કરિશ. હે સમર્થ ને જનોએ પ્રાર્થના કરવા યોગ્ય, તમારૂં દ્વારકાં જવું મને ગમે છે માટે તમે થોડા વખતમાંજ મારા મામાને, દુઃખે કરી હડાવાય એવા બળદેવજીને તથા બીજા ઉત્તમ વૃષ્ણિઓને (યાદવોને) જોશો. આવી રીતે વાત કરતા તે બે હસ્તિનાપુર પોહોંચ્યા અને હર્ષ પામેલા નરોથી આકુળ, ઇંદ્રના સ્થાનની ઉપમા અપાય એવા ધૃતરાષ્ટ્રના મંદિર પ્રત્યે પેઠા. હે મહારાજ, તેમાં જઈ તે બેઓએ જનોના અધિપતિ ધૃતરાષ્ટ્રને, મહા બુદ્ધિમાન્ વિદુરને તથા રાજા યુધિષ્ઠિરને પ્રથમ જોયા. પછી દુઃખે હરાવાય એવા ભીમસેનને, માદ્રીથી જન્મેલા પાંડવોને, ધૃતરાષ્ટ્રને સેવતા અને પરાજય નહિ પામેલા યુયુત્સુને, મ્હોટી બુદ્ધિવાળાં ગાંધારી તથા કુંતીને, સ્ત્રી એવાં દ્રૌપદીને, અને સુભદ્રા વગેરે તે સઘળી ભરતકુળના જનોની સ્ત્રીઓને દીઠી. તે સર્વ સ્ત્રીઓને ગાંધારી (ધૃતરાષ્ટ્રની સ્ત્રી)ની સેવા કરતી જોઈ. પછી શત્રુઓને દબાવનારા અથવા દાબનારા તે બે રાજા ધૃતરાષ્ટ્રને મળી, પોતાનાં નામ જણાવી તેના ચરણ ગ્રહણ કરવા લાગ્યા, તેમજ મહાત્મા તેઓ ગાંધારી, કુંતિ, ધર્મરાજ

અને ભીમના ચરણને ગ્રહણ કરવા લાગ્યા. પછી તે બે, ક્ષત્તાને (દ્વારપાળને) મળી અખંડ એવા કુશળને પૂછી તેઓ સાથે વૃદ્ધ રાજા (ધૃતરાષ્ટ્ર)ને સેવવા લાગ્યા. પછી જ્યારે રાત્રિ થઈ ત્યારે ધારણાયુક્ત મતિવાળા મહારાજ ધૃતરાષ્ટ્રે કૌરવોને તથા કૃષ્ણને ઘેર જવા રજા આપી. રાજાએ આજ્ઞા આપેલા તેઓ પોતપોતાનાં સ્થાન પ્રત્યે ગયા, અને પરાક્રમી કૃષ્ણ તો અર્જુનને ઘેરજ ગયા; ત્યાં લોક રીતિ પ્રમાણે સત્કાર પામેલા, સર્વ કામનાઓથી યુક્ત થયેલા, અર્જુનરૂપ સહાયવાન્, ધારણાયુક્ત બુદ્ધિવાળા કૃષ્ણ સુતા અને જ્યારે રાત્રિ પ્રભાતરૂપ થઈ ત્યારે દિવસના પૂર્વ કાળની ક્રિયા કરી પરમસત્કાર પામેલા તે બે મહાત્મા, જ્યાં મહા બળવાન્ તે ધર્મરાજ (યુધિષ્ઠિર) રહ્યા છે, તે ધર્મરાજના સ્થાનકે ગયા અને તે ઘરમાં પેસી, જેમ બે અશ્વિનીકુમાર, દેવોના રાજાને જુવે તેમ અતિ સત્કાર પામેલા, ધર્મરાજને જોવા લાગ્યા. પછી રાજાને મળી પ્રસન્ન થતા તેણે આજ્ઞા આપેલા તે, વૃષ્ણિ કુળમાં થયેલા કૃષ્ણ અને કરૂઓમાં ઉત્તમ અર્જુન બેઠા. તે વખતે તે ધારણા યુક્ત બુદ્ધિવાળા, વક્તાઓમાં શ્રેષ્ઠ, અને રાજાઓમાં અતિ સારા એવા રાજા, તે બેઓને બોલવાની ઇચ્છાવાળા જોઈ આવું વચન બોલ્યા. યુધિષ્ઠિર કહેવા લાગ્યા—હે યદુ તથા કુરૂના કુળને ધારણ કરનારા વીરો, હું અવશ્ય તમોને બોલવાની ઇચ્છાવાળા માનું છું માટે વિચારો માં, ઝટ કહો, હું તમારૂં કહેલું સઘળું કરિશ. આ પ્રમાણે કહેલા, બોલવામાં કુકળ એવા અર્જુને ત્યાં વિનયવાન્‌ની પેઠે સમીપ આવી ધર્મરાજાને વચન કહ્યું–હે રાજન્, આ ઘણો વખત રહેલા, પ્રતાપવાન્ વસુદેવના પુત્ર ( કૃષ્ણ ) તમને જવા માટે જણાવી પિતાને જોવા ઇચ્છે છે. જો તમે માનો તો આપે આજ્ઞા આપેલા તે વીર, આનર્ત (ઓખામંડલ) દેશની નગરી (દ્વારકાં) પ્રત્યે જાય માટે તમે તે, આજ્ઞા આપવા યોગ્ય છો. યુધિષ્ઠિર બોલ્યા—હે કમળનેત્ર, હે સમર્થ, હે મધુદૈત્યને મારનાર, તમારૂં કલ્યાણ થાઓ, આજ તમે દ્વારકાંપુરી તથા શૂરના પુત્ર (વસુદેવ)ને જોવા પધારો. હે મહાભુજ કેશવ, મને તમારૂં જવું પસંદ છે; કારણ કે તમારે મારા મામાને જોયેં તથા દેવી દેવકીને જોયે ઘણો વખત થયો છે. હે માનને દેનાર મહા પંડિત, મામાને મળી તથા બળદેવજીને મળી મારાં વચનથી યથાયોગ્ય સત્કાર કરજો. વળી હે માન આપનાર, નિત્ય મને, બળિયામાં ઉત્તમ એવા ભીમને, અર્જુનને, સહદેવને અને નકુળને સંભારજો. હે અઘરહિત, મહાભુજ, તમે આનર્ત દેશોને, પિતાને તથા યાદવોને જોઈ પાછા મારા અશ્વમેધ યજ્ઞમાં આવજો. હે સાત્વત (યાદવ), તે

તમે વિવિધ રત્નો તથા ધન લઇને જાઓ. જે બીજું પણ તમને પ્રિય હોય તે પણ લ્યો. હે વીર કેશવ, આ સર્વ પૃથ્વી તમારી પ્રસન્નતાથી અમને મળી અને શત્રુઓને પણ હણ્યા. આવું જ્યારે કૌરવ ધર્મરાજા યુધિષ્ઠિર બોલતા હતા ત્યારે પુરૂષોમાં ઉત્તમ વસુદેવના પુત્ર (કૃષ્ણ), આ વચન બોલ્યા—હે મહાભુજ ઇશ્વિર, હાલ સઘળી પૃથ્વી, ઉત્તમ ધન અને રત્નો તમારાંજ છે, જે બીજું મારે ઘેર દ્રવ્ય છે તેના પણ ધણી સદા તમેજ છો; આવું સાંભળી 'ઠીક' એમ તે વખતે કહેલા, અને ધર્મના પુત્રે સત્કાર કરેલા, પરાક્રમી, ને જેનો મ્હોટો ભાઈ ગદ છે એવા કૃષ્ણ વિધિ પ્રમાણે ફઇની પાસે વાત કરી તેણે સત્કાર કરેલા તેને પ્રદક્ષિણા થાય તેમ ચાલ્યા. જેમ તેણે (ફઇયે) પ્રસન્ન કરયા તેમજ સર્વ વિદુર વગેરેએ પ્રસન્ન કરેલા પોતે, ચાર ભુજાવાળા, ગદ જેનો મ્હોટો ભાઇ છે એવા તે, દિવ્ય (દેવતાઈ) રથમાં બેસી હસ્તિનાપુરથી બહાર નીકળ્યા, યુધિષ્ઠિર તથા ફઈ (કુંતી)ના પણ અનુમતથી સારા ભાવવાળી સુભદ્રાને રથમાં બેસારી નગરના જનોએ વિંટેલા, મ્હોટી ભુજાવાળા, જનોએ પ્રાર્થના કરવા યોગ્ય કૃષ્ણ સિધાવ્યા. તે મધુ કુળમાં થયેલા અથવા લક્ષ્મીના પતિ કૃષ્ણની પાછળ, સાત્યકિ સહિત ઉત્તમ વાનર જેની ધ્વજામાં છે એવો અર્જુન, માદ્રીના પુત્રો, અગાધ બુદ્ધિવાળા વિદુર, અને ઉત્તમ હાથીની ગતિ સરખી ચાલવાળો પોતે ભીમ આવ્યો, તે વખતે કુરૂદેશને વધારનારા તે સર્વને તથા વિદુરને પાછાવાળી તે પરાક્રમિ જનોએ પ્રાર્થ્ય કૃષ્ણ, ત્વરાસહિત (ઉતાવળા) દારૂક સારથિને તથા સાત્યકિને ઘોડાઓને 'ચલવો' એમ કહેવા લાગ્યા. પછી શત્રુઓના સમૂહને પાયમાલ કરનાર, શિનિકુળના ઉત્તમ શૂર એવા સાત્યકિએ અનુસરેલા, જનોએ પામવા અથવા પ્રાર્થના કરવા યોગ્ય કૃષ્ણ જેમ શત્રુઓનાં ટોળાંને હણી પ્રતાપી, સો યજ્ઞ કરનારો ઇંદ્ર સ્વર્ગ પ્રત્યે જાય તેમ આનર્ત દેશની નગરી (દ્વારકાં) તરફ ચાલ્યા.

निवर्त्तयित्वाकुरुराष्ट्रवर्द्धनांस्ततःससर्वान्विदुरेचवीर्यवान् ।
जनार्दनोदारुकमाहसत्वरःप्रचोदयाश्वानितिसात्यकिंतथा ॥ ५७ ॥
ततोययौशत्रुगणप्रमर्दनःशिनिप्रवीरानुगतोजनार्दनः ।
यथानिहत्यारिगणंशतक्रतुर्दिवंतथानर्त्तपुरींप्रतापवान् ॥ ५८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० कृष्णप्रयाणेद्विपञ्चाशत्तमोऽध्यायः ॥ ५२ ॥

**वैशम्पायनउवाच** ॥ तथाप्रयान्तंवार्ष्णेयंद्वारकांमरतर्षभाः ।
पारिष्वज्यन्यवर्त्तन्तसानुयात्राःपरन्तपाः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા—તે રીતે દ્વારકાં જતા વૃષ્ણિ કુળમાં થયેલા કૃષ્ણને મળી પાછળ જવા સહિત, શત્રુને તાપ પમાડનારા તે, ભરતકુળના શ્રેષ્ઠ પુરૂષો નિવૃત્ત થયા. અર્જુન વારંવાર વૃષ્ણિકુળમાં થયેલા કૃષ્ણને મળવા લાગ્યો અને તે ચોતરફ નેત્ર કરી પોતાના દેશથી એને જોવા લાગ્યો. પૃથાના પુત્ર અર્જુને શ્રીકૃષ્ણમાં રાખેલી તે દૃષ્ટિ દુઃખથીજ દૂર કરી અને પરાજયરહિત એવા કૃષ્ણે પણ તેથી દુઃખવડે નજર હરિ. તે મહાત્માના પ્રયાણ વખતે જે, બહુ અદ્ભૂત રૂપવાળાં શકુનો થયાં તે મારા કહેવાથી સાંભળો. મ્હોટા વેગથી માર્ગને કાંકરારહિત, ધૂળરહિત, અને કાંટાઓ વગરનો કરનાર વાયુ રથની આગળ વાવા લાગ્યો. ઇંદ્રિ, શાર્ઙ્ગ નામના ધનુષ્યવાળા કૃષ્ણની પાસે પવિત્ર સુંદર, સુગંધવાળું જળ અને દિવ્ય પુષ્પો વર્ષવા (ખેરવવા) લાગ્યો. પછી સમ ( સરખા ) એવા મરૂ ( મારવાડ ) દેશમાં ચાલેલા તેણે નહિ મપાય એવાં તેજવાળા, ઉત્તંક નામના શ્રેષ્ઠ મુનિને જોયા. ત્યારે વિશાળ નેત્રવાળા તેજસ્વી તે મુનિનો સત્કાર કરી તેણે સત્કાર કરેલા, કુશળ પૂછવા લાગ્યા. આ રીતે તેણે સત્કાર કરી પૂછેલા તે, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા ઉત્તંક ઋષિ મધુદૈત્યને મારનારા, લક્ષ્મીના પતિ કૃષ્ણને કુશળ પૂછવા મંડયા. હે શૂરના કુળમાં થયેલા, કેમ! તમે તે કુરૂ તથા પાંડવોને ઘેર જઈ અચળ (ખસે નહિ) એવું સારા ભાઇને ઘટે એવું કામ કર્યું, જે કર્યું હોય તે આપ મને કહેવા યોગ્ય છો. હે વૃષ્ણિયોમાં ઉત્તમ કેશવ, કેમ! નિરંતર પોતાના પ્રિય અને સંબંધિ એવા તે શૂરાઓને સંધિ પમાડિ નિવૃત્ત થયા છો. હે શત્રુઓને તપાવનાર, કેમ! પાંચ, પાંડુના પુત્રો તથા ધૃતરાષ્ટ્રના પુત્ર તમારી સાથે લોકોમાં વિહાર (ક્રીડા) કરશે, હે કેશવ? તમારારૂપ નાથવડે પોતાના દેશમાં અતિ શાંતિ પામેલા કૌરવો વિષે તે રાજાઓ સુખ પામશે? હે તાત, મારી તમારા વિષે જે નિત્ય સારી ધારણા હતી તે હે તાત, તમે કેમ! ભરતકુળના પુરૂષો પ્રત્યે સફળ કરી? શ્રી ભગવાન્ બોલ્યા—મેં પ્રથમ કૌરવો પ્રત્યે અતિ શાંતિપણા (સલાહ) માટે યત્ન કર્યો પણ જ્યારે ખરી રીતથી તેઓ સમપણામાં ન રાખી શકાયા ત્યારે તેઓ સર્વ પુત્ર અને બાંધવો સોત નાશ પામ્યા. હે પાપ અથવા દુઃખરહિત મહર્ષિ, આ સર્વ તમારૂં સારી પેઠે જાણેલું છે કે બુદ્ધિ અથવા બળેકરિને ભાગ્ય પણ ઉલ્લંઘન કરી (તજી) શકાતુ નથી. જ્યારે તેઓએ મારી, ભીષ્મની અને વિદુરની મતિને ઉલ્લંઘન કરી

ત્યારે તેઓ એક બીજાને મળી યમના સ્થાનકે ગયા. હવે જેના શત્રુઓ નાશ પામ્યા છે તથા જેના પુત્રો મરેલા છે એવા પાંચજ પાંડવો શેષ (બાકી) છે અને સઘળા, ધૃતરાષ્ટ્રના પુત્રો, પુત્ર અને બાંધવોસહિત હણેલા છે. આ રીતે જ્યારે કૃષ્ણે વચન કહ્યાં ત્યારે અતિ ક્રોધવાળા જે- નાં નેત્ર ઉઘડેલાં છે એવા ઉત્તંક એ ( કૃષ્ણ )ને આવું કહેવા લાગ્યા. ઉત્તંક બોલ્યા—હે કૃષ્ણ, શક્ત છતાં તમે, સંબંધિ અને પ્રિય એ- વા કૌરવોની રક્ષા કરી નહિ માટે હું નિઃસંશય (જરૂર) તમને શાપ આપિશ. હે મધુદૈત્યને હણનાર, તમે હઠથી તેઓને પકડી નિવાર્યા નહિ માટે ક્રોધથી ભરેલો હું તમને શાપ દઇશ. હે માધવ, શક્ત છતાંજ તમે ખોટાં આચરણથી ચોતરફથી મળેલા અને નાશ પામતા, તે શ્રેષ્ઠ કુરૂઓની જરૂર ઉપેક્ષા કરી (તમે ખોટાઇથી ભેગા થયેલા કૌરવોને નાશ પામતાં ગણકાર્યા નહિ). વસુદેવના પુત્ર (કૃષ્ણ) બોલ્યા—હે ભૃગુના પુત્ર, હું જે કહું છું એ મારૂં કહેવું વિસ્તારથી સાંભળો. હે ભૃગુપત્ર, તમે તપસ્વી છો માટે મારી પ્રાર્થના પણ ગ્રહણ કરો (માનો). મારૂં જે આત્મ જ્ઞાનવાળું વચન છે તે સાંભળી આજ અવશ્ય શાપ છોડજો. હે તપ કરનારાઓમાં ઉત્તમ પુરૂષ, મને થોડાં તપથી પરાભવ પમાડવા સમર્થ નથી માટે હું તમારાં તપનો નાશ કરવા ઇચ્છતો નથી. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, તમે અતિ મ્હોટું તપ પ્રકાશેલું છે, ગુરૂઓને પણ પ્રસન્ન કર્યા છે અને હું તમારૂં જે કુમાર અવસ્થાનું બ્રહ્મચર્ય છે તેને જાણું છું તેથી તમારાં દુઃખે મળેલાં તપનો નાશ કરવા ઇચ્છતો નથી.

कौमारंब्रह्मचर्यन्तेजानामिद्विजसत्तम ।
दुःखार्जितस्यतपसस्तस्मान्नेच्छामितेऽव्ययम् ॥ २९ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अनु० उत्तङ्कोपाख्यानेकृष्णोत्तङ्कसमागमेत्रिपञ्चाशत्तमोऽध्याय ॥ ५३ ॥

---

उत्तङ्कउवाच ॥ ब्रूहिकेशवतत्त्वेनत्वमध्यात्ममनिन्दितम् ।
श्रुत्वाश्रेयोभिधास्यामिशापंवातेजनार्दन ॥ १ ॥

ઉત્તંક બોલ્યા—હે જનોએ પામવા યોગ્ય અથવા યાચના કરવા યોગ્ય સુંદર કેશવાળા કૃષ્ણ તમે નિંદાથીરહિત, આત્માને આ- શ્રય કરનારૂં જ્ઞાન કહો, તે સાંભળી હું તમને શ્રેય અથવા શાપ દિશ

(સારૂં નઠારૂં કહિશ). વસુદેવના પુત્ર બોલ્યા—હે દ્વિજ, તમ, રજ અને સત્વ ગુણ, આ પદાર્થોને મને આશ્રય પામી રહેલા જાણો. તેમજ રૂદ્રો અને વસુઓને પણ મારાથી થયેલા સમજો. મારામાં સર્વ પ્રાણિયો તથા સર્વ પ્રાણિયોમાં હું રહેલો છું એમ ધારો. આમાં તમને સંશય થાઓ માં. હે દ્વિજ, તે રીતે સર્વ, દૈત્યોના સમૂહ, યક્ષ, ગંધર્વ, રાક્ષસો, નાગ, અને અપ્સરાઓને મારાથી જન્મેલાં જાણો. જે સાચું, ખોટું ન જણાય એવું, જણાય એવું, અવિનાશિ અને નાશવાળું કહેવાય છે એ સઘળું હુંરૂપ છે. હે મુનિ, જે ચાર પ્રકારે આશ્રમોના ધર્મો જાણેલા છે તથા જે સર્વ વેદનાં કર્મો છે તે સઘળું હુંરૂપ સમજો. જે ખોટું (સસલાનું શિંગડું વગેરે), સાચું, ખોટું (ઘડા વગેરે) અને સાચાં ખોટાંથી પર, નહિ જણાય એવું છે તે સર્વ સનાતન દેવોનો દેવ હું છું, તેથી બીજું નથી. હે ભૃગુના કુળને ધારણ કરનાર, તમે ઓંકાર વગેરે વેદોને હુંરૂપ માનો. યજ્ઞમાં દેવોને તૃપ્ત કરનાર, સોમ, હોમ, ચરૂ અને યૂપ (યજ્ઞના સ્તંભ)ને હુંરૂપ જાણો. હે ભૃગુપુત્ર. મને હોમનાર તથા હોમવાનું દ્રવ્ય જાણો. અધ્વર્યુ (યજુર્વેદને જાણનારા), કલ્પક (વિધિ) અને પરમ સત્કાર પામેલું હવિ હું છું. હે બ્રાહ્મણ, મ્હોટા યજ્ઞમાં સામવેદને જાણનાર પણ ગીતોના શબ્દોથી મને સ્તવે છે. હે દ્વિજશ્રેષ્ઠ, પ્રાયશ્ચિત્તોમાં શાંતિ તથા મંગળને વાંચનારા વિશ્વકર્મા હું છું તેની સદા સ્તુતિ કરે છે. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, આગળ જન્મેલા ધર્મને મારો પુત્ર જાણો. હે શ્રેષ્ઠ વિપ્ર, સર્વ પ્રાણિયોની દયાવાળું જે મન છે તે, મને પ્રિય છે, તેમાં હું પ્રવૃત્ત અને નિવૃત્ત થતા માનવો સાથે બહુ જન્મોને પામતો ત્રણ લોકમાં તે તે વેશ અને રૂપોવડે ધર્મની સ્થાપનાને અર્થે તથા ધર્મનાં રક્ષણ કાજે વર્તુછું. હે ભૃગુપુત્ર, હું વિષ્ણું, હું બ્રહ્મા, ઈંદ્ર, અને જન્મ વિનાશરૂપ છું, અવિનાશી એવો હું સઘળા પ્રાણિયોના સમુદાયનો સ્રજનાર અને સઘળા અધર્મમાં વર્તનારાઓનો સંહારરૂપ છું. હું ચાલતા ચાલતા યુગમાં પ્રજાઓના હિતની ઇચ્છાથી તે તે યોનિયો (કારણો–ઉત્પત્તિયો)ને પામી ધર્મની પાજ બાંધુછું. હે ભૃગુનંદન, જ્યારે હુ દેવની જાતિમાં વર્ત્તુછું ત્યારે હું સઘળું દેવની પેઠે આચરણ કરૂંછું એમાં સંશય (ફેર) નથી. હે ભૃગુને આનંદ આપનાર, જ્યારે હું ગંધર્વની જાતિમાં વર્ત્તુ છું ત્યારે સઘળું ગંધર્વની બરોબર આચરૂંછું એમાં સંશય નથી. જ્યારે નાગની જાતિમાં હોઉં ત્યારે નાગની પેઠે વર્ત્તુંછું, તેમ હું યક્ષ અને રાક્ષસની જાતિયોમાં પણ યથાયોગ્ય વિચરૂં છું. હાલ ચાલતી મનુષ્ય જાતિમાં મેં કૃપણ (દીન)પણાથી યાચના કરી પણ

જેઓને અતિ મોહ થયેલો છે એવા તે, મૂઢ જનોએ મારૂં વચન ગ્રહણ કર્યું નહિ. મેં મ્હોટું ભય કહી ત્રાસ પમાડયા (બીવરાવ્યા) અને કોપવાન્ થઈ ફરી યથાયોગ્ય સમજાવ્યા તોય તેઓ અહિં અધર્મથી યુક્ત અને કાળના ધર્મથી મળેલા થયા; તેથી યુદ્ધમાં ધર્મથી હણ્યા અને તે સ્વર્ગમાં ગયા એમાં સંશય નથી. તેમ હે દ્વિજોમાં ઉત્તમ, પાંડવો લોકોમાં ખ્યાતિ પામ્યા આ સઘળું તમે મને જે પૂછો છો તે તમને કહ્યું.

लोकेषुपाण्डवाश्चैवगताःख्यातिंद्विजोत्तम ।
एतत्तेसर्वमाख्यातंयन्मांत्वंपरिपृच्छसि ॥ २३ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० उ० कृष्णवाक्येचतुष्पञ्चाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

---

उत्तङ्कउवाच ॥ अभिजानामिजगतःकर्त्तारंत्वांजनार्दन ।
नूनंभवत्प्रसादोयमितिमेनास्तिसंशयः ॥ ५४ ॥

ઉતંક બોલ્યા—હે કૃષ્ણ, તમને જગતના કરનારા જાણું છું, જરૂર આ તમારો પ્રસાદ (અનુગ્રહ–કૃપા) છે એથી મને સંશય નથી. હે શત્રુને તપાવનાર, વિનાશથી રહિત કૃષ્ણ, હવે મારૂં ચિત્ત અતિ પ્રસન્ન થયું, તમારા ભાવને પામ્યું અને શાપથી મારૂં મન નિવૃત્ત થયું એમ જાણો. હે કૃષ્ણ, જો હું તમારાથી કોઈ પણ અનુગ્રહને પામવા યોગ્ય છું તો જે તમારૂં ઈશ્વિર સંબંધિ (મ્હોટું) રૂપ જોવા ઈચ્છું છું તે દેખાડો. વૈશંપાયન બોલ્યા—આવું સાંભળ્યા પછી પ્રસન્ન મનવાળા તેણે તે (ઉત્તંક)ને, તે નિરંતર રહેનારૂં વિષ્ણુનું (વ્યાપક) શરીર બતાવ્યું કે જે આગળ બુદ્ધિમાન્ અર્જુને જોયું હતું. તે (ઉત્તંક) મ્હોટી ભુજાવાળા, હજારો સૂર્યની ઉપમાવાળા, દીપ્તિમાન્ અગ્નિની ઉપમા અપાય એવા, સર્વ આકાશને ઢાંકી રહેલા, સર્વ મુખવાળા, સર્વ રૂપવાળા મહાત્માને જોવા લાગ્યા અને તે, વિષ્ણુનાં પરમ, અદ્ભૂત, વ્યાપક રૂપને જોઈ તથા તે પરમેશ્વરને દેખી વિપ્ર ઉત્તંક વિસ્મય પામ્યા. ઉત્તંક સ્તુતિ કરવા લાગ્યા—હે સર્વ કર્મોવાળા, હે વિશ્વના આત્મારૂપ, અને હે વિશ્વને ઉત્પન્ન કરનાર તમને નમસ્કાર છે. તમારા ચરણોથી પૃથ્વી વ્યાપેલી છે, મસ્તકથી આકાશ વ્યાપેલું છે, તમારા ઉદરે (પેટે) આકાશ અને પૃથ્વીનું જે મધ્ય છે તેને ઢાંકેલું છે, તમારી બે ભુજાઓએ દિશાઓને ઢાંકેલી છે, હે નાશથી રહિત, તમે આ સર્વરૂપ છો. હે દેવ, પાછું ક્ષય ન પમાડાય

એવાં ઉત્તમ રૂપને હરો; કેમકે ફરી હું સદા રહેનારા તમોને પોતાના રૂપથી જોવા ઇચ્છું છું. વૈશંપાયન બોલ્યા–હે જનમેજય, પ્રસન્ન મનવાળા ગોવિંદ, તેને વર માગો એમ કહેવા લાગ્યા. તે વખતે ઉત્તંકે આ વચન કહ્યું–હે મ્હોટી કાંતિવાળા, પુરૂષોમાં ઉત્તમ કૃષ્ણ, આ જે તમારાથી એજ મને સંપૂર્ણ વર મળ્યો કે જે હું તમારૂં આ રૂપ જોઉં છું. ફરી તેને કૃષ્ણે કહ્યું–તમે આમાં વિચારો માં; કારણ કે અવશ્ય મારે આ મારૂં દર્શન સફળ કરવું છે. ઉત્તંક બોલ્યા–હે વિભો, જો તમે આ અવશ્ય કરવા યોગ્ય માનો છો તો, જે મરૂ (મારવાડ) દેશોમાં પ્રિય અને દુર્લભ છે એ જળને ઉપજાવવા ઇચ્છું છું. આ સાંભળ્યા પછી ઇશ્વિર (કૃષ્ણ) તે, તેજને હરણ કરી ઉત્તંકને કહેવા લાગ્યા કે જ્યારે જળની ઇચ્છા થાય ત્યારે મને સંભારજો, આવું કહી દ્વારકાં ગયા. તે પછી કોઈ વખતે ભગવાન્ ઉત્તંક તૃષાવાળા થઈ જળની ઇચ્છાથી મરૂ દેશમાં ચોતરફ ફરવા લાગ્યા અને અવિનાશિ કૃષ્ણને સંભારવા લાગ્યા, તે સમયે તે મારવાડમાં, બુદ્ધિમાન્ દ્વિજોત્તમ ઉત્તંકે કૃષ્ણને સંભારતાંજ દિશાઓરૂપ વસ્ત્રવાળો, મેલરૂપ કાદવવાળો, કૂતરાઓનાં ટોળાંએ વિંટેલો, ભયંકર, બાંધેલી તરવારવાળો, બાણ તથા ધનુષ્યને ધારણ કરનાર માતંગ (ચાંડાળ)ને જોયો અને તેની નીચે ઓખનું ઘણું જળ અથવા તેની નજીક નીચા પ્રવાહવાળી ભોગવતીનું જળ દીઠું; ત્યારે તેને હસતો હોય તેમ ચાંડાળ કહેવા લાગ્યો–હે ભૃગુકુળને ધારણ કરનાર ઉત્તંક, તમે આવો અને મારાથી જળ ગ્રહણ કરો; કેમકે તમને તૃષાવાન્ જોઈ મને અતિ ઘણી કૃપા ઉત્પન્ન થઈ છે. આ પ્રમાણે તેણે કહેલા તે મુનિએ તે જળ પસંદ કર્યું નહિ, અને તે બુદ્ધિમાન્ ઉત્તંક ઉગ્ર વાણીથી અવિનાશિ તે કૃષ્ણને નિંદવા લાગ્યા તથા માતંગ (ચાંડાલ જાતિ માંહેલો) વારંવાર તેને 'જળ પિયો' એમ કહેવા લાગ્યો પણ ક્રોધસહિત તેણે ક્ષોભ પામેલાં અંતઃકરણને લીધે જળ પીધું નહિ. હે મહારાજ, તે રીતે તે મહાત્માએ નિશ્ચયથી ના પાડેલો તે (માતંગ) ત્યાંજ કૂતરાઓસહિત અંતર્ધાન પામ્યો. જ્યારે તેમ થતો તેને જોયો ત્યારે લજ્જાયુક્ત મનવાળા ઉત્તંક પોતાને શત્રુઓને હણનારા કૃષ્ણે છેતરેલો માનવા લાગ્યા. પછી તેજ માર્ગથી શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર કૃષ્ણ આવ્યા અને એને મ્હોટી બુદ્ધિવાળા ઉત્તંક કહેવા લાગ્યા–હે સમર્થ પુરૂષોમાં શ્રેષ્ઠ, તમારે તેવું જળ ઉત્તમ બ્રાહ્મણોને માતંગ (ચાંડાલ જાતિ)ની ઓખથી આપવું યોગ્ય નથી. આવી રીતે વચન કહેનારા તે ઉત્તંક પ્રત્યે, મહા બુદ્ધિમાન્ કૃષ્ણ શુભ

પાણીથી શાંત કરતા આ વાક્ય બોલ્યા–અહિં જેવાં ધરેલાં રૂપથી જળ દેવું યોગ્ય હતું તેવુંજ તમને આપ્યું પણ જે તમે જાણ્યું નહિ. મેં તમારે અર્થે વજ્ર જેના હાથમાં છે એવા શત્રુના પૂરને હણનારા ઇંદ્રને આવું કહ્યું કે તમે ઉત્તંકને જળરૂપ અમૃત આપો; ત્યારે હે ભૃગુના પુત્ર, તે સમર્થ દેવોના પતિએ મને કહ્યું કે મરણ ધર્મવાળો મનુષ્ય અમરપણાને ન પામવો જોઇએ માટે એને બીજો વર (બીજું ઇચ્છિત) આપો. મેં અનેકવાર તે શચીના પતિ ઇંદ્રને અમૃતજ આપવું છે એમ કહ્યું ત્યારે મને પ્રસન્ન કરી ફરીને તે દેવોનો ઇંદ્ર આ વાક્ય બોલ્યો–હે મ્હોટિ મતિવાળા, જો અમૃતજ આપવું છે તો હું માતંગ થઇને મહાત્મા ભૃગુના પુત્રને અમૃત આપિશ. જો આ રીતે ભૃગુનો પુત્ર, આજ, અમૃત લે તો આ હું ભૃગુના પુત્રને અમૃત આપવા જાઉંછું પણ હે વિભો, તે મને ના પાડશે તો હું કોઈ રીતે તેને અમૃત આપિશ નહિ. આવો ઠરાવ કરી તે ઇંદ્ર તે રૂપથી તમારી સમીપ આવ્યો હતો અને તમે અમૃત આપતા ચાંડાલના રૂપવાળા ભગવાન્ ઇંદ્રને ના પાડી. આ તમારી અતિ મ્હોટી ભૂલ થઇ તોય ફરીને પણ મેં જે તમારૂં ઇચ્છિત કરી શકાય એવું છે તે હું તમારી દુઃખે મટાડાય એવી જળની ઇચ્છાને સફળ કરિશ. હે બ્રાહ્મણ, જે દિવસોમાં તમને જળની ઇચ્છા થશે તે દિવસોમાં મારવાડ વિષે જળે ભરેલા મેઘ (વર્ષાદ) થશે અને હે ભૃગુના પુત્ર, તેઓ રસવાળું જળ આપશે. વળી તે 'ઉત્તંક મેઘ' એ રીતે કહેવાઇ ખ્યાતિ પામશે. આ પ્રમાણે કૃષ્ણે કહેલા તે વિપ્ર (ઉત્તંક) પ્રીતિમાન્ (ખુશ) થયા અને હે ભારત (ભરતવંશિ) આજ પણ મારવાડમાં ઉત્તંકના મેઘ વર્ષે છે.

इत्युक्तःप्रीतिमान्विप्रःकृष्णेनसबभूवह ।
अद्याप्युत्तङ्कमेघाश्चमरौवर्षन्तिमारत ॥ ३७ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि उ० पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥ ५५ ॥

---

जनमेजयउवाच ॥ उत्तङ्कःकेनतपसासंयुक्तोवैमहामनाः ।
यःशापंदातुकामोऽभूद्विष्णवेप्रभविष्णवे ॥ १ ॥

જનમેજયે પૂછ્યું—મોટા મનવાળા જે અતિ સમર્થ વિષ્ણુ (કૃષ્ણ)ને શાપ આપવા ઇચ્છાવાળા થયા હતા તે ઉત્તંક કયા તપે યુક્ત હતા? વૈ-

શંપાયને કહ્યું—હે જનમેજય, ઉત્તંક મ્હોટા તપથી યુક્ત અને ગુરૂના ભક્ત હતા; તેજસ્વી એવા તે ગુરૂથી બીજા કશાને માનતા નહિ. હે ભારત, સર્વ ઋષિયોના પુત્રોનો એ મનોરથ હતો કે આપણે શાથી ઉત્તંકના જેવી ગુરૂમાં વૃત્તિ પામિએ. હે જનમેજય, ત્યારે ઘણા શિષ્યોમાં ગૌતમની ઉત્તંક વિષેજ અધિક પ્રીતિ અને સ્નેહ હતો તે, ગૌતમ તેના ઇંદ્રિય નિગ્રહથી, પવિત્રતાથી, પરાક્રમવાળા કર્મથી અને સારી ચાકરીથીજ પ્રીતિમાન્ થયા હતા. હવે ઋષિ (ગૌતમ) હજારો શિષ્યોને જવા આજ્ઞા આપવા લાગ્યા પણ પરમ પ્રીતિને લીધે ઉત્તંકને આજ્ઞા આપવા તેણે ઇચ્છા કરી નહિ. હે તાત, ક્રમે કરી તે મહા મુનિ ઉત્તંકને જરા (વૃદ્ધાવસ્થા) પ્રાપ્ત થઈ પણ ત્યારે ગુરૂ જેને વહાલા છે એવા તે મુનિએ જાણી નહિ. પછી હે રાજેંદ્ર, કોઈ વખતે ઉત્તંક લાકડાં લેવા ગયા અને મ્હોટો લાકડાંનો ભારો આણ્યો. હે શત્રુને નિયમમાં રાખનાર, હે રાજન્, તે ભારાથી પીડિત દેહવાળા, અતિ થાકેલા, જમવાની ઇચ્છાવાળા, તેણે લાકડાંનો ભારો પૃથ્વી ઉપર નાંખ્યો. તે વખતે રૂપાના જેવી કાંતિવાળી તેની જટા લાકડામાં લાગેલી (ભરાયેલી) હતી તેથી તે લાકડાંઓની સાથે ધરતીને તલે પડયા અને હે ભારત, ભૂખવાળા તે, ભારથી ભૂકો થઈ ગયા જેવા થયા. આ રીતે તે સમયે વયની (ઉમ્મરની) તે અવસ્થા (સ્થિતિ) જોઈ પીડિત સ્વરથી રોવા લાગ્યા. પછી તે ટાણે પિતાની આજ્ઞાથી મસ્તકવડે નમેલાં, ધર્મને જાણનાર, સુંદર કેડવાળાં, વિશાળ નેત્રવાળાં અને કમળનાં પાન સરખાં મુખવાળાં, ગુરૂની પુત્રી હાથે કરી તેનાં આંસુ લુવા લાગ્યાં- તે આંસુનાં ટીપાંઓથી બળેલા તેના હાથ હેઠે પડયા અને પૃથ્વી તે આંસુના પડવાઓને ધારણ કરી શકી નહિ પણ ગૌતમ તો પ્રસન્ન મનવાળા થઈ ઉત્તંક બ્રાહ્મણને કહેવા લાગ્યા—હે તાત, આજ તમારૂં આ મન શાથી શોક ભરેલું છે? હે વિપ્ર ઋષિ, હું ખરાપણાથી સાંભળવા ઇચ્છું છું માટે તે તમે પોતાની મેળે કહો. ઉત્તંક બોલ્યા—હે દ્વિજોમાં શ્રેષ્ઠ, અહિં તમારામાં રહેલા મનથી, તમારૂં પ્રિય કરવાની ઇચ્છાથી, તમારી ભક્તિને પામવાથી અને તમારા ભાવને અનુસરવાથી મેં જરાને જાણી નહિ ને મેં સુખને જાણ્યું નહિ, તમે મારી બરોબર નહિ એવા, આવેલા સો અને હજારો શિષ્યોને રજા આપી પણ તમે સો વર્ષ રહેતાં મને જવા આજ્ઞા આપતા નથી. ગૌતમ બોલ્યા—હે દ્વિજ શ્રેષ્ઠ, તમારી પ્રીતિ યુક્ત થવાથી અને તમારી ગુરૂ સેવાથી મેં વહી જતા મ્હોટા વખતને જાણ્યો નહિ પણ હે ભૃગુના પુત્ર, જો આજ તમારી જવામાં શ્રદ્ધા હોય તો અનુજ્ઞા લઈ

તમે પોતાને ઘેર જાઓ, ઘણી વાર લગાડો માં. ઉત્તંક બોલ્યા—હે દ્વિજ શ્રેષ્ઠ, હું કયો! ગુરૂ માટે પદાર્થ આપું, તે તમે કહો? હે સમર્થ, હું તે આપી તમારી આજ્ઞા પામી જઇશ. ગૌતમ બોલ્યા—હે બ્રહ્મન્, સજ્જનો ગુરૂના અતિ સંતોષનેજ દક્ષિણારૂપ કહે છે માટે હું અવશ્ય તમારાં આચરણથી પ્રસન્ન થયો છું એમાં સંશય નથી. હે ભૃગુના કુળને ધારણ કરનાર, વળી જો આજજ તમે સોળ વર્ષના જુવાન થાઓ તો આ રીતે મને પરિતોષ (સંતોષ) પામેલા જાણો. હે દ્વિજ, આનાવિના બીજી સ્ત્રી તમારૂં તેજ સેવવા યોગ્ય નથી માટે પોતાની દીકરી, કન્યા તમને પત્ની આપુંછું (પત્નીરૂપ કરી દેઉંછું). આ સાંભળ્યા પછી યુવાન થયેલા તેણે તે યશવાળી કન્યાને લીધી અને ગુરૂએ આજ્ઞા આપેલા તે ગુરૂની સ્ત્રીને કહેવા લાગ્યા કે મને આજ્ઞા કરો. તમને શું ગુરૂ સારૂ ધન આપું? હું પ્રાણોથી પણ, ધનથી પણ પ્રિય તથા હિત કરવા ઇચ્છુંછું માટે આ જગત્માં જે દુર્લભ, અતિ અદ્ભૂત અને મ્હોટું રત્ન હશે તે, તપવડેલા વિશ એમાં મને સંશય નથી. અહલ્યા બોલ્યાં—હે પાપથીરહિત વિપ્ર, નિરંતર તમારી ભક્તિથી તમને પ્રસન્ન થયેલી છું. હે તાત, આ ઇચ્છા પ્રમાણે તમારૂ કલ્યાણ થાઓ તથા તમે ઇચ્છા પ્રમાણે જાઓ. વૈશંપાયન બોલ્યા—હે મહારાજ ફરીને પણ ઉત્તંક વચન બોલ્યા. હે માત, મને તમારૂં પ્રિય કરવાનું કહો. અહલ્યા બોલ્યાં—સૌદાસ રાજાની સ્ત્રી (મદયંતી)એ જે દિવ્ય, મણિમય કુંડળ ધારણ કર્યાં છે તે લાવો, તમારૂં કલ્યાણ થાઓ અને આ લાવવાથી ગુરૂનો અર્થ ઠીક કરેલો થશે. આ સાંભળી પછી હે જનમેજય, તે (ઉત્તંક) 'તમે કહો છો તે રીતે કરીશ' એમ પ્રતિજ્ઞા લઇ ગુરૂની સ્ત્રીનું પ્રિય કરવામાટે તે વખતે તે લેવા ચાલી નિકળ્યો અને પછી તે, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવો ઉત્તંક ઝટ રાક્ષસ થયેલા સૌદાસ પાસે મણિનાં કુંડળ માગવા ગયો. અહિં ગૌતમ પત્નીને કહેવા લાગ્યા કે આજ ઉત્તંક દેખાતો નથી, આ રીતે પૂછેલાં તે સ્ત્રીએ કુંડળને કાજે ગયેલો કહ્યો. આ સાંભળ્યા પછી તેણે સ્ત્રીને કહ્યું કે તમે આ સારૂં ન કર્યું, શાપે આપેલો તે રાજા જરૂર તે બ્રાહ્મણને હણશે. અહલ્યા બોલ્યાં—હે ભગવન્, અજાણતાં મેં તેને આજ્ઞા કરી પણ તમારી કૃપાથી તેને કંઇ ભય થશે નહિ, આ પ્રમાણે કહેલા ગૌતમ, તે સ્ત્રીને 'એમ થાઓ' એવું કહેવા લાગ્યા અને ઉત્તંક પણ શૂન્ય વનમાં તે રાજાને જોવા લાગ્યા.

इत्युक्तःप्राहतांपत्नीमेवमस्त्वितिगौतमः ।
उत्तङ्कोपिवनेशून्येराजानंतंददर्शह ॥ ३ ८॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० उ० कुण्डलाहरणेषट्पञ्चाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

---

**वैशम्पायनउवाच** ॥ सतंदृष्ट्वातथाभूतंराजानंघोरदर्शनम् ।
दीर्घश्मश्रुधरंनृणांशोणितेनसमुक्षितम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા—તે બ્રાહ્મણે તેમ થયેલા, ભયંકર દેખાવવાળા, મ્હોટી ડાઢીને ધારણ કરનારા અને નરોનાં લોહિએ ભિંજેલા તે રાજાને જોઈ દુઃખ ધારણ કર્યું નહિ પણ મહા તેજસ્વી, ભય કરનાર, યમની ઉપમા અપાય એવો રાજા ઉભો થઇ એને કહેવા લાગ્યો–હે કલ્યાણરૂપ દ્વિજ શ્રેષ્ઠ, ઠીક તમે છઠ્ઠે કાળે ભક્ષ્ય (ખાવાનું) શોધતાં મારી સમીપ આવી મળ્યા છો. ઉત્તંક બોલ્યા—હે રાજન્, પંડિતો ગુરૂને અર્થે ઉદ્યમ કરનારને હિંસા કરવા લાયક કહેતા નથી માટે મને ગુરૂના અર્થ સારૂ ફરવા આવેલા જાણો. રાજા બોલ્યો—હે દ્વિજોમાં શ્રેષ્ઠ, મને છઠ્ઠે કાળે આહાર કરવો કહેલો છે અને આજ અવશ્ય ક્ષુધા (ભૂખ) લાગી છે માટે મેં તમને તજી શકાય એમ નથી. ઉત્તંક બોલ્યા—હે મહારાજ, તમે કહો છો એમ થાઓ પણ મારો ઠરાવ કરો, "હું ગુરૂનું કામ પૂરૂં કરી પાછો તમારે વશ આવિશ. હે રાજાઓમાં શ્રેષ્ઠ, મેં ગુરૂની પાસે જે કામ કરવું કબૂલ કરેલું છે તે હે નરોના ઇશ્વિર, રાજાઓના ઇંદ્ર, તમારે આધિન છે માટે તમારી પાસે તે માગુછું. હે નરશ્રેષ્ઠ, તમે નિત્ય મુખ્ય વિપ્રોને રત્નો આપોછો, તમે આ પૃથ્વીમાં દાતા તથા પાત્રરૂપ થયેલા છો માટે હે નૃપ શ્રેષ્ઠ, મને પણ દાન લેવામાં યોગ્ય જાણો. હે શત્રુને દંડ દેનાર હે રાજેંદ્ર, તમને આધિન એવું ગુરૂનું કામ તેને સોંપી ઠરાવથી પાછો અહિં તમારે વશ આવિશ. તમારી પાસે આ સત્ય પ્રતિજ્ઞા કરૂંછું, આમાં કોઈ રીતે પણ ખોટું નથી. મેં પોતાની ઇચ્છાથી વર્તનારાઓમાં પણ પ્રથમ ખોટું કહ્યું નથી ત્યારે બીજે ક્યાંથી કહું? સૌદાસ બોલ્યો—જો તમારા ગુરૂનું કામ મારે આધિન છે તો તે કરેલુંજ છે. જો હાલ હું દાન લેવરાવવા (દાન દેવા) યોગ્ય છું તો મને તે (દેવાનું હોય તે) કહો. ઉત્તંક બોલ્યા—હે પુરૂષોમાં ઉત્તમ, સદા હું તમને દાન દેવા યોગ્યજ માનુંછું તેથી તે (આ) હું તમારી પાસે મણિવાળાં કુંડળ માગવા આવ્યો છું. હે વિપ્રર્ષિ સુવ્રત, તે બે યોગ્ય મણિનાં કુંડળ મારી સ્ત્રીનાં છે, તમે બીજો પદાર્થ માગો તે તમને જરૂર આપિશ. ઉત્તંક બોલ્યા—હે પૃથ્વીના ધણિ, તમારા મિષથી ઘણું થયું (બસ છે). જો અમે

તમારા પ્રમાણરૂપ છીએ તો મને કુંડળ આપો અને સત્યવક્તા થાઓ. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે કહેલા રાજા ફરીને તે ઉત્તંકને વચન કહેવા લાગ્યો—હે અધિક સજ્જન, જાઓ તથા મારાં વચનથી દેવી (રાણી) ને આપો એમ કહો. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, આ રીતે મારા કહેવાથી તમે કહેલાં પવિત્ર વ્રતવાળાં તે અવશ્ય તે બે કુંડળ તમને આપશે એમાં સંશય નથી. ઉત્તંક બોલ્યા—હે નરોના ઇશ્વિર, મેં ક્યાં તમારી પત્ની જોઈ શકાય એમ છે? પોતેજ તમે શા સારૂ પત્નીની સમીપ જતા નથી? સૌદાસ બોલ્યા—આજ તમે તેને કોઈ પણ વનનાં (અરણ્ય અથવા જળનાં) ઝરણાંની પાસે દેખશો. આજ છઠ્ઠા કાળમાં (છઠ્ઠે દિવસે) મેં તે જરૂર જોઇ શકાય એમ નથી. વૈશંપાયન બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ, તે રીતે કહેલા તે ઉત્તંક ચાલતા થયા અને મદયંતીને જોઈ તે પોતાનું પ્રયોજન જણાવવા લાગ્યા. તે વખતે હે જનમેજય, સૌદાસનું વચન સાંભળી તે પ્હોળાં નેત્રવાળી મદયંતી મહાબુદ્ધિમાન્ ઉત્તંકને કહેવા લાગી—હે અધર્થીરહિત બ્રાહ્મણ, તમે ખોટું નથી બોલતા પણ કોઈ નિશાની (એંધાણ) લાવવા યોગ્ય છો માટે આવું આ કહો કે નિત્ય દેવ, યક્ષ અને મહર્ષિઓ તે તે ઉપાયોથી મારાં આ દિવ્ય (દીપ્ત) મણિમય કુંડળોને હરવાની ઇચ્છાએ કરી છિદ્રો (દોષો)નો વિચાર કરે છે. જો આ રત્ન પૃથ્વીમાં પડ્યું હોય તો સર્પો તેને પામી લે છે. જો અપવિત્ર રહી ધારણ કરેલું હોય તો યક્ષો અથવા સુરો નિદ્રાવશપણાથી ઝોંટી જાય છે. હે દ્વિજશ્રેષ્ઠ, આ છિદ્રો થવાથી દેવ, રાક્ષસ અને નાગ, આને હરિ જાય છે માટે ગાફલ થયાવિના આ ધારણ કરાય છે. હે દ્વિજશ્રેષ્ઠ, દિવસ તથા રાત્રિમાં આ, સુવર્ણને સ્ત્રવેછે અને રાતે નક્ષત્ર તથા તારાઓની કાંતિને દૂર ફેંકી (તરછોડી) વર્તે છે. હે ભગવન્, આને ધારણ કરવાથી ક્યારેય પણ ઝેર, અગ્નિ અને ઝેરી જીવોથી ભય નથી થનાર ત્યારે ક્ષુધા તથા પાણી પીવાની ઇચ્છા (તર્ષ)ની બીક ક્યાંથી થાય? (ન થાય). જ્યારે ન્હાનાએ આ ધારણ કરાય છે ત્યારે ન્હાનાં થાય છે અને યોગ્યે ધારણ કરાય ત્યારે તેના પ્રમાણવાળાં થાય છે. આવા પ્રકારનાં અતિ માન પામેલાં, ત્રણ જગતમાં જાણેલાં, આ મારાં કુંડળ છે માટે તેનું એંધાણ આણો.

एवंविधेममैतेवैकुण्डलेपरमार्चिते ।
त्रिपुलोकेषुविज्ञातेतदाभिज्ञानमानय ॥ २८ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० उ० सप्तपञ्चाशत्तमोऽध्यायः ॥ ५७ ॥

---

**वैशम्पायनउवाच** ॥ समित्रसहमासाद्यअभिज्ञानमयाचत ।
तस्मैददावभिज्ञानंसचेक्ष्वाकुवरस्तदा ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા—જ્યારે તેણે સૌદાસની પાસે જઈ એંધાણ માગ્યું ત્યારે ઇક્ષ્વાકુના કુળમાં ઉત્તમ એવા તે રાજાએ તેને એંધાણ આપ્યું, સૌદાસ બોલ્યા—આ ગતિ (સ્થિતિ) ક્ષેમવાળી (કલ્યાણવાળી-સારી) નથી, તેમ આથી બીજી પણ ગતિ નથી, આ મારૂં મત જાણી મણિનાં કુંડળ આપો એમ કહો, આવું કહેલા ઉત્તંકે ભર્ત્તારનું વચન તે (સ્ત્રી)ને ફરી કહ્યું અને સાંભળી તેજ વખતે તેણે તે, મણિમય કુંડળ ઉત્તંકને આપ્યાં, તે બે કુંડળને પામી ઉત્તંક પાછો રાજા પાસે બોલ્યો. હે પૃથ્વીના પતિ, તમે શું એ છાનું બોલ્યા? એ સાંભળવા ઇચ્છું છું. સૌદાસે કહ્યું-ક્ષત્રિ લોકો સ્વભાવથીજ બ્રાહ્મણોને માને છે અને બ્રાહ્મણોથી પણ ઘણા દોષો જરૂર પ્રકટ થાય છે, આ હું બ્રાહ્મણોને નમતાં છતાં બ્રાહ્મણથી દોષને પામ્યો અને મદયંતીરૂપ સહાયવાળો બીજી ગતિ દેખતો નથી. હે ગતિવાળાઓમાં ઉત્તમ હે દ્વિજોત્તમ, અહિં રહેવામાં અને સ્વર્ગના દ્વાર આગળ જવામાં પણ બીજી ગતિ જોતો નથી. વળી વિશેષ, બ્રાહ્મણોની સાથે વિરૂદ્ધ થઈ રાજાએ જગતમાં રહી શકાતું નથી, તેમ મરણ પછી સુખ પામી વધાતું નથી માટે તમને પ્રિય એવા મે પોતાનાં આ મણિમય કુંડળ આપ્યાં પણ તમે જે, આજે ઠરાવ કરચો છે તે મારી પાસે સફળ કરજો. ઉત્તંક બોલ્યા—હે શત્રુને તપાવનાર રાજન્, તમે કહો છો તેમ અહિં કરિશ, પાછો તમારે વશ આવિશ પણ તમને કોઈ પ્રશ્ન પૂછવા પાછો આવ્યો છું. સૌદાસે કહ્યું—હે વિપ્ર, ઇચ્છા પ્રમાણે પૂછો, તમને જવાબ આપિશ અને તમારો સંશય ટાળિશ એમાં મને વિચાર નથી. ઉત્તંક પૂછવા લાગ્યા-ધર્મની નિપુણતાને જાણનારાઓ વાણી જેણે નિયમમાં રાખેલી છે તેને વિપ્રરૂપ કહે છે અને જે મિત્રોમાં સમ નથી તેને ચોર છે એમજ માને છે માટે હે પૃથ્વીના પતિ, આજ તે (આ) તમે મારા મિત્રપણાને પામ્યા છો તેથી હે પુરૂષોમાં શ્રેષ્ઠ, તે આપ મને પોતે માનેલી બુદ્ધિ આપો. આજ હું અહિં અર્થને પામ્યો છુ અને તમે પુરૂષને ખાનારા (રાક્ષસ) છો માટે મારે તમારી સમીપ આવવું યોગ્ય છે અથવા નથી એ કહો?

સૌદાસ બોલ્યો–હે દ્વિજોમાં શ્રેષ્ઠ, અને હે ઉત્તમ દ્વિજોમાં પણ ઉત્તમ, જો તમે અહિં મને યોગ્ય કહેવાનું પૂછતા હો તો કોઈ રીતે પણ મારી સમીપ આવવું નહિ. હે ભૃગુકુળને ધારનાર વિપ્ર, આ રીતે તમારૂં શ્રેય જોઉં છું અને આવવાથી જરૂર તમારૂં મરણ થશે એમાં સંશય નથી. વૈશંપાયન બોલ્યા–આ રીતે જ્યારે બુદ્ધિમન્ રાજાએ તેને યોગ્ય હિત કહ્યું ત્યારે તે રાજાની આજ્ઞા લઈ અહલ્યાની તરફ ગયા, ગુરૂની પત્નીનું પ્રિય કરનાર તે દિવ્ય કુંડળને લઈ મ્હોટા વેગથી ગૌતમના આશ્રમ તરફ ચાલ્યા. જે રીતે મદયંતીએ તે બેનું રક્ષણ કરવું કહ્યું હતું તે રીતે તે કુંડળને કાળાં અથવા કાળીયાર મૃગનાં ચર્મમાં બાંધી આણ્યાં. તે વખતે ક્ષુધાનો ભરાવો થવાથી તે ક્યાંક પણ ફળોના ભારવાળું બિલ્વ વૃક્ષ (બીલ્લું) જોવા લાગ્યા અને તે વિપ્રર્ષિ તે ઝાડ ઉપર ચઢયા. પછી હે શત્રુને દમનાર, તે વખતે તેનીજ શાખામાં કાળાં ચામડાને બાંધી તે શ્રેષ્ઠ વિપ્ર બિલ્વ ફળો પાડવા મંડ્યા. એ પછી હે વિભો, જ્યારે બિલ્લાંઓએ તેનાં નેત્ર ખેંચ્યાં હતાં તથા તે પાડતા હતા ત્યારે તે બિલ્લાંઓ તેજ ચર્મ ઉપર પડવા લાગ્યાં અને ઉત્તમ વિપ્રે જેમાં તે કુંડળ બાંધ્યાં હતાં તેનું બંધન (ગાંઠ) બિલ્લાંઓના પ્રહારો (વાગવા) થી તે સમયે તુટયું તથા તત્કાળ કુંડળ સહિત તે ચર્મ વૃક્ષથી પડયું. જ્યારે તુટેલા બંધવાળું તે કાળું ચર્મ પૃથ્વી ઉપર પડયું ત્યારે ઐરાવતના કુળમાં થયેલા કોઈ નાગે તે મણિવાળાં કુંડળ જોયાં અને ઉતાવળો થઈ તે મુખમાં તે કુંડળને લઈ તેજ વખત રાફડામાં પેસી ગયો. આ રીતે કુંડલોને સર્પે હરેલાં જોઈ ઉદ્વેગ સહિત તે, દુઃખથી ઘણા ક્રોધવાન્ થઈ વૃક્ષથી પડયા, અને તે વખતે તે દંડનું કાષ્ટ લઈ રાફડાને ખોદવા મંડ્યા. હે ભારત, તે વખતે ક્રોધ ને વિચારથી સંતાપ પામેલા તે શ્રેષ્ઠ બ્રાહ્મણે વ્યગ્ર થયા વિના પાંત્રિશ દિવસો સુધી રાફડો ખોદ્યો. ત્યારે સહન ન થાય એવા તેના વેગને ન ખમનારી, દંડના લાકડાથી પીડિત અંગવાળી, અતિ આકુળ બનેલી વસુંધરા (વસુને ધારણ કરનારી પૃથ્વી) કંપવા લાગી. જ્યારે નિશ્ચયથી નાગ લોકના માર્ગને કરવાની ઇચ્છાથી તે વિપ્રર્ષિ પૃથ્વીનાં તળાંને ખોદતા હતા ત્યારે મહા તેજસ્વી, વજ્ર જેના હાથમાં છે એવો ઇંદ્ર ઘોડાથી યુક્ત રથમાં બેસી તે દેશમાં આવ્યો અને તે ઉત્તમ દ્વિજને નિહાળવા લાગ્યો. વૈશંપાયને કહ્યું—તેણે તેનાં દુઃખે કરી દુઃખી બ્રાહ્મણ બની ઉત્તંકને કહ્યું કે આ તમારાથી અશક્ય થઈ શકવાનું નથી; કેમકે અહિંથી નાગલોક (પાતાલ) હજારો યોજન છે માટે હું આ, તમારૂં કામ દંડના કાષ્ટથી થાય એવું મા-

નતો નથી. ઉત્તંક બોલ્યા—હે દ્વિજોમાં ઉત્તમ બ્રાહ્મણ, જો નાગ લોકમાં મારાથી કુંડળ નહિ પામી શકાય તો તમારા જોતાં પ્રાણ તજીશ. વૈશંપાયને કહ્યું—જ્યારે તે વજ્રને હાથમાં ધારણ કરનાર ઇંદ્ર તેના નિશ્ચયને ફેરવી શક્યો નહિ ત્યારે તેણે દંડને વજ્રાસ્ત્રની સાથે જોડ્યો. પછી હે જનમેજય, વજ્રના પ્રહારોથી ભેદાતી પૃથ્વીએ નાગ લોકનો રસ્તો કર્યો. ત્યારે તે રસ્તેથી તે નાગલોક પ્રત્યે પેઠા અને હજારો યોજનમાં દિવ્ય, મણિ ને મુક્તાઓથી શણગારેલા તથા સુવર્ણમય કોટના સમૂહોથી યુક્ત નાગલોકને નિરખવા લાગ્યા. હે મહાભાગ, તેમજ સ્ફટિકનાં પગથિયાંઓવાળી, નિર્મળ જળવાળી વાવ્યોને, નદીઓને તથા જૂદા જૂદા પ્રકારનાં પક્ષિઓનાં ટોળાંઓથી યુક્ત ઘણાં વૃક્ષોને જોવા લાગ્યા, તે ભૃગુકુળને ધારણ કરનારાએ તે લોકનું પાંચ યોજન વિસ્તારવાળું અને સો યોજન લાંબું દ્વાર દીઠું. તે વખતે નાગલોકને જોઈ ઉત્તંક તો દીનજ થયા અને ત્યાં ફરીને કુંડળ લેવામાં નિરાશ થયા. ત્યાં તેજથી પ્રકાશતો હોય તેવો, શ્યામ તથા શ્વેત વાળવાળો, રાતાં મુખ અને નેત્રવાળો કૌરવનો ઘોડો તેને કહેવા લાગ્યો—હે વિપ્ર, તમે મારાં અપાન (ગુદ) સ્થાનને ધમો (ફુંકો) તેથી અહિં ઐરાવતના પુત્રે તમારાં કુંડળ આણેલાં છે તેને પામશો. હે પુત્ર, આ બાબતમાં તમે કોઈ પણ રીતે સુગ કરો માં; કેમકે જ્યારે તમે ગૌતમના આશ્રમમાં હતા ત્યારે તમે તે આચરણ કર્યું હતું. ઉત્તંક બોલ્યા—હું તમને ગુરૂના આશ્રમ પ્રત્યે હતા એમ કેમ જાણું? માટે મેં જે પૂર્વે આચરેલું હોય તે સાંભળવા ઇચ્છું છું. ઘોડો બોલ્યો—હે વિપ્ર, તમે મને ગુરૂનો ગુરૂ, પ્રકાશ પામનાર અગ્નિ જાણો હે ભૃગુના પુત્ર, હે વિપ્ર, તમે પવિત્ર થઈ સદા ગુરૂને અર્થે મારી વિધિ પ્રમાણે પૂજા કરેલી છે માટે તમારૂં શ્રેય કરિશ, ઘણો વખત કરો માં. આ રીતે અગ્નિના કહેવાથી ઉત્તંક તેમ કરવા લાગ્યા અને પ્રીતિમાન્ અગ્નિ પણ, બાળવાની ઇચ્છાથી અધિક પ્રકાશવા મંડ્યો. પછી હે ભારત, એના ધમવાથી ત્યાં રોમ (રૂવાડાં)રૂપ કૂવાઓથી નાગલોકનાં ભયને ધારણ કરનાર ઘાટો ધૂમાડો ઉત્પન્ન થયો. હે ભરતકુળના મહારાજ, તે વધતા મ્હોટા ધૂમાડાથી કશું જણાતું ન હતું. હે જનમેજય, વાસુકિ વગેરે નાગોનાં ઘરો ધૂમાથી રૂદ્ધ થયેલાં પ્રકાશતાં ન હતાં અને સઘળું ઐરાવતનું સ્થાન હાહાકારવાળું થયું હતું. વળી પર્વતો તથા વનો જેમ ઝાકળથી ઢાંકેલાં હોય તેમ થયાં હતાં. આ રીતે ધૂમથી રાતાં નેત્રોવાળા, અગ્નિનાં તેજથી તપેલા તેઓ મહાત્મા ભૃગુનો નિશ્ચય જાણવા આવ્યા અને તે અતિ તેજસ્વી મહર્ષિનો

નિશ્ચય જાણી ફરતાં નેત્રોવાળા સર્વ વિધિ પ્રમાણે પૂજા કરવા લાગ્યા. વૃદ્ધ તથા બાળક વગેરે સર્વ નાગ બે હાથ જોડી મસ્તકોથી નમન કરી 'હે ભગવન્ પ્રસન્ન થાઓ' એમ કહેવા લાગ્યા અને તે નાગોએ બ્રાહ્મણને પ્રસન્ન કરી, પાદ્ય (પગ ધોવાનું) અને પૂજાના વિધિનું જળ નિવેદન કરી પરમ પૂજેલાં દિવ્ય કુંડળ આપ્યાં. પછી નાગોએ પૂજેલા પ્રતાપી એવા તે ઉત્તંક તે વખતે અગ્નિને પ્રદક્ષિણા કરી તે ગુરૂના ઘર તરફ ગયા. હે દુઃખ અથવા પાપથી રહિત રાજન્, તેણે ત્વરાથી ગૌતમને ઘેર જઈ તેજ વખતે ગુરૂની સ્ત્રીને દિવ્ય કુંડળ આપ્યાં અને હે જનમેજય, દ્વિજોમાં શ્રેષ્ઠ એવા ઉત્તંકે વાસુકિ વગેરે નાગોનું થયેલું સર્વ ગુરૂને યથાયોગ્ય કહ્યું. આ રીતે હે જનમેજય, ત્યારે તે મહાત્માએ ત્રણ લોકમાં ફરી તે દિવ્ય મણિ કુંડળ આણ્યાં હતાં. હે ભરત શ્રેષ્ઠ, તમે મને જે પૂછો છો તે ઉત્તંક મુનિ એવાં સામર્થ્યવાળા ને ઉત્તમ તપથી યુક્ત હતા.

एवंप्रभावःसमुनिरुत्तङ्कोभरतर्षभ ।
परेणतपसायुक्तोयन्मांत्वंपरिपृच्छसि ॥ ६० ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि उ० अष्टपञ्चाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

---

**जनमेजयउवाच** ॥ उत्तङ्कस्यवरंदत्वागोविन्दोद्विजसत्तम
अतऊर्ध्वंमहाबाहुःकिंचकारमहायशाः ॥ १ ॥

જનમેજયે પૂછ્યું--હે દ્વિજોમાં શ્રેષ્ઠ (વૈશંપાયન), ઉત્તંકને વર આપિ એના પછી મ્હોટી ભુજાવાળા મહા યશસ્વિ ગોવિંદે (કૃષ્ણે) શુ કર્યું? વૈશંપાયને કહ્યું--ઉત્તંકને વરદાન આપી કૃષ્ણ સાત્યકિની સાથે શીઘ્ર વેગવાળા મ્હોટા ઘોડાઓથી દ્વારકાં પ્રત્યેજ ચાલ્યા અને પછી સરોવર, નદીઓ, વનો અને પર્વતોને તજી રમણીય દ્વારકાંપુરી પ્રત્યે આવ્યા. જ્યારે રૈવતનો (ગિરનારનો) ઉત્સવ ચાલતો હતો ત્યારે યુયુધાન (સાત્યકિ) જેને અનુસરનાર છે એવા કમળના સરખાં નેત્રોવાળા કૃષ્ણ પ્રાપ્ત થયા. હે પુરૂષોમાં શ્રેષ્ઠ, તે વખતે તે પર્વત પણ જૂદાં જૂદાં રૂપોવાળા, વિશેષ આશ્ચર્યોવાળા, રત્નમય કોશો (ખજાનાઓ)થી યુક્ત શોભતો હતો. સુવર્ણની માળાઓ, ઉત્તમ પુષ્પો, વસ્ત્રો, કલ્પવૃક્ષો ને સુવર્ણ જેવાં દીપવૃક્ષોથી અત્યંત શોભિત, મ્હોટો પર્વત ગુફા તથા ઝરણાંઓના ભાગોમાં દિવસરૂપ થયેલો હતો. ઘંટાઓસહિત વિચિત્ર,

પતાકાઓથી, પુરૂષોથી અને સ્ત્રીઓથી ચોતરફ ગાજેલો જાણે ઉત્તમ ગીતવાળો હોય તેવો થયો હતો. હે ભરતવંશમાં થયેલા અથવા ભરતખંડમાં થયેલા, જેમ મુનિયોના સમૂહોએ જોવા યોગ્ય મેરૂ પર્વત થાય તેમ મત્ત અને હર્ષિતરૂપવાળાં સ્ત્રી પુરૂષોએ અતિ જોવા લાયક થયો હતો. પર્વતના ગાનારાઓનો શબ્દ આકાશ અથવા સ્વર્ગને સ્પર્શ કરતો હોય તેમ રમત વગેરેમાં આસક્તિથી ગાફલ થયેલા, મદ્ય વગેરેથી બેભાન બનેલા અને ખુશ થતા જનોનાં કૂદવાં અને ખેંચવાંઓથી આકુળ થયો હતો; તેમ પૃથ્વીને ધારણ કરનાર પર્વત, કિલકિલ શબ્દોથી (કલકલાટથી) મનને હરનાર, હાટ ને બજારવાળો, રમણીય, ભક્ષણ ને ભોજન કરવાના પદાર્થો તથા ક્રીડાનાં સ્થાનકોવાળો થયો હતો. વસ્ત્ર ને માળાઓના સમૂહોથી યુક્ત, વીણા, વેણુ અને મૃદંગવાળો તે મહા પર્વતનો ઉત્સવ દીન, અંધ અને કૃપણ વગેરે જનોને સદા અપાતા સુરા[1] તથા મૈરેયથી[2] મિશ્ર ભક્ષણ[3] કરવાંની અને ભોજન[4] કરવાના પદાર્થોએ કરી પરમ કલ્યાણ કરનાર ભાસતો હતો. હે વીર! પુણ્યકારિ સ્થાનવાળો પુણ્ય કરનારાઓએ સેવેલો, શૂરા યાદવોનો ગિરનારના ઉત્સવમાં થયેલો વિહાર અને ઘરોથી ભરેલો તે પર્વત દેવના લોક જેવો શોભતો હતો. તે સમયે હે ભરતશ્રેષ્ઠ, કૃષ્ણના સમીપપણાને પામી તે પર્વતોનો રાજા ઈંદ્રનાં સ્થાન સરખો થયો હતો. આ રીતે સારી પેઠે પૂજાતો તે સુંદર સ્થાન પ્રત્યે પેઠો અને કૃષ્ણ તથા સાત્યકિ પોતાને સ્થાનકે ગયા ને ઘણા કાળના પ્રવાસથી હર્ષયુક્ત મનથી તેમાં પેઠા. દાનવોમાં સુખે ન કરી શકાય એવું કર્મ કરી જેમ ઈંદ્ર આવે તેમ દુષ્કર કામ કરી આવેલા, વૃષ્ણિકુળમાં થયેલા મહાત્મા કૃષ્ણની સામે જેમ દેવો ઈંદ્રની સામે જાય તેમ ભોજ, વૃષ્ણિ અને અંધક કુળના જનો ગયા. તે વખતે તેઓનો સત્કાર કરી કુશળ પૂછી પ્રસન્ન થયેલા, ધારણાવાળી બુદ્ધિવાળા તે તેજ વખત પિતા અને માતાને વંદન કરવા લાગ્યા. પછી તે બેઓએ ભેટેલા, ને શાંત કરેલા તે સમીપ બેઠેલા તે સર્વ વૃષ્ણિયોથી મળ્યા અને વિશ્રાંતિ પામેલા મહા તેજસ્વી તથા જેણે ચરણની શુદ્ધિ કરેલી છે એવા તે પિતાએ પૂછેલા તે સર્વ મહા યુદ્ધને કહેવા લાગ્યા.

---

૧ ગોળ, લોટ અથવા મધથી બનેલું મદ્ય. ૨ શેરડી અથવા શાક વગેરેથી થયેલું મદ્ય. ૩ ચાવવાનાં ફળ વગેરે. ૪ જમવાનાં લાડુ વગેરે પદાર્થો.

सविश्रान्तोमहातेजाःकृतपादावनेजनः ।
कथयामासतत्सर्वंपृष्टःपित्रामहाहवम् ॥ २१ ॥
इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि द्वा० ऊनषष्टितमोऽध्यायः ॥ ५९ ॥

---

**वसुदेवउवाच** ॥ श्रुतवानस्मिवार्ष्णेयसङ्ग्रामंपरमाद्भुतम् ।
नराणांवदतांतत्रकथंवातेषुनित्यशः ॥ १ ॥

વસુદેવે પૂછ્યું—હે વૃષ્ણિ કુળમાં થયેલા કૃષ્ણ, મે નરોના કહેતાં પરમ આશ્ચર્યવાળું યુદ્ધ સાંભળ્યું છે પણ ત્યાં તેઓમાં નિત્ય કેવી રીતે થતું તે મ્હોટી ભુજાવાળા તમે પ્રત્યક્ષ જોનાર તથા રૂપને જાણનાર છો માટે હે અઘરહિત, જે રીતે મહાત્મા પાંડવોનું તે યુદ્ધ ભીષ્મ, કર્ણ, કૃપાચાર્ય દ્રોણાચાર્ય અને શલ્ય વગેરેની સાથે ઉત્તમ થયું હોય તથા બીજા પણ કુશળ અસ્ત્રવાળા, જૂદા જૂદા વેશ અને આકારવાળા ને જૂદા જૂદા દેશમાં વસનારા અનેક ક્ષત્રિયોનું યુદ્ધ થયું હોય તે રીતે સત્યપણાથી મને કહો. વૈશંપાયને કહ્યું—આ રીતે માતાની સમીપ પિતાએ તે પૂછ્યું તેથી કમળના સરખાં નેત્રવાળા કૃષ્ણ જે રીતે યુદ્ધમાં કુરૂના શૂરોનું મરણ થયું હતું તે રીતે કહેવા લાગ્યા. વસુદેવના પુત્રે ( કૃષ્ણે ) કહ્યું—મહાત્મા ક્ષત્રિયોનાં અતિ અદ્ભુત કર્મો ઘણાં હોવાથી સો સો વર્ષોએ પણ કહી શકાય એવાં નથી પણ હે અમર (દેવ)ના સરખી કાંતિવાળા, મુખ્યપણાથી ટુંકાણમાંજ અથવા એકઠાં કરી સત્ય કહેવાતાં પૃથ્વીના પતિયો ( રાજાઓ )નાં કર્મો મારાથી સાંભળો. જે રીતે ઇંદ્ર દેવોના સેના પતિ થાય તે રીતે કૌરવ પતિયોની સેનાઓના પતિ, કૌરવોમાં થયેલા ભીષ્મ અગિયાર સેના (ફોજની ટુકડી)ઓના પતિ થયા હતા; તેમ શ્રીમાન્ અર્જુને રક્ષા કરેલા બુદ્ધિમાન્ શિખંડી પાંડવોની સાત સેનાઓનો પતિ[1]નાયક ( લઈજનાર ) થયો હતો, તે મહાત્મા કુરૂ અને પાંડવોનું રૂવાડાંઓને હર્ષ પમાડનારૂં, અતિ મ્હોટું તે યુદ્ધ દશ દિવસ થયું. પછી મહા યુદ્ધમાં શિખંડિએ ગાંડીવ નામના ધનુષવાળા અર્જુનની સાથે યુદ્ધ કરતાં ગંગાના પુત્ર ભીષ્મને ઘણાં બાણોથી પ્રહાર કરયો ( માર મારયો ) તેથી બાણોની શય્યામાં સુતેલા તે મુનિ ભીષ્મે દક્ષિણ અ-

---

૧ પતિ એટલે રક્ષક અને નાયક એટલે ખેંચી જનાર, લઈ જનાર, કે દોરનાર.

યનને તજી જ્યારે ઉત્તરાયણ આવ્યું ત્યારે કાળ કર્યો. પછી કૈરવ પતિના ઉત્તમ શૂર, અસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ એવા દ્રોણાચાર્ય જેમ દૈત્યોના પતિના સેનાપતિ શુક્રાચાર્ય થાય તેમ સેનાપતિ થયા. યુદ્ધમાં વખાણવા યોગ્ય તે શ્રેષ્ઠ બ્રાહ્મણ શેષ રહેલી, નવ અક્ષૌહિણી સેનાથી યુક્ત અને કૃપાચાર્ય નૃપ વગેરેએ રક્ષા કરેલા હતા. પાંડવોના નાયક, મહાસ્ત્રોને જાણનાર, ધારણાયુક્ત બુદ્ધિવાળો, ભીમે રક્ષા કરેલો ધૃષ્ટદ્યુમ્ન જે રીતે મિત્રે રક્ષા કરેલો વરૂણ હોય તે રીતે થયો હતો અને સેનાઓએ વિંટેલો, દ્રોણને પામવા ઈચ્છનાર મ્હોટાં મનવાળો તે પિતાના તિરસ્કારોને સંભારી યુદ્ધમાં મોહોટું કર્મ કરતો હતો. તે દ્રોણ તથા ધૃષ્ટદ્યુમ્નના યુદ્ધમાં જૂદી જૂદી દિશાઓથી આવેલા તે શૂરા પૃથ્વીપાલો ( રાજાઓ ) ઘણા નાશ પામ્યા. અતિ ભયંકર તેઓનું યુદ્ધ પાંચ દિવસ થયું. પછી થાકેલા દ્રોણ ધૃષ્ટદ્યુમ્નને વશ પામ્યા ત્યારે દુર્યોધનનાં સૈન્યમાં યુદ્ધ વિષે શેષ રહેલી પાંચ અક્ષૌહિણીથી ગળેલો કર્ણ સેનાપતિ થયો; તેમ જેઓમાં અતિ ઘણા ઉત્તમ શૂરા નાશ પામેલા છે એવી ત્રણ (અક્ષૌહિણી ) શેષ રહેલી પાંડવોની સેનાઓ અર્જુને પાળેલી થઈ. પછી પતંગિયો અગ્નિને પામી નાશ પામે તેમ બિજે દિવસે ભયને કરનાર સૂતપુત્ર ( કર્ણ ), પૃથાના પુત્ર ( અર્જુન )ને પામી મરણ પામ્યો. જ્યારે કર્ણને હણ્યો ત્યારે ઉત્સાહ (હોંશ) રહિત અને હણેલા બળવાળા બનેલા કૌરવો બાકી રહેલી ત્રણ અક્ષૌહિણીથી મદ્ર ( મદ્રાસ ) દેશના પતિ ( શલ્ય )ને વિંટીવલ્યા. તેમ જેઓનાં ઘણાં વાહનો નાશ પામેલાં છે એવા ઉત્સાહ રહિત થયેલા પાંડવો પણ શેષ રહેલી એક અક્ષૌહિણીથી યુધિષ્ઠિરને મળ્યા, ત્યારે અતિ દુઃખે કરાય એવું કર્મ કરી કુરૂના રાજા યુધિષ્ઠિરે તે અર્ધ દિવસમાં મદ્ર દેશના રાજા ( શલ્ય )ને હણ્યો. જ્યારે શલ્યને હણ્યો ત્યારે નમાપિ શકાય તેવાં પરાક્રમવાળા, અને મ્હોટાં મનવાળા સહદેવે તે ક્લેશના કરનારા શકુનિને હણ્યો. જ્યારે શકુનિને મારચો ત્યારે અતિ ઉદાસ મનવાળો અને જેના અતિ ઘણા સૈનિકો નાશ પામેલા છે એવો ધૃતરાષ્ટ્રનો પુત્ર ( દુર્યોધન ) ભાગ્યો અને તેની પાછળ અતિ કોપેલો પ્રતાપી ભીમસેન દોડયો અને દ્વૈપાયન ( બેટના સ્થાનના ) હ્રદના જળમાં પડી રહેલા તે ( દુર્યોધન )ને જોવા લાગ્યો. પછી હર્ષ પામેલા પાંચ પાંડવો હણ્યાથી બાકી રહેલાં સૈન્યથી ચોતરફ પાણીના ધરામાં રહેલા તે દુર્યોધનને ઘેરી બેઠા. વાણીરૂપ બાણોથી અતિ ઘાયલ થયેલો તે પણ ઝટ જળમાં પ્રવેશ કરી બહાર નિકળી ગદા હાથમાં લઇ યુદ્ધ સારૂ ( લડવા )

ઉભો રહ્યો. પછી પૃથ્વીને ભોગવનારા રાજાઓના જોતાં ભીમસેને પરાક્રમ કરી તે ધૃતરાષ્ટ્રના પુત્ર રાજા દુર્યોધનને હણ્યો. ત્યાર પછી રાતે પાંડવોનું સૈન્ય સેનાના સ્થાનમાં (છાવણીમાં) સુતું અને પિતાના વધને ન સાંખનારા દ્રોણના પુત્રે (અશ્વત્થામાએ) તેને હણ્યું. આ રીતે જેઓના પુત્રોને હણ્યા છે, સૈન્યોને હણેલું છે અને મિત્રોને હણેલા છે એવા પાંચજ પાંડવો સાત્યકિની સહાયનાવાળા હું સોત બાકી છે. તેમ દ્રોણના પુત્ર (અશ્વત્થામા), કૃપાચાર્ય અને ભોજ (કૃતવર્મા) સાથેજ યુદ્ધથી છૂટયા. કૌરવ એવો યુયુત્સુ પણ પાંડવના આશ્રયથી મુક્ત થયો. આ રીતે જ્યારે કુટંબ કબિલા સોત કૌરવોના રાજા દુર્યોધનને હણ્યો ત્યારે વિદુર તથા સંજય, ધર્મરાજ (યુધિષ્ઠિર)ની પાસે આવ્યા. આવી રીતે હે સમર્થ, તે યુદ્ધ અઢાર દિવસ થયું કે જેમાં મરેલા તે પૃથ્વી પતિયો (રાજાઓ) સ્વર્ગમાં વસ્યા! વૈશંપાયને કહ્યું—હે મહારાજ, તે રૂવાડાંઓને હર્ષ પમાડનારી કથાને સાંભળતાં તો વૃષ્ણિઓ (યાદવો)ને તે વખતે દુઃખ, શોક ને અતિ ક્લેશ ઉત્પન્ન થયા.

शृण्वतांतुमहाराजकथांतांलोमहर्षणाम् ।
दुःखशोकपरिक्लेशावृष्णीनामभवंस्तदा ॥ ३६ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि वा० षष्टितमोऽध्यायः ॥ ६० ॥

---

**वैशम्पायनउवाच** ॥ कथयन्नेवतुतदावासुदेवःप्रतापवान् ।
महाभारतयुद्धंतत्कथान्तेपितुरग्रतः ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—તે વખતે પિતાની આગળ મહા ભારતનાં યુદ્ધને કહેતાં પ્રતાપવાન્ મ્હોટી બુદ્ધિવાળા શૂર વસુદેવના પુત્ર તે કૃષ્ણે કથાના અંતમાં જેથી મહા બુદ્ધિમાન્ વસુદેવ મહા પ્રલય સરખા, દૌહિત્રના વધને સાંભળી દુઃખ ને શોકથી સંતાપવાળા ન થાય એટલા સારૂ અને વસુદેવનું અપ્રિય ન થાય એ કારણથી મ્હોટી બુદ્ધિને લીધે અભિમન્યુનો વધ પડતો મૂકયો (કહ્યો નહિ); પણ તે વખતે સુભદ્રા યુદ્ધમાં થયેલા પુત્રના વધને તજેલો જાણિ હે કૃષ્ણ, સૌભદ્ર (મારા પુત્ર)નો વધ કહો એમ કહી પૃથ્વી ઉપર પડી. જ્યારે તેને પૃથ્વીમાં પડેલી જોઇ ત્યારે જોતાંજ દુઃખેકરી મૂર્છા પામેલા તે વસુદેવ પણ પૃથ્વી ઉપર પડયા. પછી તે સમયે હે મહા-

રાજા, દૌહિત્રના (દિકરીના દિકરાના) વધથી થયેલાં દુઃખને શોકેકરી ઘાયલ થયેલા વસુદેવ કૃષ્ણને વચન કહેવા લાગ્યા–હે કમળની તુલ્ય નેત્રવાળા કૃષ્ણ, તમે પૃથ્વીમાં સત્યવક્તાજ પ્રસિદ્ધ છો પણ હે શત્રુને હણનાર, આજ મને દૌહિત્રનો વધ કહેતા નથી માટે હે પ્રભો, સત્યતાથી ભાણેજનું મરણ મને કહો? કેવી રીતે! યુદ્ધમાં શત્રુઓએ તમારી તુલ્ય ઈંદ્રિયોવાળાને હણ્યો? હે વૃષ્ણિકુળમાં થયેલા, જ્યાં નરોની સાથે મારૂં હૃદય પણ સો કટકા થઇ ભેદ પામતું નથી માટે હાય! જ્યારે કાળ ન આવ્યો હોય ત્યારે મરવું દુર્લભ છે. હે કમળની સમાન નેત્રવાળા, મારા પ્રિય, ચપળ નેત્રવાળા દૌહિત્રે યુદ્ધમાં તમને સુભદ્રા–મા પ્રત્યે અને મને કહેવાનું શું કહ્યું? કેમ શત્રુઓએ યુદ્ધને પાછળ કરવાથી નથી હણ્યો? હે ગોવિંદ, કેમ તેણે યુદ્ધમાં વિકારવાળું મુખ તો નોહોતુ કર્યું? હે કૃષ્ણ, તે મહા તેજસ્વી સમર્થ મારી આગળ વખાણતા હોય તેમ બાળકના ભાવથી પોતાનો વિનય કહેતો હતો? કેમ દ્રોણ, કર્ણ અને કૃપાચાર્ય વગેરેએ બાળકનો તિરસ્કાર તો નથી કર્યો? હે કેશવ, જે રીતે પૃથ્વીમાં હણેલો સુતો છે તે મને કહો. તે મારી દિકરીનો પુત્ર યુદ્ધમાં નિત્ય બળવાનોમાં ઉત્તમ એવા દ્રોણ, કર્ણ અને ભીષ્મની સ્પર્દ્ધા કરતો હતો. આવે પ્રકારે તે વખતે બહુ વિલાપ કરતા, અતિ દુઃખવાળા પિતાને અતિ દુઃખિત થયેલા કૃષ્ણ વચન કહેવા લાગ્યા–તેણે યુદ્ધના મોખરામાં વિકારવાળું મુખ કર્યું નહતું (મોઢું બગાડયું નહતું), તેમ તેણે દુઃખે તરાય તેવાં યુદ્ધને પણ પાછળ કર્યું નહતું. (યુદ્ધમાં પીઠ ફેરવી નહતી). લાખો મનુષ્યોના સમુદાયવાળા પૃથ્વીપાળોને હણી તે દ્રોણ તથા કર્ણે ખેદ પમાડેલો દુઃશાસનના પુત્રને વશ પામ્યો. હે પ્રભુ, જો સદા એકલો એક સાથે લડતો હોય તો યુદ્ધમાં વજ્રવાળો ઈંદ્ર પણ તેને હણી શકે નહિ. જ્યારે સંશપ્તક યોદ્ધાઓએ યુદ્ધથી કુંતીના પુત્ર અર્જુનને હર્યો હતો ત્યારે લડાઇમાં અતિ કોપેલા દ્રોણ વગેરેએ તેને ઘેર્યો, પછી હે વૃષ્ણિકુળમાં થયેલા તાત, તમારો દૌહિત્ર યુદ્ધમાં અતિ ઘણા શત્રુઓનો વધ કરી દુઃશાસનના પુત્રના વશપણાને પામ્યો. હે મ્હોટી મતિવાળા, જરૂર તે સ્વર્ગમાં ગયેલો છે માટે શોક તજો. જેઓ કુશળ બુદ્ધિવાળા છે તેઓ દુઃખ પામી ખેદ કરતા નથી, જેણે યુદ્ધમાં ઈંદ્રના જેવા દ્રોણ, કર્ણ વગેરેની સામું રહેવાનું હતું તે કેમ! સ્વર્ગને ન પામે? (પામેજ), માટે તે તમે દુઃખે તજાય એવા શોકને તજો અને શોકને વશ પામો માં; કેમકે તે શત્રુના નગરને જીતનારો શસ્ત્રથી પવિત્ર ગતિને પામ્યો છે. જ્યારે તે શૂરને હણ્યો ત્યારે આ

મારી બ્હેન સુભદ્રા દુઃખે પીડાતી પુત્રને પામ્યા પછી કુરરી (ટીટોડી)ની પેઠે બોલવા લાગી અને દુઃખ થવાથી દ્રૌપદીને મળી પૂછવા લાગી. હે આર્યે (માન્ય), સર્વ પુત્રો ક્યાં છે? હું તેઓને જોવા ઇચ્છું છું? આવું એનું વચન સાંભળી તે સર્વ કૌરવોની સ્ત્રીઓ બે હાથવડે એને ઝાલી પરમ પીડિતની પેઠે રોવા લાગી. વળી તે ઉત્તરાને કહેવા લાગી–હે કલ્યાણિ, તે તમારો સ્વામી ક્યાં ગયો છે, ઝટ મને તમે તેનું આવવું જણાવો. હે વિરાટ રાજાની પુત્રિ, હમેશ તો મારી વાણી સાંભળી જરૂર ઘરથી ઝટ બહાર આવે છે અને આજ તમારો પતિ શાથી આવતો નથી! હે અભિમન્યુ, તમારા તે મહારથિ સર્વ મામાઓ કુશળ છે અને અહિં યુદ્ધની ઇચ્છાથી આવેલો તું છે તેનું કુશળ પૂછે છે. હે શત્રુને દમનાર, આજ મને પ્રથમની પ્રમાણે યુદ્ધ કહે? શાથી! આજ અહિં આવો વિલાપ કરતાં મને ઉત્તર આપતો નથી! આવો વિગેરે, વૃષ્ણિમાં જન્મેલી તે (સુભદ્રા)નો તે વિલાપ સાંભળી અતિ દુઃખે પીડેલાં કુંતી ધીરેથી વચન બોલ્યાં–હે સુભદ્રા, વસુદેવના પુત્ર કૃષ્ણે, સાત્યકિએ તથા પિતાએ જેને લડાવેલો હતો તેને યુદ્ધમાં કાળના ધર્મે હણ્યો. હે યદુ પુત્રિ, આવો આ મરનારા મનુષ્યોનો ધર્મ છે માટે શોક કરો-માં. વળી દુઃખે હઠાવાય એવો તમારો પુત્ર ઉત્તમ ગતિ પામ્યો છે. હે કમળની પાંખડીઓ સરખાં નેત્રવાળાં તમે મહાત્મા ક્ષત્રિયોના મ્હોટા કુળમાં જન્મેલાં છો માટે ચપળ નેત્રવાળા પુત્રનો શોક કરો માં. હે શુભે, તમે ભારેવાયાં (ગર્ભવાળાં) ઉત્તરાને જુઓ અને શોક કરો માં; કેમકે સારા ભાવવાળાં આ (ઉત્તરા) થોડા વખતમાં તેના પુત્રને જણશે. આ રીતે એની આશ્વાસના કરી કુંતીએ હે યદુ કુળને ધારણ કરનાર, દુઃખે તજાય એવા શોકને તજી એનું શ્રાદ્ધ કલ્પ્યું (કર્યું). તેમ ધર્મને જાણનારા રાજા, ભીમ, અને યમની ઉપમા અપાય એવા બે (નકુળ સહદેવ)ની આજ્ઞા લઇ અનેક દાન આપ્યાં. પછી હે યદુકુળને ધારણ કરનાર, બ્રાહ્મણને ઘણી ગાયો આપી પ્રસન્ન થઇ વૃષ્ણિમાં જન્મેલાં કુંતી વિરાટની પુત્રી (ઉત્તરા)ને આ કહેવા લાગ્યાં. હે નિંદારહિત, સારી કેડવાળાં એવાં વિરાટ રાજાનાં પુત્રિ તમારે અહિં પતિનો સંતાપ (શોક) ન કરવો અને ગર્ભમાં રહેલા બાળકની રક્ષા કરવી, આવું કહી કુંતી વિરામ પામ્યાં (બોલતાં બંધ પડ્યાં). પછી હે મ્હોટી કાંતિવાળા (વસુદેવ), હું તેની આજ્ઞા લઈ આ સુભદ્રાને અહિં લાવ્યો. હે માન આપનાર દુઃખે હરાવાય એવા (વસુદેવ), આ પ્રમાણે તમારો તે દૌહિત્ર મરણ પામ્યો માટે સંતાપને તજો અને શોકમાં મન કરો માં (રાખો માં).

एवंसनिधनंप्राप्तोदौहित्रस्तवमानद ।
सन्तापंत्यजदुर्धर्षमाचशोकेमनःकृथाः ॥ ४२ ॥
इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० वसुदेवसान्त्वनेएकष-
ष्टितमोऽध्यायः ॥ ६१ ॥

---

**वैशम्पायनउवाच** ॥ एतच्छ्रुत्वातुपुत्रस्यवचःशूरात्मजस्तदा ।
विहायशोकंधर्मात्माददौश्राद्धमनुत्तमम् ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા—તે વખતે આ પુત્રનું વચન સાંભળી શોક તજી ધર્મથી યુક્ત મનવાળા શૂરના પુત્રે ( વસુદેવે ) ઉત્તમ શ્રાદ્ધ આપ્યું ( કરયું). તેમજ વસુદેવના પુત્ર કૃષ્ણે નિત્ય પિતાને પ્રિય એવા મહાત્મા ભાણેજનું દેહ પડ્યા પછી કરવાનું કાર્ય કરયું અને વિધિ પ્રમાણે મહા બળવાન્ સાઠ લાખ બ્રાહ્મણોને સર્વ ગુણવાળુ ભોજન જમાડ્યું અને મહાભુજ કૃષ્ણે વસ્ત્ર વગેરેથી ઢાંકી તેઓની ધનની તૃષ્ણા મટાડી. તે સમયે તે કામ બ્રાહ્મણોનાં રૂવાડાંઓને હર્ષ પમાડનાર થયું તેથી તેઓ ત્યારે દેવાતાં, સુવર્ણ, ગાયો, શયનો, અને આચ્છાદનો વગેરેને વધો એમ કહેવા લાગ્યા. પછી તે વખત વસુદેવના પુત્ર દાશાર્હ ( કૃષ્ણ ) સાત્યકિ સહિત બળદેવ અને સત્યકે અભિમન્યુનું શ્રાદ્ધ કરયું. તે વખતે અતિ દુઃખથી સંતાપ પામેલા તેઓ શાંતિ પામતા ન હતા તેમજ હસ્તિનાપુરમાં અભિમન્યુ વગરના કરેલા શૂરા પાંડવો શાંતિ પામતા ન હતા. હે રાજેંદ્ર, દુઃખે પીડેલાં વિરાટ રાજાની પુત્રીએ અતિ ઘણા દિવસો સુધી ખાધું નહિ તે મ્હોટું કરૂણા ઉપજાવનાર થયું. પછી તેનો ગર્ભ પેટમાં રહેલોજ લય પામ્યો ( સુકાઈ ગયો ). તે વખતે મહા તેજસ્વી બુદ્ધિમાન્ વ્યાસ દિવ્ય ચક્ષુથી તે જાણીને આવ્યા અને આવિને વિશાળ નેત્રવાળાં કુંતી તથા ઉત્તરાને કહેવા લાગ્યા–હે યશવાળાં, આ શોક તજો, તમારો પુત્ર મ્હોટો તેજસ્વી થશે અને એ વસુદેવના પુત્ર કૃષ્ણનાં સામર્થ્યથી તથા મારા કહેવાથી પણ પાંડવોની અંતે પૃથ્વી પાળશે. હે ભારત, ધર્મરાજ યુધિષ્ઠિરના સાંભળતાં અર્જુનને જોઈ હર્ષ પમાડતા હોય તેમ વ્યાસ આ વાક્ય બોલ્યા–હે શત્રુને હણનાર કુરૂ શ્રેષ્ઠ, તમારો મહા ભાગ્યવાન્ મ્હોટાં મનવાળો પૌત્ર જન્મશે તે ધર્મથી સમુદ્ર પર્યંત પૃથ્વીને પાળશે માટે શોક તજો, તમારે આમાં વિચારવા જેવું નથી, આ (કહેલું) સાચું થશે. વળી હે

કુરૂપુત્ર, પૂર્વે વૃષ્ણિ કુળના વીર કૃષ્ણે પણ જે કહેલું છે તે તેમ થશે માટે આમાં તમને વિચાર થાઓ માં. જે પોતે જીતેલા, ક્ષય વગરના, દેવતાઓના લોકો પ્રત્યે ગયેલા છે તે શૂરાનો તમે તથા બીજા કૌરવોએ શોક કરવો યોગ્ય નથી. આ રીતે પિતામહ (દાદા) વ્યાસે કહેલા, ધર્માત્મા તે અર્જુન, હે મહારાજ ત્યારે પ્રસન્ન રૂપવાળો થયો અને હે મ્હોટી બુદ્ધિવાળા, ધર્મને જાણનાર, તમારો પિતા પણ તે ગર્ભમાં જેમ ચંદ્ર શુકલ પક્ષમાં વૃદ્ધિ પામે તેમ અત્યંત વધવા લાગ્યા. પછી વ્યાસે તે વખતે ધર્મના પુત્ર રાજા યુધિષ્ઠિરને અશ્વમેધ પ્રત્યે (અશ્વમેધ બાબત) આજ્ઞા કરી અને પછીથી અંતર્ધાન (અદૃશ્ય) થયા. હે તાત, ધારણા યુક્ત બુદ્ધિવાળા ધર્મરાજ યુધિષ્ઠિર પણ વ્યાસનું તે બોલવું સાંભળી દ્રવ્ય લાવવા સારૂ જવામાં બુદ્ધિ કરવા લાગ્યા.

धर्मराजोपिमेधावीश्रुत्वाव्यासस्यतद्वचः ।
वित्तस्यानयनेतातचकारगमनेमतिम् ॥ २१ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अनु० वा० द्विषष्टितमो ऽध्यायः ॥ ६२ ॥

---

**जनमेजयउवाच** ॥ श्रुत्वैतद्वचनंब्रह्मन्व्यासेनोक्तंमहात्मना ।
अश्वमेधंप्रतितदाकिंभूयःप्रचकारह ॥ १ ॥

જનમેજયે પૂછ્યું—હે બ્રાહ્મણ, મહાત્મા વ્યાસે કહેલું તે વચન સાંભળી ત્યારે રાજાએ અશ્વમેધ યજ્ઞ માટે સ્પષ્ટ રીતે વધારે શું કર્યું અને હે દ્વિજોમાં ઉત્તમ, મરૂત્ત રાજાએ જે ઉત્તમ દ્રવ્ય પૃથ્વી તળમાં રાખ્યું હતું તે કેમ મેળવ્યું તે આ, મને કહો. વૈશંપાયને કહ્યું—-એટના સ્થાનકમાં થયેલા વ્યાસનું વચન સાંભળી ધર્મરાજા યુધિષ્ઠિરે સર્વ ભાઇયોને ભેગા કરી ભીમસેન, અર્જુન અને જોડલા એવા માદ્રીના પુત્રોને પણ વચન કહ્યું–હે વીરો (શૂરાઓ), તમે કુરૂઓની હિતની ઇચ્છાવાળા બુદ્ધિમાન્ મહાત્મા કૃષ્ણે તપથી વૃદ્ધ, મહાન્, સ્નેહિયોની આબાદીને ઇચ્છતા, ગુરૂ, ધર્મશીલ અને અદ્ભૂત કર્મવાળા વ્યાસે તથા ભીષ્મે સ્નેહથી જે વચન કહ્યું તે સાંભળ્યું હતું. હે પાંડવો, હું બુદ્ધિમાન્ મહા પંડિત કૃષ્ણે કહેલું તે સંભારી સારી રીતે કરવા ઇચ્છું છું અને તેજ આવતા વખતમાં અને હાલ આપણું હિતકારી છે. વળી બ્રહ્મવાદિનું જે કહેવું તેને અનુસરવામાં કલ્યાણ

થાય છે. હે કુરૂકુળને ધારણ કરનારા રાજાઓ, જેથી આ સર્વ ધનને ધારણ કરનારી પૃથ્વી ક્ષીણ થયેલા રત્નોવાળી છે તેથી ત્યારે (આગળ) વ્યાસે મરૂત્તનું જે ધન છે તે કહ્યું હતું. જો એ તમારૂં બહુ માનેલું હોય અને જો તમે યોગ્ય માનતા હો તો જેમ ધર્મથી કહેવાય તેમ કહો. હે ભીમ, તમે કેમ માનો છો? આ રીતે જ્યારે રાજાએ વાક્ય કહ્યાં ત્યારે હે કુરૂકુળને ધારણ કરનાર, ભીમસેન તે શ્રેષ્ઠ રાજાને બે હાથ જોડી વાક્ય બોલ્યો—હે મહાભુજ, તમે જે આ વ્યાસે કહેલાં ધનને લાવવાના વિષયમાં કહ્યું તે, અવિક્ષિતના પુત્ર મરૂત્તના ધનને જો અહિં પામિયે તો હે સમર્થ મહારાજ, કામ થાયજ એમ મારી મતિ છે; માટે તે (આ) અમે મહાત્મા શિવને પ્રણામ કરવાથી તે ધન લાવિયે અને તમારૂં કલ્યાણ થાઓ. તે ધન દેવોના—દેવના ઈશ્વર (શંકર)નું છે માટે કપર્દ નામના જટાના સમૂહવાળા શિવને પૂજી તેના પ્રસિદ્ધ સેવકોને પ્રસન્ન કરી અમે અવશ્ય, વાણી, બુદ્ધિ અને કર્મથી ધનને પામશું. જ્યારે પોઠિયો જેની ધ્વજામાં છે એવા શંકર પ્રસન્ન થશે ત્યારે જે ભયંકર દેખાવવાળા કિન્નરો તે દ્રવ્યને સાચવે છે તેઓ વશ થશે. આ રીતે બોલતા તે ભીમનું વાક્ય સાંભળી હે ભારત, ધર્મના પુત્ર રાજા યુધિષ્ઠિર અતિ પ્રસન્ન થયા અને હે ભારત, અર્જુન વગેરે પણ તેમજ વચન બોલ્યા. આ રીતે રત્નરૂપ ધન લાવવાનો નિશ્ચય કરી સર્વ પાંડવોએ સેનાને સ્થિર નક્ષત્ર (રોહિણિ ને ત્રણ ઉત્તરા) તથા દિવસ (રવિવાર)માં જવા આજ્ઞા કરી. પછી બ્રાહ્મણોને સ્વસ્તિવાચન કરી ચાલ્યા. પ્રથમ સુરશ્રેષ્ઠ, મહાત્મા મહાદેવને મોદક, દૂધપાક, માંસ, ને પુડલાઓથી અર્ચન કરી (તે ધરી) આજ્ઞા ઇચ્છિ અતિ પ્રસન્ન થયેલા પ્રયાણ કરવા લાગ્યા. તેઓના પ્રયાણ કરવામાં ત્યાં પ્રસન્ન મનવાળા ઉત્તમ બ્રાહ્મણો તથા જે નગરના લોકો હતા તેઓ શુભ મંગળો બોલવા લાગ્યા. પછી અગ્નિ સહિત બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરી મસ્તકોવડે પ્રણામ કરી પાંડુના પુત્રો પુત્રના શોકથી ઘવાએલા ભાર્યાસહિત એવા ધૃતરાષ્ટ્રની તથા પ્હોળાં નેત્રવાળાં કુંતીની આજ્ઞા લઇ વંશનાં મૂળ (આદિ) રૂપ એવાં તે એની પાસે ધૃતરાષ્ટ્રથી થયેલા કૌરવ કુળના યુયુત્સુને રાખી પંડિત એવા નગરના જનોએ તથા બ્રાહ્મણોએ સત્કાર કરાતા ચાલી નિકળ્યા.

मूलेनिक्षिप्यकौरव्यंयुयुत्सुंधृतराष्ट्रजम् ।
सम्पूज्यमानाःपौरैश्चब्राह्मणैश्चमनीषिभिः ॥ २४ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि द्र० त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥

---

**वैशम्पायनउवाच** ॥ ततस्तेप्रययुर्हृष्टाःप्रहृष्टनरवाहनाः ।
रथघोषेणमहतापूरयन्तोवसुन्धराम् ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—પછી જેના નરો તથા વાહનો હર્ષ પામેલા છે એવા મ્હોટા રથોના શબ્દે કરી પૃથ્વીને પૂરતા, સૂત[1] માગધ અને બંદી લોકોએ સ્તુતિઓથી સ્તુતિ કરાતા, જેમ સૂર્યો પોતાનાં કિરણોએ વિંટેલ હોય તેમ પોતાના સૈન્યે વિંટેલા તેઓ હર્ષથી જતા હતા; તેમાં યુધિષ્ઠિર માથે ધરાતાં, ધોળાં છત્રથી જે રીતે પૂનમને દિવસે તારાઓના રાજા ચંદ્ર શોભે તે રીતે શોભતા હતા. માર્ગમાં પુરૂષ શ્રેષ્ઠ પાંડવ યુધિષ્ઠિર હર્ષ પામેલા નરોના જય યુક્ત આશીર્વાદોને યથાયોગ્ય ન્યાય પ્રમાણે ગ્રહણ કરતા હતા. તેમજ હે રાજન, જે સૈનિકો રાજાની પાછળ ચાલતા હતા તેઓનો હલહલા શબ્દ (હલહલાટ) સ્વર્ગને સ્તંભિ (અડકી) રહ્યો હતો. આ રીતે મહારાજાએ સરોવર, નદીઓ, વનો અને ઉપવનો (વાડીઓ)ને ઉલ્લંઘન કરયાં અને તે પર્વત પાસે પોહોંચ્યા. હે રાજેંદ્ર, જ્યાં તે ઉત્તમ દ્રવ્ય હતું તે, સરખા અને સારા ભાગમાં રાજા પાંડવે સૈનિકોનીસાથે ઉતારો કરયો. હે ભરત શ્રેષ્ઠ, તે વખતે રાજાઓ તથા પુરોહિત સહિત બ્રાહ્મણો તપ, વિદ્યા અને દમવાળા બ્રાહ્મણોને તથા વેદને, વેદાંગોના પારને પામનારા પુરોહિત (ગોર) અગ્નિવેશના પુત્રને આગળ કરી ન્યાય પ્રમાણે શાંતિ કરી સર્વ તરફથી વિંટીવળ્યા અને બ્રાહ્મણો મધ્યમાં રાજાને તથા અમાત્યોને કરી છ રાજમાર્ગવાળું, અને નવ સ્થાન (નવ ભાગ) વાળું, સેનાનું સ્થાન (છાવણી) કરવા લાગ્યા. તેમ વિધિ પ્રમાણે મત્ત, મ્હોટા હસ્તિયોનું સ્થાન કરાવી તે રાજાઓનો ઈંદ્ર બ્રાહ્મણોને આ કહેવા લાગ્યા—હે દ્વિજોમાં શ્રેષ્ઠો, આ કાર્યમાં શુભ નક્ષત્ર તથા દિવસમાં તમે જે રીતે જે કામ કરવા માનતા હો તે રીતે તે કરવા યોગ્ય છો. અહિં વિલંબ કરવાથી આપણને કાળની હાનિ અવસ્ય નહિ થાય, આવો નિશ્ચય કરી પછી હે વિપ્રોના ઈંદ્રો, જે કરવાનું હોય તે કરો. આ રાજાનું વચન સાંભળી હર્ષ પામેલા, રાજાનાં પ્રિયને ઇચ્છનારા પુરોહિત સહિત બ્રાહ્મણો આ વચન બોલ્યા—હે અતિ શ્રેષ્ઠરાજન, આજજ પુણ્યકારિ ન-

---

૧ ભાટ વગેરેએ.

ક્ષત્રનો દિવસ છે માટે અતિ શ્રેષ્ઠ ક્રિયાઓ સારૂ યત્ન કરિયે છીયે અને અ-હિં આજ વસિયે છીયે માટે તમે પણ આજ જળવડે ઉપવાસ કરો. આવું તે શ્રેષ્ઠ વિપ્રોનું બોલવું સાંભળી જેઓએ ઉપવાસ કરેલો છે એવા નરપતિયો (રાજાઓ) પ્રકાશવાળા, હુંતદ્રવ્યને ખાનારા અગ્નિયો જેમ યજ્ઞમાં રહે તેમ દર્ભની શય્યાઓમાં સુતેલા રાત રહ્યા. તે સમયે વિપ્રોએ કહેલી વાણીને સાંભળતાં તે મહાત્માઓની તે રાત્રિ ગઈ. પછી નિર્મળ પ્રભાત થયું ત્યારે શ્રેષ્ઠ દ્વિજો નરોના અધિપતિ ( રાજા ) ધર્મપુત્ર ( યુધિષ્ઠિર )ને વચન કહેવા લાગ્યા.

ततोनिशासाव्यगमन्महात्मनांसंश्रृण्वतांविप्रसमीरितागिरः।
ततःप्रभातविमलेद्विजर्षभावचोब्रुवन्धर्मसुतंनराधिपम् ॥ १९ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि द्र० चतुःषष्ठितमोऽध्याय ॥ ६४ ॥

---

ब्राह्मणाऊचुः ॥ क्रियतामुपहारोद्यत्र्यम्बकस्यमहात्मनः।
दत्वोपहारंनृपतेततःस्वार्थंयतामहे ॥ १ ॥

બ્રાહ્મણો બોલ્યા—હે નૃપ, આજ મહાત્મા ત્રિનેત્ર શંકરને ઉપહાર (ભેટ) કરો અને ભેટ આપ્યા પછી આપણે પોતાના કાર્ય પ્રત્યે યત્ન કરિયે. આવું તે બ્રાહ્મણોનું વચન સાંભળી યુધિષ્ઠિરે લોકની રીતિ પ્રમાણે વાણીના ઈશ્વિર અથવા પર્વતમાં સુનારા શંકરની ભેટ પૂર્ણ કરી. તે વખતે તે પુરોહિત (ગોર) વિધિ પ્રમાણે સંસ્કારવાળાં ( શુદ્ધ) ધૃતથી અગ્નિને તૃપ્ત કરી ચરૂને મંત્રથી સિદ્ધ કરી ચાલ્યો. હે જનાધિપ, તેણે મંત્રથી પવિત્ર થયેલાં પુષ્પો લઈ, મોદક, દુધપાક અને માંસોથી બળિ ભેટ કરયો ( બળિદાન દીધું). પછી વેદના પારને પામનારા તે બ્રાહ્મણે વિચિત્ર પુષ્પો અને જૂદાં જૂદાં પ્રકારની લાજો ( સાળ )થી યુક્ત સઘળું અતિ પ્રિય કરી વિધિ પ્રમાણે શિવની પછી તેના દાસ, યક્ષેંદ્ર—કુબેર અને મણિભદ્રને, બીજા નોકરોને, યક્ષોને તથા જેઓ ભૂતોના પતિયો છે તેઓને ઉત્તમ બળિ ભેટ કરયો. આ રીતે પુરોહિતે કૃસર ( ખીચડી ), માંસ અને તલથી યુક્ત એવાં પિતૃનાં દાનો સહિત ભાતને ઘડાઓમાં ધારણ કરી ભેટ કરયા, પૃથ્વીપતિ રાજાએ બ્રાહ્મણોને હજારો ગાયો આપી, તે વખતે રાત્રિમાં ફરનારા જીવોને બળિ આપવા આજ્ઞા કરી. હે પૃથ્વીપતિરાજન્, તે ધૂપના ગંધે રૂંધેલું પુષ્પોએ ઢાંકેલું દેવો-

ના દેવ શિવનું મંદિર અત્યંત શોભતું હતું. આ રીતે રૂદ્ર તથા તેના સર્વે ગણોની પૂજા કરી નરોને પાળનાર રાજા વ્યાસને આગળ કરી ઉત્તમ દ્રવ્યના ખજાના પાસે ગયા અને પરાક્રમી તે વિચિત્ર પુષ્પો, પુડલાઓ અને કૃસરથી ( ખીચડીથી ) ધનના અધિપતિ કુબેર, સર્વ શંખ વગેરે ખજાનાઓ, અને સર્વ ખજાનાઓના પાળનારાઓનું પૂજન કરી પ્રણામ કરી ચરણમાં નમિ ઉત્તમ વિપ્રોનું અર્ચન કરી તેઓના પુણ્યાહ શબ્દરૂપ તેજ સહિત ઉભા રહ્યા. પછી પ્રીતિમાન્ થયેલા, તે કુરૂ શ્રેષ્ઠે તે ધન ખોદાવ્યું અને તે વખતે ધર્મરાજ યુધિષ્ઠિરે મનોહર, બહુ રૂપવાળા ન્હાના ઘડાઓ સહિત, ભાત ઓરવાનાં પાત્રો, ઝારિઓ, કડાઇયો, કળસીઆઓ, કોડીયાંઓ, અને હજારો ઘણાં વિચિત્ર પાત્રો કઢાવ્યાં, તેઓનું રક્ષણ પણ મ્હોટી પેટીઓથી થયું. હે નરોને પાળનાર હે રાજન્, ત્યાં વાહન ઉપર બાંધેલું પાત્ર અર્ધતુલા[1] પ્રમાણવાળું થયું હતું અને તેટલું પાંડવનું વાહન હતું. હે નરોને પાળનાર મહારાજ, સાઠ લાખ ઉંટ, એથી બમણા ઘોડા અને લાખ હાથિ હતા; તેટલીજ હાથણીઓ, ગાડાં અને રથો હતા અને ગધેડા તથા પુરૂષોની તો સંખ્યા ( ગણતી ) ન હતી. યુધિષ્ઠિરે જે ધન કાઢ્યું એ ધન આઠ, સોળ, અને ચોવિશ હજાર ભાર[2] લક્ષણવાળું હતું (ઉંટ ઉપર આઠ હજાર ભાર સોનું, ગાડાં ઉપર સોળ અને હાથી ઉપર ચોવિશ હજાર ભાર હતું, આમ ઘોડા વગેરેનું પણ જાણવું ). આ રીતે એ વાહનોથી તે દ્રવ્ય લઈ પાછું મહાદેવનું પૂજન કરી પાંડવ હસ્તિનાપુર નામના નગર તરફ ગયા. બેટના સ્થાનમાં જન્મેલા વ્યાસે આજ્ઞા કરેલા તે પુરૂષોમાં શ્રેષ્ઠ એવા યુધિષ્ઠિર પુરોહિતને આગળ કરી બે ગાઉ બે ગાઉ વેગળે વસતા હતા. હે રાજન્, દુઃખથી દ્રવ્યના ભારેથી પીડા પામેલી કુરૂ કુળને ધારણ કરનારાઓને હર્ષ પમાડતી તે મ્હોટી સેના ( ફોજ ) નગર ( શેહેર )ની તરફ મુખ કરી ( સમીપ ) ચાલી.

सापुराभिमुखाराजन्नुवाहमहतीचमूः ।
कृच्छ्राद्द्रविणभारार्ताहर्षयन्तीकुरूद्वहान् ॥ २३ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणी द्र० पञ्चषष्टितमोऽध्यायः ॥ ६५ ॥

---

૧ સો પલની એક તુલા અને જેમાં પુરૂષનું અર્ધમાય તે અર્ધતુલા.
૨ વિશ તુલાનો ભાર.

**वैशम्पायनउवाच ॥ एतस्मिन्नेवकालेतुवासुदेवोपिवीर्यवान् ।**
**उपायाद्वृष्णिभिःसार्धंपुरवाराणसाह्वयम् ॥ १ ॥**

વૈશંપાયને કહ્યું—એજ વખતમાં પરાક્રમી વસુદેવના પુત્ર (કૃષ્ણ) વૃષ્ણિયોની સાથે હસ્તિનાપુર નામના નગરમાં આવ્યા. ધર્મના પુત્રે જે રીતે કહ્યું હતું તે રીતે અશ્વમેધના સમયને જાણી રૂક્મિણીના પુત્ર (પ્રદ્યુમ્ન), યુયુધાન, ચારૂદેષ્ણ, સાંબ, ગદ, કૃતવર્મા, સારણ, શૂર નિશઠ અને ઉલ્મુક સહિત, તેમ સુભદ્રાથી યુક્ત, પુરૂષોમાં શ્રેષ્ઠ એવા કૃષ્ણ બળદેવજીને આગળ કરી તે વખતે દ્રૌપદી, ઉત્તરા અને કુંતીને પણ જોતા એવા જેના પતિયોને હણેલા છે એવી ક્ષત્રિયોની સ્ત્રીઓને પણ આશ્વાસના કરવા પોતાની પૂરી પ્રત્યે ગયા. તેઓને આવેલા જોઈ પૃથ્વીપતિ (રાજા) ધૃતરાષ્ટ્ર તથા મ્હોટા મનવાળા વિદુર લોકની પ્રસિદ્ધ રીતિ પ્રમાણે મળ્યા. વિદુર તેમજ યુયુત્સુએ અતિ સત્કાર કરેલા, મહા તેજસ્વી, પુરૂષોમાં ઉત્તમ એવા કૃષ્ણ ત્યાંજ વસ્યા. હે રાજન્ જનમેજય, જ્યારે શૂરા વૃષ્ણિયો ત્યાં વસ્યા હતા ત્યારે થોડા વખત પછી શત્રુના શૂરાઓને હણનાર તમારા પિતા પરિક્ષિત્ જન્મ્યા. હે મહારાજ, તે રાજા બ્રહ્માસ્ત્રથી પીડા પામેલા ચેષ્ટારહિત, હર્ષ તથા શોકને વધારનાર શબ થયા (મડું થઈ ગયા). ત્યાં હર્ષ પામેલા જનોનો સિંહનાદસહિત થયેલો શબ્દ પ્રથમ સર્વ દિશાઓ પ્રત્યે પ્રવેશ કરી પછીથી વિરામ પામ્યો. તે પછી અતિ ત્વરાવાળા યુયુધાનની સહાયતાવાળા તે કૃષ્ણ વ્યથા પામેલાં મન તથા ઈંદ્રિય થવાથી તે વખતે અંતઃપુર (જનાનખાના)માં પેઠા. હે નૃપ, તે સમયે જલદી આવતાં વારંવાર વસુદેવના પુત્ર કૃષ્ણને 'દોડો' એમ બોલાવતાં, પોતાનાં ફઈ કુંતીને, તેની પાછળ દ્રૌપદીને, યશવાળાં સુભદ્રાને અને બૂમસોત તથા કરૂણાસહિત આવતી બાંધવોની સ્ત્રીઓને જોઇ. હે રાજાઓમાં શ્રેષ્ઠ, તે વખત કૃષ્ણને પામ્યા પછી ભોજસુતા કુંતી આંસુઓથી ગદ્ગદ્ થયેલી વાણીએ (સ્વરે) બોલ્યાં. હે મહાભુજ વસુદેવના પુત્ર, દેવકી તમારાવડે સારી પ્રજાવાળાં છે તમે અમારી ગતિને પ્રતિષ્ઠારૂપ છો તથા આ કુળ તમને આધીન છે. હે સમર્થ, હે યદુના ઉત્તમ વીર કેશવ, જે આ તમારા ભાણેજનો પુત્ર છે તે અશ્વત્થામાએ હણેલો જન્મેલો છે, તમે તે જીવતો કરો; કેમકે હે સમર્થ યદુપુત્ર, તમે બાણ માટે એમ પ્રતિજ્ઞા લીધેલી છે કે હું મરેલા જન્મેલાને જીવાડિશ માટે હે તાત પુરૂષોત્તમ, તે આ મરેલો જન્મ્યો, એને જુવો તથા હે દુઃખે હરાવી શકાય એવા માધવ! ઉત્તરાને, સુભદ્રાને, દ્રૌપદીને, મને, ધર્મના પુત્રને,

ભીમને, અર્જુનને, નકુળને અને સહદેવને આ સર્વ અમોને રક્ષણ કરવા યોગ્ય છો. હે દશાર્હ કુળના કૃષ્ણ, તમારૂં કલ્યાણ થશે. મારા, પાંડુના, પાંડવોના અને મારા સસરાના પ્રાણ આમાં આધીન રહેલા છે. તેમજ આ પીંડરૂપ છે માટે આજ તમે મરી ગયેલા એવા પણ, તમારા અભિમન્યુનુ પ્રિય ઉત્પન્ન કરો. હે શત્રુઓને હણનાર કૃષ્ણ, પ્રિયપણાથી અભિમન્યુનું પૂર્વે કહેલું જે વચન ઉત્તરા કહે છે તેમાં સંશય નથી. હે દશાર્હ કુળના કૃષ્ણ, જ્યારે અર્જુનનો પુત્ર જીવતો હતો ત્યારે તેણે વિરાટની પુત્રી (ઉત્તરા,-ને કહ્યું હતું કે હે કલ્યાણિ, તમારો પુત્ર મામાના કુળમાં જશે અને વૃષ્ણિ તથા અંધક કુળમાં જઈ ધનુર્વેદ, વિચિત્ર અસ્ત્રો અને ઉત્તમ નીતિનાં શાસ્ત્રને જાણશે. આ રીતે હે તાત, શત્રુના શૂરોને હણનાર, દુઃખે ધસાવી શકાય એવો સુભદ્રાનો પુત્ર અભિમન્યુ સ્નેહથી આ કહેતો હતો એ તેમજ થવું જોઇએ એમાં સંશય નથી. હે મધુદૈત્યને મારનાર, અહિં તે (આ) અમે તમને પ્રણામ કરી માગીએ છીએ કે આ કુળનું તે ઉત્તમ હિતનું કામ કરો. આ પ્રમાણે વૃષ્ણિકુળના કૃષ્ણને કહી પ્હોળાં નેત્રોવાળાં કુંતી અને જે બીજી સ્ત્રીઓ હતી તેઓ દુઃખે પીડા થવાથી બે હાથ ઉંચા કરી પૃથ્વીમાં પડી અને હે સમર્થ મહારાજ, આંસુઓથી મલિન નેત્રોસહિત એવી તે સર્વ વસુદેવના પુત્રનો ભાણેજ મરેલો જન્મ્યો છે એમ કહેવા લાગી. જ્યારે આમ કહ્યું ત્યારે હે ભારત, જનોએ પામવા અથવા પ્રાર્થના કરવા યોગ્ય કૃષ્ણે પૃથ્વી વિષે પડેલાં કુંતિને ઝાલ્યાં અને એને શાંત કર્યાં.

एवमुक्तेततःकुन्तींपर्यगृह्णाज्जनार्दनः ।
भूमौनिपतितांचैनांसान्त्वयामासभारत ॥ २९ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वाणि षट्षष्टितमोऽध्यायः ॥ ६६ ॥

---

**वैशम्पायनउवाच** ॥ उत्थितायांपृथायांतुसुभद्राभ्रातरंतदा ।
दृष्ट्वाचुक्रोशदुःखार्त्तावचनंचेदमब्रवीत् ॥ १ ॥

વૈશંપાયને કહ્યું--જ્યારે કુંતી ઉભાં થયાં ત્યારે ભાઇને જોઈ દુઃખે પીડા પામેલાં સુભદ્રા બોલવા લાગ્યાં અને આ વચન બોલ્યાં—હે કમળની તુલ્ય નેત્રવાળા, તમે કુરૂઓનો ક્ષય થવાથી બુદ્ધિમાન્ પૃથાના પુત્ર અર્જુનના પૌત્રને જેનું આયુષ્ય ગયેલું છે એવો અને ક્ષીણ થયેલો જુવો.

દ્રોણના પુત્ર અશ્વત્થામાએ જે બાણ ભીમસેનને અર્થે ઉગામેલું હતું તે ઉત્તરા, અર્જુન અને મારે વિષે પડયું. હે સમર્થ કેશવ, તે આ બાણ મારા ભેદ પામેલા હૃદયમાં રહ્યું છે, જેથી હે દુઃખે પરાભવ પમાડી શકાય એવા કૃષ્ણ, હું પુત્રસહિત તેને દેખતી નથી. હે વૃષ્ણિકુળમાં ઉત્તમ કૃષ્ણ, ધર્માત્મા ધર્મરાજ યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, અને તે બે માદ્રિના પુત્રો અભિમન્યુના પુત્રને જન્મી મરેલો સાંભળી શું કહેશે? આથી દ્રોણના પુત્ર અશ્વત્થામાએ હરેલા હોય તેમ પાંડવો છે. હે કૃષ્ણ, ભાઇયોને અભિમન્યુ પ્રિય હતા એમાં સંશય નથી ત્યારે દ્રોણ પુત્રનાં અસ્ત્રે જીતેલા તેઓ શું કહેશે? વિચારો. હે જનાર્દન હે શત્રુને દમનાર કૃષ્ણ, આ અભિમન્યુના જન્મેલા અને મરેલા પુત્રથી વધારે પ્રસિદ્ધ બીજું દુઃખ શું થનાર છે! માટે હે પુરૂષોમાં ઉત્તમ કૃષ્ણ, આજ તમને મસ્તકવડે નમેલી તે હું જે આ કુંતીજી, અને દ્રૌપદી પ્રસન્ન કરિયે છીયે તેથી તેઓને જુવો. હે શત્રુને પીડનાર માધવ, જ્યારે દ્રોણ પુત્ર પાંડુના ગર્ભોને હણનાર હતા ત્યારે ક્રોધ પામેલા તમે દ્રોણના પુત્રને કહ્યું હતું કે હે નરોમાં અધમ હે બ્રહ્મ બંધો, હું તમને કામના રહિત કરિશ તથા અર્જુનના પુત્રના પુત્રને જીવાડિશ. આ રીતે હે દુઃખે પરાભવ કરાય એવા એ વચન સાંભળી તમારાં બળને જાણનાર હું તમને પ્રસન્ન કરી કહું છું કે અભિમન્યુનો પુત્ર જીવો. હે વૃષ્ણિયોમાં ઉત્તમ, તમે જો આ સર્વ શુભ વચન નહિ કરો તો મને મરેલો ધારજો. હે દુર્ધર્ષ વીર, જો તમારા જીવતાં આ અભિમન્યુનો પુત્ર ન જીવે તો તમારાથી મારે શું કરવું? માટે હે દુઃખે ધસાવાય એવા શૂર, તમે જેમ જળને આપનાર મેઘ ધાન્યને જીવાડે તેમ આ, મરેલા તમારી તુલ્ય નેત્રવાળાના પુત્ર, અભિમન્યુથી થયેલાને જીવાડો. હે કેશવ, તમે ધર્માત્મા, સત્યવાન્ અને સત્ય પરાક્રમવાળા છો માટે હે શત્રુને દમનાર, તે તમે તે વાણીને સત્ય કરવા યોગ્ય છો. જો તમે ઈચ્છો તો મરેલા આ ત્રણ લોકોને પણ જીવાડો ત્યારે પ્રિય જન્મેલા ભાણેજના પુત્રને મરણથી જીવાડો તેમાં શું! ફરી કહેવું હે કૃષ્ણ! તમારાં સામર્થ્યને જાણનાર છું તેથી હું તમારી પાસે માગું છું માટે આ પાંડવોની ઉપર મ્હોટો અનુગ્રહ કરો અથવા હે મહાભુજ, બેહેન છે એમ જાણી વા ફરીને મરેલા પુત્રવાળી છે એમ ધારી, કે આ, મને શરણ પામેલી છે એથી અહિં દયા કરવા યોગ્ય છો.

स्वसेतिवामहाबाहोहतपुत्रेतिवापुनः ।
प्रपन्नामामियंचेतिदयांकर्त्तुमिहार्हसि ॥ १९ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि सु० सप्तषष्टितमोऽध्यायः ॥ ६७ ॥

---

**वैशम्पायनउवाच** ॥ एवमुक्तस्तुराजेन्द्रकेशिहादुःखमूर्छितः ।
तथेतिव्याजहारोच्चैर्ह्लादयन्निवतंजनम् ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—હે રાજાઓના ઇંદ્ર, આ પ્રમાણે કહેલા દુઃખથી મૂર્છા પામેલા, કેશિ દૈત્યને હણનાર કૃષ્ણ તે લોકને આનંદ પમાડતા હોય તે રીતે 'તમે કહો છો તેમજ કરિશ' એમ ઉંચે સ્વરે બોલ્યા. તે વખતે જેમ વર્ષાદ જળથી ઘામે કરી પીડેલાને આનંદ આપે તેમ પુરૂષોમાં ઉત્તમ એવા સમર્થ તે કૃષ્ણે તે વાક્યથી તે જનને આનંદ પમાડયો. પછી હે પુરૂષોમાં ઉત્તમ મહાભુજ, તે જલદી વિધિ પ્રમાણે ધોળાં પુષ્પોએ અર્ચેલા, સર્વ દિશાઓમાં રાખેલા, અતિ ભરેલા જળના ઘડાઓથી, ઘૃતથી ભીજેલાં તિંદુકનાં ઉંબાડીઆંઓથી, સર્પવોથી, ચોતરફ રાખેલાં નિર્મળ અસ્ત્રોથી, અગ્નિયોથી, સેવા સારૂ રહેલી વૃદ્ધ સ્ત્રીઓથી પણ વિંટેલા, ચોતરફ રહેલા, સમર્થ અને કુશળ, ધીર વૈદ્યોથી યુક્ત, એવા તમારા પિતાના ઘરમાં પેઠા અને તેજસ્વી તે, કુશળ જનોએ વિધિ પ્રમાણે સર્વ તરફ રાખેલાં, રાક્ષસોને હણનારાં દ્રવ્યો જોવા લાગ્યા. તેવા પદાર્થોથી યુક્ત તમારા પિતાના તે ઘરને જોઇ ઇંદ્રિયોના નિયંતા કૃષ્ણ પ્રસન્ન થયા તથા સારૂં કર્યું છે સારૂ કર્યું છે એમ બોલ્યા. જ્યારે પ્રસન્ન મુખવાળા, વૃષ્ણિ કુળમાંના કૃષ્ણ તે રીતે બોલતા હતા ત્યારે દ્રૌપદી ત્વરાથી જઇ વિરાટની પુત્રીને કહેવા લાગ્યાં—હે કલ્યાણિ, આ તમારા સસરા, પુરાતન ઋષિ, અચિંત્ય આત્માવાળા, પરાજય ન પામેલા, મધુદૈત્યને મારનાર કૃષ્ણ નજીક આવે છે. આ સાંભળી તે પણ, આંસુના ભાગવાળી વાણીને તથા આંસુઓને લઇ સારી રીતે વસ્ત્ર યુક્ત અને દેવની પેઠે કૃષ્ણને પામેલી દેવી હોય તેમ થયાં તથા તપવાળાં તે કૃષ્ણને આવતા જોઇ દુઃખ પામતા હૃદયથી કૃપણપણે વિલાપ કરવા લાગ્યાં. હે કમળની તુલ્ય નેત્રવાળા કૃષ્ણ અમને બેને બાળક વગર કરેલી તથા અભિમન્યુને અને મને બરોબર હણેલી જુવો. હે વૃષ્ણિયોમાં ઉત્તમ, હે મધુદૈત્યને મારનાર, મસ્તકથી તમને નમિ પ્રસન્ન કરી કહું છું કે હે કમળની તુલ્ય નેત્રવાળા, જો ધર્મરાજ, ભીમસેન, અથવા તમે કહેલું આ વાક્ય થાય તો, દ્રોણના પુત્ર અશ્વત્થામાનાં અસ્ત્રથી બળેલા આ મારા પુત્રને જીવાડો. હે પ્રભો, આ બા-

ણુ અજાણતાં મને જણનારીને હણે તો એથી હું જ નાશ પામેલી થાઉં પ-ણુ એમ નાશ થવાથી આવું આ દુઃખ ન થાય. ગર્ભમાં રહેલા આ, બા-ળકનો બ્રહ્માસ્ત્રથી નાશ કરવારૂપ ક્રૂર કર્મ કરી દુષ્ટ બુદ્ધિવાળા દ્રોણના પુત્ર અશ્વત્થામા શું ફળ ભોગવશે ( પામશે )? હે ગોવિંદ, તે હું મસ્તકથી તમને પ્રસન્ન કરી ( નમિ ) શત્રુનો નાશ માગુ છું. જો આ, નહિ જીવે તો હું પ્રાણ તજીશ. હે સાધો હે કેશવ, આ વિષે મારા જે ઘણા મનોરથો હતા, તે-ઓને દ્રોણના પુત્રે હણ્યા, હવે શું વિચારે હું જીવું? હે જનાર્દન કૃષ્ણ, પુ-ત્રને ખોળામાં બેસારી પ્રસન્ન થયેલી હું ચરણમાં નમન કરિશ આવી મારી બુદ્ધિ હતી તે આ વૃથા કર્યું. હે પુરૂષોત્તમ કૃષ્ણ, આ ચપળ નેત્રવાળા અ-ભિમન્યુના દાય ( ભાગ )ને ભોગવનાર મર્યો તેથી મારા હૃદયના સર્વ મનો-રથોને નિષ્ફળ કર્યા. હે મધુદૈત્યને હણનાર કૃષ્ણ, તમને ચપળ નેત્રવાળા (અ-ભિમન્યુ) અતિજ પ્રિય હતા એના આ પુત્રને તમે બ્રહ્માસ્ત્રે પાડેલા જુવો. જેમ આના પિતા છે તેમ આ કૃતઘ્ન અને આ ક્રૂર છે, જે પાંડવોની લ-ક્ષ્મીને તજી આજ યમના સ્થાનમાં ગયો. હે વીર કેશવ, મેં આ પ્રતિજ્ઞા કરેલી હતી કે યુદ્ધના મોખરામાં અભિમન્યુના હણાવાથી હું થોડા વખતમાં તમારી પાસે આવિશ, આવી જે પ્રતિજ્ઞા હતી તે હે કૃષ્ણ, ક્રૂર અને જીવિત જેને પ્રિય છે એવી હું છું તેણે કર્યું નહિ, હવે ત્યાં જવાથી ( આવવાથી) મને અર્જુનનો પુત્ર વિચાર કરી શું કહેશે?

तच्चनाकरवंकृष्णनृशंसाजीवितप्रिया ।
इदानींमांगतांतत्रकिंनुवक्ष्यतिफाल्गुनिः ॥ २४ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि उत्तरावाक्ये अष्टषष्टितमोऽध्यायः ॥ ६८ ॥

---

वैशम्पायनउवाच ॥ सैवंविलप्यकरुणंसोन्मादेवतपस्विनी ।
उत्तरान्यपतद्भूमौकृपणापुत्रगृद्धिनी ॥ १ ॥

વૈશંપાયને કહ્યું—તે આ પ્રમાણે કરૂણા આવે એવો વિલાપ કરી ગાં-ડાઈથી યુક્ત હોય તેમ, તપસ્વિની, દીન, અને પુત્રને ઇચ્છનારાં ઉત્તરા ભૂમિ ઉપર પડયાં. આ રીતે નાશ પામેલો છે પુત્રરૂપ સામાન જેનો એવાં તે ઉ-ત્તરાને પડેલાં જોઇ દુઃખે પીડેલાં કુંતી અને સર્વ ભરતકુળની સ્ત્રીઓ વિ-લાપ કરવા લાગી. હે રાજેંદ્ર, તેથી બે ઘડી જેટલીવાર પાંડવોનું સ્થાન ન

જોઇ શકાય એવું અને પીડિત શબ્દોથી ગર્જનાવાળું થયું. તે વખતે હે રાજેંદ્ર, તે વિરાટની પુત્રી પુત્રના શોકે પીડેલાંને મોહથી ધવાયેલાં એવાં બે ઘડીવાર થયાં. હે ભરત શ્રેષ્ઠ, પછી સંજ્ઞા પામીને ઉત્તરા તે પુત્રને ખોળામાં રાખી આ વચન બોલ્યાં—જે તું ધર્મને જાણનારનો પુત્ર છે તે અધર્મને જાણતો નથી, જે તું વૃષ્ણિના ઉત્તમ વીર કૃષ્ણના ચરણમાં વંદન કરતો નથી. હે પુત્ર, તું જઇ પિતાને મારૂં આ વચન કહે—હે વીર, જ્યાંસૂધી કાળ ન આવ્યો હોય ત્યાંસૂધી પ્રાણિયોએ મરવું મુસ્કિલ છે જે હું અહિંઆજ તમારારૂપ પતિ અને પુત્ર વિના, મરણ થવું જોઇયે તોય નાશ પામેલી કલ્યાણવાળી અને દ્રવ્ય રહિત થઈ જીવું છું અથવા હે મહાભુજ, ધર્મરાજે મને આજ્ઞા આપી છે માટે ઘોર ઝેર ભક્ષણ કરિશ કે હું તને ખાનારા અગ્નિમાં પ્રવેશ કરિશ અથવા હે તાત, મરવું દુર્લભ છે જેથી પતિ અને પુત્રથી વિહિન છતાં મારૂં આ હૃદય હજાર કટકા થઈ ચીરાતુ નથી. હે પુત્ર, ઉભો થા અને દુઃખ પામતાં આ પર દાદીને જો. પીડા પામેલાં, મ્હોટા સ્વરવાળાં, દીન અને શોક સમુદ્રમાં બૂડેલાં માન્ય દ્રૌપદીને તથા સાત્વત કુળનાં તપસ્વિની ( સુભદ્રા )ને જો અને પારાધિએ વિંધેલી મૃગીની પેઠે અતિ દુઃખે પીડેલી મને જો. ઉભો થા અને પ્રથમની પેઠે ચપળ દૃષ્ટિવાળું, કમળનાં પાંદડાં સરખાં નેત્રોવાળું બુદ્ધિમાન્, લોકના નાથ ( કૃષ્ણ )નું મુખ જો. આ રીતે વિલાપ કરતાં પાછાં પડેલાં ઉત્તરાને જોઇ સર્વ સ્ત્રીઓ તે વખતે ફરી તેને ઉઠાડવા લાગ્યાં. તે સમયે ફરી ધૈર્યથી ઉઠી મત્સ્ય દેશના પતિની પુત્રી બે હાથ જોડી પૃથ્વી વિષેજ કમળ સરખાં નેત્રવાળા કૃષ્ણને વંદન કરવા લાગ્યાં. આ રીતે તેના ઘણા વિલાપને સાંભળી પુરૂષોત્તમ કૃષ્ણે ત્યારે આચમન લઇ બ્રહ્માસ્ત્રને હર્યું અને દશાર્હ કુળના અવિનાશિ કૃષ્ણે તેને જીવાડવા પ્રતિજ્ઞા કરી અને શુદ્ધ મનથી જગતને સંભળાવતાં કહ્યું—હે ઉત્તરા, હું ખોટું બોલતો નથી, આ સાચું થશે, આ હું સર્વ જીવોના જોતાં આને જીવાડું છું, જેમ મેં પોતાનાઓમાં પણ ક્યારેય પ્રથમ ખોટું કહ્યું નથી અને હું યુદ્ધથી પાછો હઠયો નથી, તેમ આ જીવિત પામો. જે રીતે મને ધર્મ તથા બ્રાહ્મણ વધારે પ્રિય છે તે રીતે અભિમન્યુનો આ પુત્ર જન્મી મરેલો જીવો. જે પ્રમાણે હું ક્યારેય પણ અર્જુનમાં વિરોધ જાણતો નથી તે સત્યથી આ, મરેલો બાળક જીવતો થાઓ. જેવી રીતે સત્ય ને ધર્મ, નિત્ય મારામાં રહ્યાં છે તેવી રીતે, મરેલો આ અભિમન્યુથી થયેલો બાળક જીવો. જે રીતે મેં ધર્મથી કંસ તથા કેશિને હણ્યા છે તે સત્ય-

થી ફરી આ બાળક જીવે. આ રીતે વસુદેવના પુત્ર કૃષ્ણે કહેલો તે બાળક હે ભરત શ્રેષ્ઠ મહારાજ, ધિરે ધિરે ચેતન સહિત થઈ હાલવા લાગ્યો.

इत्युक्तोवासुदेवेनसबालोभरतर्षभ ।
शनैःशनैर्महाराजप्रास्पन्दतसचेतनः ॥२४॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि परिक्षित्संजीवने ऊनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥



**वैशम्पायनउवाच** ॥ ब्रह्मास्त्रंतुयदाराजन्कृष्णेनप्रतिसंहृतम् ।
तदातद्वेश्मत्वत्पित्रातेजसाभिविदीपितम् ॥१॥

વૈશંપાયને કહ્યું—હે રાજન્, જ્યારે કૃષ્ણે બ્રહ્માસ્ત્રને હર્યું ત્યારે તમારા પિતાએ તેજથી તે ઘરને શોભાવ્યું ને પછી તે ઘરને તજી સર્વ રાક્ષસો નાશ પામ્યા અને અંતરિક્ષમાં હે કેશવ, 'સારૂં કર્યું સારૂં કર્યું' એમ વાણી થઈ તે વખતે હે નરોના ઇશ્વિર, પ્રકાશિત એવુંજ તે અસ્ત્ર તમારા પિતામહ (દાદા) પાસે ગયું. ત્યારપછી તમારા પિતા ફરીને પ્રાણ પામ્યા. હે રાજન્, જ્યારે એ બાળક ઉત્સાહ પ્રમાણે તથા બળ પ્રમાણે ચેષ્ટા કરવા લાગ્યો ત્યારે તે ભરતકુળની સ્ત્રીઓ હર્ષિત થઇ. વળી બ્રાહ્મણો શ્રીકૃષ્ણની આજ્ઞાથી સ્વસ્તિ (કલ્યાણ) વાચન વાંચવા લાગ્યા અને તેથી ખુશી થયેલી તે સર્વ સ્ત્રીઓ કૃષ્ણની પ્રશંસા કરવા લાગી. નૌકાને પામિને પાર જનારીયોની પેઠે ભરતકુળના શ્રેષ્ઠ નરોની સ્ત્રીઓ, કુંતી, દ્રુપદરાજાની પુત્રી (દ્રૌપદી), સુભદ્રા અને ઉત્તરા તથા બીજી શ્રેષ્ઠ નરોની સ્ત્રીઓ પ્રસન્ન મનવાળી થઇ. ત્યાં હે ભરત શ્રેષ્ઠ, મલ્લ, નટ, દૈવને જાણનાર અને સુખકારી શયનને પૂછનારા સૂત અને માગધોના સમૂહો કુરૂવંશની સ્તુતિઓની કથાઓવાળા આશિર્વાદોથી તે જનાર્દન (કૃષ્ણ)ની સ્તુતિ કરવા લાગ્યા. હે ભારત, વખત પ્રમાણે ઉભાં થઈ પ્રસન્ન થયેલાં ઉત્તરા પુત્રની સાથે યદુ પુત્ર કૃષ્ણને વંદન કરવા લાગ્યાં. આથી પ્રસન્ન થયેલા સમર્થ કૃષ્ણે વિશેષતાથી તથા બીજા ઉત્તમ વૃષ્ણિઓએ તેને બહુ રત્ન આપ્યાં ને હેમરાજ, સત્ય પ્રતિજ્ઞાવાળા જનાર્દન કૃષ્ણે તમારા એ પિતાનું નામ કર્યું (પાડ્યું). તે વખતે આવું કહ્યું કે કુળનો ક્ષય થવાથી આ અભિમન્યુનો પુત્ર જન્મ્યો છે માટે આનુ નામ પરિક્ષિત્ એવું થશે. પછી હે ભરતકુળના જનાધિપ, તમારા

પિતા કાળ પ્રમાણે વધવા લાગ્યા અને હે ભારતવીર, માસના થયેલા, તમારા પિતા સર્વ લોકના મનને ઉત્તમ આનંદ કરનાર થયા. એ પછી પાંડવો અતિ ઘણું ઉત્તમ ધન લઈ આવ્યા; તેઓને સમીપ આવેલા સાંભળી ઉત્તમ વૃષ્ણિઓ સામા ગયા અને પુરૂષો પુષ્પોના સમૂહોથી, વિચિત્ર પતાકાઓથી તથા જૂદા જૂદા પ્રકારની ધ્વજાઓથી હસ્તિનાપુર નામના નગરને શણગારવા લાગ્યા, તેમ હે જનોના અધિપતિ, નગરના લોકો પણ ઘરોને શણગારવા મંડ્યા તથા અતિ જૂદી જૂદી રીતે દેવ મંદિરોની પૂજા કરવા વિદુરે પાંડવોનાં પ્રિયની ઇચ્છાથી સંદેશો કહાવ્યો. તે પછી ત્યાં પુષ્પોથી શોભેલા રાજમાર્ગો થયા અને તે શેહેર પણ નૃત્ય કરતા એવા નાચવાળાઓથી અને ગાનારાઓના શબ્દોથી સમુદ્રના પ્રવાહની તુલ્ય શબ્દવાળું શોભવા લાગ્યું. તે વખતે હે રાજન્, કુબેરના સ્થાન જેવું તે નગર ચો તરફ સ્ત્રીરૂપ સહાયવાળા નરોથી અને ત્યાં ત્યાં એકાંત સ્થળોમાં રહેલા બંદિજનોથી સર્વ તરફ શોભિત થયું. તે સમયે ચોતરફથી વાયુએ કંપતી એવી પતાકાઓ દક્ષિણ અને ઉત્તર કુરૂ દેશોને દેખાડતી હોય તેમ હતી; તેમ તે વખતે રાજમાર્ગમાં રહેલા પુરૂષો પણ આજ સર્વ દેશનું ક્રીડાનું સ્થાન રત્નના આભરણોનાં લક્ષણવાળું થયું છે એમ જાહેર કરતા હતા.

अघोषयंस्तदाचापिपुरुषाराजधूर्गताः ।
सर्वराष्ट्रविहारोऽद्यरत्नाभरणलक्षणः ॥२१॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि पाण्डवागमने सप्ततितमोऽध्यायः ॥७० ॥

---

वैशम्पायनउवाच ॥ तान्समीपगतान्श्रुत्वापाण्डवाञ्शत्रुकर्शनः ।
वासुदेवःसहामात्यःप्रययौससुहृद्गणः ॥१॥

વૈશંપાયને કહ્યું—તે પાંડવોને સમીપ આવેલા સાંભળી અમાત્ય સહિત અને સ્નેહિ જનોના સમૂહ સહિત, વસુદેવના પુત્ર કૃષ્ણ સામા ગયા. આ રીતે જોવાની ઇચ્છાથી સામા ગયેલા તેઓ ન્યાય પ્રમાણે મળી તથા પાંડવો ધર્મ પ્રમાણે વૃષ્ણિયોની સાથે મળી ભેગા થઈ હસ્તિનાપુર નગર પ્રત્યે પેઠા. હે રાજન્, તે વખતે તે મ્હોટાં સૈન્યની ખરી અને ચક્રના અગ્રભાગના શબ્દથી પૃથ્વી તથા સ્વર્ગનું સઘળું આકાશ વ્યાપ્ત થયું અને અમાત્ય સહિત તથા સ્નેહિ જનોના સમુદાય સહિત પ્રસન્ન મનવાળા તે પાંડવો અ-

જનાઓને આગળ કરી પોતાના નગરમાં પેઠા, અને તેઓ ન્યાય પ્રમાણે જનોના અધિપતિ ધૃતરાષ્ટ્રને મળી પોતાનાં નામો કહેતા થકા તેના ચરણને વંદન કરવા લાગ્યા. ધૃતરાષ્ટ્રની પછી તેઓ હે ભરત શ્રેષ્ઠ, હે રાજશ્રેષ્ઠ, સુબળ રાજાની પુત્રી ગાંધારી ને કુંતીને ચરણમાં નમ્યા તથા તે વખતે વિદુરને પૂજી, વૈશ્ય જાતિની સ્ત્રીના પુત્ર યુયુત્સુને મળી તેઓએ સત્કાર કરેલા તે શૂરાઓ અધિક શોભવા લાગ્યા. હે ભરતકુળના નૃપ, પછી તે વખતે તે શૂરાઓએ તે પરમ આશ્ચર્ય, વિચિત્ર, મ્હોટું અદ્ભૂત, તમારા પિતાનું જન્મ સાંભળ્યું તે પ્રસિદ્ધ કર્મ બુદ્ધિમાન્ વસુદેવના પુત્ર કૃષ્ણનું સાંભળી તેઓ પૂજવા યોગ્ય દેવકીના પુત્ર કૃષ્ણને પૂજવા લાગ્યા. પછી કેટલાક દિવસ ગયા ત્યારે સત્યવતીના પુત્ર મહા તેજસ્વી વ્યાસ હસ્તિનાપુર નામના નગરમાં આવ્યા અને સર્વ કુરૂકુળને ધારણ કરનારાઓ ન્યાય પ્રમાણે તેની પૂજા કરવા લાગ્યા. વળી ત્યારે તેઓ વૃષ્ણિ અને અંધક કુળના શ્રેષ્ઠ નરોની સાથે તેને સેવવા લાગ્યા. ત્યાં જૂદા જૂદા ભેદ તથા આકારવાળી કથાઓ કહી ધર્મ પુત્ર યુધિષ્ઠિર વ્યાસને વચન કહેવા લાગ્યા. હે ભગવન્, તમારી કૃપાથી જે આ ઉત્તમ ધન આણ્યું છે તેનો ઉપયોગ અશ્વમેધરૂપ મ્હોટા યજ્ઞમાં કરવા ઇચ્છું છું અને હે મુનિયોમાં શ્રેષ્ઠ, તમારાથી તેની આજ્ઞા લેવા ઇચ્છું છું, અમે સર્વ તમારે આધીન તથા મહાત્મા કૃષ્ણને આધીન છીએ. વ્યાસ બોલ્યા—હે રાજન્, તમને આજ્ઞા આપું છું જે હવે પછી કરવાનું હોય તે કરો અને વિધિ પ્રમાણે દક્ષિણાવાળા અશ્વમેધથી યજન કરો. હે રાજાઓના ઇંદ્ર, અશ્વમેધ જરૂર સર્વ પાપોને ટાળનાર છે માટે તેથી યજન કરી તમે પાપરહિત થશો એમાં સંશય નથી. વૈશંપાયને કહ્યું—હે કૌરવ, આ પ્રમાણે કહેલા તે ધર્માત્મા કુરૂના રાજા યુધિષ્ઠિરે અશ્વમેધ કરવામાં બુદ્ધિ કરી અને કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) પાસે તે સર્વની આજ્ઞા લઇ વક્તા એવા તે રાજા પછી વસુદેવના પુત્ર કૃષ્ણ પાસે આવી વચન બોલ્યા–હે મહાભુજ અવિનાશિ પુરૂષોત્તમ, તમારાથી દેવકી દેવી સારી પ્રજાવાળાં છે માટે હું તમને જે કહું તે તમે અહિં કરો. હે યદુ પુત્ર, અમે તમારાં સામર્થ્યે જીતેલા ભોગોને ભોગવિએ છિએ અને તમે પરાક્રમ તથા બુદ્ધિથી આ પૃથ્વીને જીતેલી છે. હે દશાર્હ કુળના કૃષ્ણ, તમે પોતાની દીક્ષા લહો; કારણ કે તમેજ અમારા ઉત્તમ ગુરૂ છો અને તમારા યજવાથીજ હું પાપરહિત થઇશ. તમેજ યજ્ઞ, અવિનાશી અને સર્વરૂપ છો, તમે ધર્મ ને પ્રજા પાળનાર છો, અને તમે સર્વ જીવોની ગતિરૂપ છો, આવી મારી નિશ્ચયવાળી બુદ્ધિ છે.

વસુદેવના પુત્ર (કૃષ્ણ) બોલ્યા—હે મહાભુજ, શત્રુને નિયમમાં રાખનારા, તમેજ એ સર્વરૂપ છો અને તમે સર્વ પ્રાણિઓની ગતિ છો, આવી મારી નિશ્ચયવાળી બુદ્ધિ છે. હે રાજન્, તમેજ હાલ કૌરવોના શૂરોમાં ધર્મથી શોભો છો, અમે તમારા ગુણરૂપ થયેલા છીએ અને તમે અમારા રાજા અને ગુરૂ માનેલા છો. હે ભારત, મેં આજ્ઞા આપેલા તમે યજ્ઞ કરો, તમેજ આ યજ્ઞ પામવા યોગ્ય છે માટે જેમાં ઇચ્છો તે કામમાં તમે અમને જોડો. હે અઘરહિત, હું તમારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે તમારૂં સઘળું કરિશ અને પૃથ્વીના પતિ તમે યજ્ઞ કરશો તેથીજ ભીમસેન, અર્જુન તથા માદ્રીના પુત્રો યજ્ઞ કરનારા થશે.

भीमसेनार्जुनौचैवतथामाद्रवतीसुतौ ।

इष्टवन्तोभविष्यन्तित्वयीष्टवतिपार्थिवे ॥२६॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वाणि अनुगीतापर्वाणि कृ० एकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

---

**वैशंपायनउवाच** ॥ एवमुक्तस्तुकृष्णेनधर्मपुत्रोयुधिष्ठिरः ।

व्यासमामन्त्र्यमेधावीततोवचनमब्रवीत् ॥१॥

વૈશંપાયને કહ્યું—જ્યારે કૃષ્ણે આ પ્રમાણે ધર્મના પુત્ર યુધિષ્ઠિરને કહ્યું ત્યારે ધારણા યુક્ત બુદ્ધિવાળા યુધિષ્ઠિરે વ્યાસને બોલાવી વચન કહ્યું—જ્યારે તમે સત્યતાથી અશ્વમેધ કરવાના વખતને જાણો ત્યારે તમે મને દીક્ષા આપજો; કારણ કે મારો યજ્ઞ તમારે આધીન છે. વ્યાસ બોલ્યા—હે કુંતીના પુત્ર હું, પૈલ ને યાજ્ઞવલ્કના પુત્ર, આ અમે જે વિધિ, કાળને અનુસરિ છે તેને તે પ્રમાણે કરનારા છીએ એમાં સંશય નથી. હે પુરૂષોમાં ઉત્તમ, ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે તમારી દીક્ષા થશે માટે યજ્ઞ કાજે સામગ્રિઓ ભેગી કરો, તમારા યજ્ઞના કામની સિદ્ધિ સારૂ ઘોડાની વિદ્યા (જ્ઞાન)ને જાણનારા સૂત અને તેને જાણનારા વિપ્રો યજ્ઞ યોગ્ય ઘોડાની પરીક્ષા કરો. પછી હે પૃથ્વીના પતિ, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેને છોડો, જેથી તે તમારા પ્રકાશિત યશને દેખાડતો સમુદ્રરૂપ વસ્ત્રવાળી પૃથ્વી પ્રત્યે ચોતરફ ફરે. વૈશંપાયને કહ્યું—હે રાજેંદ્ર, આ પ્રમાણે કહેલા પૃથ્વીના પતિ પાંડવ યુધિષ્ઠિર 'ઠીક' એમ કહી જે રીતે બ્રહ્મવાદિ વ્યાસે કહ્યું તેમ સઘળું કરવા લાગ્યા, ને

હે રાજેંદ્ર, સર્વ સંકલ્પ કરેલા સામાન (પદાર્થો) તૈયાર થયા, જે વખતે તે રાજા ધર્મના પુત્રે સામગ્રિઓને એકઠી કરી. મ્હોટા મનથી કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ)ને નિવેદન કરી. પછી મહા તેજસ્વી વ્યાસે રાજા ધર્મના પુત્રને આમ કહ્યું–હે કૈરવ, કાળ પ્રમાણે અને યોગ પ્રમાણે અમે તમારી દીક્ષા માટે સજ્જ (તૈયાર) છીએ માટે જે કાષ્ટની તરવાર તે આમાં સુવર્ણની અને દર્ભની મુઠી સુવર્ણની જોઇયે. જે બીજું પણ કંઈ તેમાં યોગ્ય હોય તે સુવર્ણનું કરો. પછી આજ પૃથ્વીમાં ક્રમ પ્રમાણે ઘોડાને છોડો અને તે અતિ રક્ષા કરેલો શાસ્ત્ર પ્રમાણે તથા વિધિ પ્રમાણે ફરો. યુધિષ્ઠિર બોલ્યા—હે બ્રહ્મન્, આ ઘોડો જેમ છોડશું તેમ ઇચ્છા પ્રમાણે આ પૃથ્વીમાં ફરશે પણ તેમાં આમ વિધિ (ઠરાવ) કરો કે હે મુનિ, કોણ! પૃથ્વીમાં ફરતાં ઇચ્છા પ્રમાણે ચાલનારા ઘોડાને પાળશે તે તમે કહેવા યોગ્ય છો. વૈશંપાયને કહ્યું—હે રાજેંદ્ર, આ પ્રમાણે કહેલા તે કૃષ્ણદ્વૈપાયન (વ્યાસ) બોલ્યા કે—ભીમસેનનો ન્હાનો ભાઈ, સર્વ ધનુર્ધારિયોમાં શ્રેષ્ઠ, સહન કરનાર, જય પામનાર અને જે ધીરજ યુક્ત છે તે અર્જુન એને પાળશે; કેમકે નિવાત કવચ દૈત્યોનો અંત કરનાર તે પૃથ્વીને જીતવા સમર્થ છે. તે પાસેજ દિવ્ય અસ્ત્રો, દિવ્ય કવચ, દિવ્ય ધનુષ્ અને ભાથા છે માટે તે એની પાછળ જશે. હે નૃપ શ્રેષ્ઠ, ધર્મ તથા અર્થમાં કુશળ અને સર્વ વિદ્યાઓમાં પ્રવીણ એવો તેજ શાસ્ત્ર પ્રમાણે તમારા ઘોડાને ફેરવશે, જે મહાભુજ, કમળની તુલ્ય નેત્રવાળો, સુંદર, શૂર, રાજપુત્ર અને અભિમન્યુનો પિતા છે તે એને પાળશે. હે નૃપ, મહા પરાક્રમી, તેજસ્વી, કુંતીનો પુત્ર ભીમસેન અને નકુલ દેશને સાચવવા સમર્થ છે તેમ હે કૈરવ, બુદ્ધિમાન્, મહાયશસ્વી સહદેવ, વિધિ પ્રમાણે સઘળા કુટુંબરૂપ તંત્રનું સમાધાન કરશે. આ રીતે ન્યાય પ્રમાણે તે સઘળું કહેલા, કુરુકુળને ધારણ કરનારા યુધિષ્ઠિરે કરયું અને અર્જુનને પણ ઘોડાની પાછળ જવા સંદેશો આપ્યો (ખબર આપ્યા). યુધિષ્ઠિર બોલ્યા–હે શૂર અર્જુન, આવો અને તમે આ ઘોડાને પાળો, તમેજ આને સાચવવા યોગ્ય છો, બીજો કોઇપણ માનવ આની રક્ષા કરી શકનાર નથી. વળી હે પાપ અથવા દુઃખરહિત, મહાભુજ, જે નરાધિપ (રાજાઓ) તમારી સામા આવે તેઓ સાથે જે રીતે ક્લેશ ન થાય તે રીતે તમારે કરવું અને હે મહાભુજ, તમારે સર્વ પૃથ્વીના પતિયો (રાજાઓ)ને આ, મારો યજ્ઞ કહેવો અને વખતે 'આવજો' એમ કહેવું. વૈશંપાયને કહ્યું—આ રીતે તે ધર્માત્મા યુધિષ્ઠિરે ભાઈ અર્જુનને કહી ભીમસેન તથા નકુળને શેહેરનાં રક્ષ-

ણમાં ધારયા અને તે વખતે યુધિષ્ઠિરે પૃથ્વીપાળ (રાજા) ધૃતરાષ્ટ્રની અનુમતિ (આજ્ઞા) લઈ યુદ્ધોના પતિ સહદેવને કુટુંબના તંત્ર (વ્યવસ્થા) માં ધારણ કરયા.

कुटुम्बतन्त्रेचतदासहदेवंयुधांपतिम् ।
अनुमान्यमहीपालंधृतराष्ट्रंयुधिष्ठिरः ॥ २६ ॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वाणि य० द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

---

**वैशम्पायनउवाच** ॥ दीक्षाकालेतुसम्प्राप्तेततस्तेसुमहार्त्विजः ।
विधिवद्दिक्षयामासुरश्वमेधायपार्थिवम् ॥ १ ॥

વૈશંપાયને કહ્યું-જ્યારે દીક્ષાનો વખત આવ્યો ત્યારે અતિ મ્હોટા ઋત્વિજો (ઋગ્વેદને જાણનારા) વિધિ પ્રમાણે અશ્વમેધ સારૂ પૃથ્વીના પતિ યુધિષ્ઠિરને દીક્ષા આપવા લાગ્યા અને અશ્વમેધના આરંભરૂપ પશુઓનાં બંધનોને કરી દીક્ષા પામેલા તે, મહા તેજસ્વી, પાંડુના પુત્ર ધર્મરાજ, ઋત્વિજો સાથે અતિ શોભવા લાગ્યા, તથા ઘણાં તેજવાળો, બ્રહ્મવાદિ, વ્યાસે પોતે શાસ્ત્રની વિધિથી અશ્વમેધને અર્થે ઘોડો છોડયો. તે વખતે હે રાજન્, દીક્ષાવાળા, સુવર્ણની માળા યુક્ત, સુવર્ણ જેના કંઠમાં છે એવા તે રાજા ધર્મરાજ અતિ પ્રકાશ પામેલા અગ્નિની પેઠે શોભવા મંડ્યા. કાળાં ચર્મવાળા, દંડ જેના હાથમાં છે, જેનાં વસ્ત્રો હીરનાં છે એવા તે, કાંતિમાન્ ધર્મના પુત્ર, જે રીતે યજ્ઞમાં પ્રજાપતિ શોભે તે રીતે અત્યંત શોભતા હતા. હે જનાધિપ, તેમજ એની તુલ્ય વેશવાળા, સર્વ ઋત્વિજો થયા હતા અને અર્જુન પણ પ્રદીપ્ત થયેલા અગ્નિની પેઠે શોભતા હતા. પછી પૃથ્વીપાળ ધર્મરાજની આજ્ઞાથી ધોળા ઘોડાવાળા અર્જુન જેમાં મુખ્ય કાળો વર્ણ છે એવા તે (યજ્ઞના) ઘોડા પ્રત્યે ગયા. હે પૃથ્વીપાલ, હે રાજન્, ગાંડિવ ધનુષ્યને ફેંકનાર, બાંધેલ હાથના મોજાવાળા, હર્ષયુક્ત અર્જુન જ્યારે તે ઘોડાને અનુસર્યા ત્યારે હે સમર્થ રાજન્, પ્રયાણ કરનારા, કુરૂ શ્રેષ્ઠ અર્જુનને જોવાની ઈચ્છાથી કુમાર (બાળક)થી માંડી સઘળું તે શેહેર આવ્યું (અર્થાત્ શેહેરના સર્વ લોક આવ્યા) અને તે ઘોડાને તથા તે ઘોડાની પાછળ જનારને જોવાની ઈચ્છાવાળા તે લોકોના એક બીજાના સંમર્દ (અથડાવા)થી જાણે ઉનાશ અથવા ધામ થતો હોય તેમ થવા લાગ્યું. તે વખતે હે મહારાજ, કુંતીના પુત્ર અર્જુનને જોનારા નરોનો શબ્દ દિશાઓ

તથા આકાશને પૂરનાર (ગજાવનાર) થયો. આ કાંતિમાન્ કુંતીના પુત્રનો ઘોડો જાય છે કે જેની પાછળ મહાભુજ, ઉત્તમ ધનુષ્‌ને સ્પર્શ કરતા અર્જુન જાય છે. આ રીતે બોલનારાઓની હે ભારત, 'તમે નિર્વિઘ્ન પધારો, તમારૂં કલ્યાણ થાઓ અને પાછા સુખથી આવો' એવી વાણી ઉદાર બુદ્ધિવાળા, જીતવાના સ્વભાવવાળા અર્જુને સાંભળી. પછી હે મનુષ્યોના ઇંદ્ર, બીજા પુરૂષો વાક્ય બોલ્યા કે અમે સંમર્દ (ભીડ)માં એને જોતા નથી પણ આ ધનુષ્ દેખાય છે એ ભયંકર શબ્દવાળું, પ્રખ્યાતિ પામેલું ગાંડિવ નામે ધનુષ્ છે. એ અમંગલ વિના, કલ્યાણથી ક્યાંયથી ભય વગરના માર્ગ પ્રત્યે જાઓ અને જ્યારે એ પાછા આવશે ત્યારે આપણે પાછા આવેલા એને અવશ્ય જોઇશું વિગેરે આવી મનુષ્ય તથા સ્ત્રીઓની મધુર વાણી વારંવાર ઉદાર બુદ્ધિવાળા અર્જુને સાંભળી. હે ભરત શ્રેષ્ઠ, યાજ્ઞવલ્કયનો શિષ્ય, યજ્ઞનાં કર્મમાં કુશળ, અને વેદના પારને પામનારો બ્રાહ્મણ શાંતિને અર્થે કુંતિપુત્રની સાથે ગયો, તેમ હે પૃથ્વીને પાળનાર નૃપ, ધર્મરાજ યુધિષ્ઠિરની આજ્ઞાથી વિધિ પ્રમાણે વેદના પારને પોહોંચનારા, ઘણા બ્રાહ્મણો તથા ક્ષત્રિઓ તે મહાત્માની પાછળ ગયા ને હે શ્રેષ્ઠ મહારાજ, તે ઘોડો પાંડવોએ અસ્ત્રના તેજથી જીતેલી પૃથ્વીમાં દેશ પ્રમાણે ફરવા લાગ્યો. ત્યાં હે વીર, જે વિચિત્ર અને મ્હોટાં પાંડવનાં યુદ્ધ થયાં હતાં તે તમને કહું છું–હે રાજન્, તે ઘોડો પૃથ્વીમાં પ્રદક્ષિણા થાય તેમ વર્ત્તતો હતો. તે પ્રથમ હે મહીપાલ, ઉત્તરમાં ચાલ્યો તે સમજો. તે વખતે તે ઉત્તમ ઘોડો પૃથ્વીપતિ રાજાઓના દેશોને ઉલ્લંઘન કરતો ધીરેથી ચાલતો હતો, તેમ ધોળા ઘોડાવાળો મહારથી અર્જુન પણ ધીરેથી જતો હતો. હે મહારાજ, ત્યારે નાશ પામેલા બાંધવોવાળા જે ક્ષત્રિયો ત્યાં યુદ્ધ કરતા હતા, તે લાખો રાજાઓની ગણના નથી. હે રાજન્, યુદ્ધમાં જેઓનો પરાભવ કરચો હતો તે ઘણા ધનુર્ધારિ કિરાત (ભિલ્લ), યવન, મ્લેચ્છ અને બીજા બહુ પ્રકારના લોકો, તેમ જેઓના નર અને વાહનો હર્ષ પામેલા છે એવા આર્ય, પૃથ્વીપાળો (રાજાઓ) અને ઘણા યુદ્ધમાં દુષ્ટ મદવાળા (છકેલા) રાજાઓ પાંડુપુત્ર અર્જુનની સાથે મળ્યા. આ રીતે હે પૃથ્વીપાળ, ત્યાં ત્યાં અર્જુનનાં જૂદા જૂદા દેશથી આવેલા, પૃથ્વીપાળો (રાજાઓ) સાથે યુદ્ધો થયાં પણ હે નિષ્પાપ રાજન્, બે તરફથી જે મ્હોટાં અને પ્રતાપિ યુદ્ધ થયાં તે, કુંતીના પુત્ર (અર્જુન)નાં યુદ્ધો તમને કહું છું.

यानितूभयतोराजन्प्रतप्तानिमहान्तिच ।
तानियुद्धानिवक्ष्यामिकौन्तेयस्यतवानघ ॥२८॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

---

**वैशम्पायनउवाच** ॥ त्रिगर्त्तैरभवद्युद्धंकृतवैरैःकिरीटिनः । महारथसमाज्ञातैर्हतानांपुत्रनप्तृभिः ॥१॥

વૈશંપાયને કહ્યું—મુગટવાળા અર્જુનનું પ્રથમ કરેલાં વૈરવાળા, મહારથિયોએ આજ્ઞા કરેલાઓએ હણેલાઓના પુત્ર પૌત્ર અને પ્રપૌત્ર વગેરે સંબંધવાળા, ત્રિગર્ત દેશના રાજાઓ સાથે યુદ્ધ થયું. જ્યારે યજ્ઞના ઉત્તમ ઘોડાને આવેલો જાણ્યો ત્યારે તે શૂરાઓ સજ્જ થઇ દેશના અંતભાગમાં આવી વિંટીવળ્યા અને હે રાજન્, જેઓએ ભાથા બાંધેલા છે એવા તે રથવાળા યોદ્ધાઓ શણગારેલા, સારા ઘોડાઓથી યજ્ઞના ઘોડાને ઘેરી ગ્રહણ કરવા લાગ્યા. તે સમયે ત્યાં શત્રુઓને દમનાર, મુગટવાળા અર્જુન તેઓની કરવાની ઇચ્છાને જાણીને શાંતિ પૂર્વક તે શૂરાઓને વારવા લાગ્યા, તે નિવારણને અનાદર કરી તે સર્વ તે વખતે બાણોથી પ્રહાર કરવા મંડયા; તોય મુગટવાળા અર્જુને તમો ગુણ તથા રજો ગુણથી ઢાંકેલા તેઓને નિવારચા તથા હે ભારત, હસતા હોય તેમ જીતનાર સ્વભાવવાળા અર્જુન તેઓ પ્રત્યે હે અધર્મ જાણનારાઓ, જીવવુંજ શ્રેયરૂપ છે માટે નિવૃત્ત થાઓ એમ બોલ્યા, કારણ કે ધર્મરાજ યુધિષ્ઠિરે તે શૂર અર્જુનને વાર્યા હતા કે હે પાર્થ, તમારે જેઓના બાંધવોને હણ્યા છે તે પૃથ્વીપતિ રાજાઓને હણવા નહિ. આવાં બુદ્ધિમાન્ ધર્મરાજનાં વચનને સાંભળવાથી તેણે તે વખતે તેઓને 'પાછાવળો' એમ કહ્યું પણ તેઓ નિવૃત્ત થયા નહિ, ત્યારે યુદ્ધમાં ત્રિગર્ત્ત દેશના રાજા, સૂર્યવર્માને બાણોના સમૂહથી ઘેરિને ધનંજય ( અર્જુન ) હસવા લાગ્યા. પછી તેઓ રથના શબ્દથી, રથનાં ચક્રના અગ્ર ભાગના શબ્દથી સર્વે દિશાઓને પૂર્ણ કરી અર્જુનની સમીપ દોડયા અને હે રાજેંદ્ર, તે વખતે શીઘ્ર અસ્ત્રને દેખાડનારા, સૂર્યવર્માએ નમેલા અગ્ર ભાગવાળા સો બાણ કુંતીપુત્ર અર્જુનની ઉપર નાંખ્યા. તેમજ તેને અનુસરનારા, અર્જુનના વધને ઇચ્છનારા, જે બીજા, મ્હોટાં ધનુષવાળા હતા તેઓ પણ બાણની વૃષ્ટિઓ મૂકવા લાગ્યા. તે સમયે હે રાજન્, તે પાંડવ અર્જુન પ્રત્યંચાના અગ્ર ભાગથી ફેંકેલાં બહુ બાણોથી શત્રુના અતિ ઘણા બાણોને કાપવા લાગ્યા તથા તે ભૂમિ વિષે પડવા લાગ્યાં. વળી તેનોજ ન્હાનો ભાઈ, તેજસ્વી, યુવાન કે-

તુવર્મા, ભાઈના કાર્ય માટે યશસ્વિ પાંડવની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે કેતુવર્માને યુદ્ધમાં સમીપ આવતો જોઇ શત્રુના શૂરને હણનાર અર્જુન તીક્ષ્ણ બાણોથી પ્રહાર કરવા મંડયા. જ્યારે કેતુવર્માને હણ્યો ત્યારે મહારથી ધૃતવર્મા, ઝટ રથમાં બેસી તેને દોડાવતો આવી બાણોથી અર્જુન તરફ વૃષ્ટિ કરવા મંડયો. તે બાળક ધૃતવર્માની તે શીઘ્રતાને જોઇ નિદ્રાને જીતનાર, મહા તેજસ્વી, પરાક્રમી અર્જુન અતિ પ્રસન્ન થયા. તે વખતે ઇંદ્રના પુત્ર અર્જુન તેને બાણ લેતાં દેખતા ન હતા; તેમ સાંધતાં દેખતા ન હતા પણ બાણોને ફેંકતા દેખતા હતા. આથી તે અર્જુન યુદ્ધમાં તે ધૃતવર્માને બે ઘડીવારતો મનથી હર્ષ પમાડતા વખાણવા લાગ્યા અને યુદ્ધમાં મહાભુજ, કુરૂવીરને પ્રીતિપૂર્વક હસતા હોય તેમ રહેલા અર્જુને સર્પની પેઠે ક્રોધ પામેલા તે ધૃતવર્માને પ્રાણથી રહિત ન કર્યો. તે રીતે ઘણાં તેજવાળા કુંતિપુત્રે રક્ષા કરેલા તે ધૃતવર્માએ તે વખતે દીપ્ત બાણ અર્જુન ઉપર છોડયું, તેથી ઝટ હાથમાં અતિ ઘાયલ થયેલા અર્જુન થયા અને મોહથી ગાંડિવ ધનુષ્યને મૂકયું અને તે પૃથ્વીતલે પડયું. આ રીતે હે સમર્થ, ભરત કુળમાં થયેલા, તે અર્જુનના હાથથી પડતાં ધનુષ્યનું રૂપ ઇંદ્રના ધનુષ્યના સરખું થયું. જ્યારે તે દિવ્ય મહા ધનુષ્ મહા યુદ્ધમાં પડયું ત્યારે પૃથ્વીપતિ ( રાજા ) ધૃતવર્મા શબ્દ સહિત હાસ્ય કરવા લાગ્યો, ત્યારે રોષથી પીડેલા, જીતનારા અર્જુને હાથથી રૂધિરને લુઈ તે દિવ્ય ધનુષ્ લીધું અને બાણોની વૃષ્ટિ વર્ષાવી. પછી તે સમયે તેનાં કર્મોને વખાણનારાં, જૂદાં જૂદાં પ્રકારનાં પ્રાણિયોનો હલહલાશબ્દ, સ્વર્ગને સ્પર્શ કરનાર થયો. અને તે કાળમાં જીતની પ્રકૃતિવાળા અર્જુનને ક્રોધ પામેલા તથા કાળ, અંતક અને યમની ઉપમા અપાય એવા જોઇ ચોતરફથી આવેલા ત્રિગર્ત દેશના યોદ્ધાઓ વિંટીવળ્યા. આ રીતે જ્યારે તેઓ ધૃતવર્માની પૂર્ણતાની ઇચ્છા સારૂં સમીપ આવી નિદ્રાને જીતનારા અર્જુનને વિંટવા ( ઘેરવા ) લાગ્યા ત્યારે અર્જુન ત્યાં ક્રોધ પામ્યા અને તેણે ઝટ મહેંદ્રના વજ્રના સરખાં લોઢાનાં ઘણાં બાણોથી તેઓના અઢાર યોદ્ધાઓને માર્યા. વળી તેઓને ભંગાણ પડેલા જોઈ ત્વરાવાળા, શબ્દ થાય તેમ હસતા અર્જુન સર્પના જેવા આકારવાળા બાણોથી હણવા મંડ્યા અને હે રાજન્, અર્જુનના બાણોથી પીડા પામેલા તે સર્વ ત્રિગર્ત્તના મહારથિઓ ભગ્ન મનવાળા થઈ દિશાઓ તરફ દોડવા લાગ્યા તથા સંશપ્તક યોદ્ધાઓને હણનારા, તે ઉત્તમ પુરૂષ અર્જુનને કહેવા લાગ્યા કે અમે સર્વ તમારા દાસ છીએ અને સર્વ તમને વશ પામનાર છીયે માટે હે કૌરવ પુલ, હે કુંતીપુ-

ત્ર, નમ્ર, ઉભેલા દાસ એવા અમોને આજ્ઞા કરો, અમે તમારૂં સઘળું પ્રિય કરશુ. આ તેઓનું વચન જાણી તે વખતે અર્જુને તે સર્વને કહ્યું—હે નૃપો ( રાજાઓ ), જીવિતની રક્ષા કરો અને આજ્ઞા ગ્રહણ કરો.

एतदाज्ञायवचनंसर्वांस्तानब्रवीत्तदा ।
जीवितंरक्षतनृपाःशासनंप्रतिगृह्यताम् ॥३४॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि त्रि० चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

---

**वैशम्पायनउवाच** ॥ प्राग्ज्योतिषमथाभ्येत्यव्यचरत्सहयोत्तमः ।
भगदत्तात्मजस्तत्रानिर्ययौरणकर्कशः ॥१॥

વૈશંપાયને કહ્યું—પછી તે ઉત્તમ ઘોડો પ્રાગ્જ્યોતિષ્ પુરની પાસે આવી ફરવા લાગ્યો, ત્યાં યુદ્ધમાં ઉગ્ર એવો ભગદત્ત રાજાનો પુત્ર લડવા નિકળ્યો અને હે ભરત શ્રેષ્ઠ, તે પૃથ્વીપતિ ( રાજા ) વજ્રદત્ત પાંડુના પુત્રના ઘોડાને પોતાના દેશના અંત ( છેડાના ) ભાગમાં આવેલો જોઈ યુદ્ધ કરવા લાગ્યો. આ રીતે તે ભગદત્તનો પુત્ર રાજા વજ્રદત્ત નગરથી નિકળ્યો અને આવતા ઘોડાને ખેંચી નગરની સમીપ ચાલ્યો, તેને જતો જાણી તે વખતે કુરૂઓમાં શ્રેષ્ઠ એવા મહાભુજ અર્જુન ઝટ ગાંડીવ ધનુષ્યને હલાવતા વેગથી દોડયા. તે વખતે ગાંડીવથી છૂટેલા બાણોથી મોહ પામેલો તે શૂર રાજા તે ઘોડાને તજી તે વખતે કુંતી પુત્રની તરફ દોડયો અને ફરી નગરમાં આવી સજ્જ થયેલો, યુદ્ધમાં ઉગ્ર એવો તે ઉત્તમ રાજા શ્રેષ્ઠ હાથિ ઉપર બેસી બહાર નિકળ્યો. પછી મસ્તક ઉપર ધરાતાં ધોળાં છત્રથી અને ઢળતાં એવાં ધોળાં ચમરથી યુક્ત એવો તે મહારથી પાંડવોમાંના મહારથિ કુંતી પુત્ર અર્જુનની પાસે આવી અજાણપણાથી તથા મોહથી તેને યુદ્ધ સારૂ બોલાવવા લાગ્યો અને ક્રોધ પામેલા તે રાજાએ મદને ઝરનાર જેના ગંડસ્થલનો અગ્ર ભાગ છે એવા, પર્વત સરખા શત્રુના હાથિને નિવારણ કરનારા, જળને ઝરનારા મ્હોટા મેઘ સરખા, શાસ્ત્રની વિધિ પ્રમાણે કલ્પેલા, યુદ્ધમાં નજીક મરણને લીધે દુષ્ટ બુદ્ધિવાળા અને યુદ્ધ વિષે જેનો દુષ્ટ મદ છે એવા હાથિને શ્વેત ઘોડાવાળા અર્જુન તરફ મોકલ્યો. આ રીતે તે રાજાએ પ્રેરણા કરાતો, તે મહા બળવાન્ હાથી તે વખતે અંકુશથી જાણે આકાશમાં ઉડનાર હોય તેમ શોભવા લાગ્યો. હે ભારત રાજન્, તેને આવતો

જોઈ ક્રોધ પામેલા ધનંજય ( અર્જુન ) ભૂમિ ઉપર રહેલા છતાં હાથિ ઉપર રહેલાને યુદ્ધ કરાવવા લાગ્યા. પછી ક્રોધ પામેલા વજ્રદત્તે ઝટ અર્જુનની ઉપર પતંગીઆ અથવા તીડોની પેઠે વેગવાળા અગ્નિ સરખા તોમર નાંખ્યા. તેજ વખતે અર્જુને ગાંડીવ ધનુષ્યથી થયેલા, આકાશમાં જનારા બાણોથી પોતાની પાસે ન આવેલા તે તોમરોને અધરજ બે કટકા ત્રણ કટકા-કરિ કાપી નાંખ્યા. તે રીતે તે તોમરોને કાપેલા જોઈ ત્વરાથી તે ભગદત્તનો પુત્ર છૂટા બાણો પાંડવ અર્જુન પ્રત્યે મૂકવા લાગ્યો; ત્યારે અર્જુન પણ ક્રોધવાન્ થઈ અતિ ઉતાવળથી સુવર્ણના અગ્રવાળા આડાં જનારા બાણોને ભગદત્તના પુત્ર તરફ ફેંકવા લાગ્યા. તે બાણોથી વિંધેલો અને મહા યુદ્ધમાં અતિ ઘાયલ થયેલો મહા તેજસ્વી તે વજ્રદત્ત પૃથ્વી ઉપર પડ્યો પણ સ્મરણે એને તજ્યો નહિ ( પણ એની સ્મરણ શક્તિ નાશ પામી નહિ ), તેથી ફરી તેણે યુદ્ધમાં ઉત્તમ હાથિને છોડી વ્યગ્ર થયા વિના જયની ઇચ્છાથી અર્જુન તરફ મોકલ્યો; ત્યારે ક્રોધ પામેલા અર્જુને કાંચળી વગરના સર્પની ઉપમા અપાય એવા, અને બળતા અગ્નિના સરખા બાણો તે તરફ નાંખ્યા. તેઓએ વિંધેલો રૂધિરને સ્રવતો તે મ્હોટો હાથી તે વખતે જેમ બહુ સરવાણીવાળાં, ગેરૂથી યુક્ત જળને ઝરનાર પર્વત શોભે તેમ શોભવા લાગ્યો.

सतैर्विद्धोमहानागोविस्त्रवन्रुधिरंबभौ ।
गैरिकाक्तमिवाम्भोद्रिर्बहुप्रस्त्रवणंतदा ॥२०॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि व० पञ्चसप्ततितमोऽध्यायः ॥ ७९ ॥

---

एवंत्रिरात्रमभवत्तद्युद्धंभरतर्षभ ।
अर्जुनस्यनरेन्द्रेणवृत्रेणेवशतक्रतोः ॥१॥

હે ભરત શ્રેષ્ઠ, એ રીતે જેમ સો યજ્ઞવાળા ઇંદ્રનું વૃત્રાસુરની સાથે યુદ્ધ થાય તેમ અર્જુનનું નરપતિ (રાજા)ની સાથે ત્રણ રાત્રિ સુધી યુદ્ધ થયું. પછી ચોથે દિવસે મહા બળવાન્ વજ્રદત્ત, શબ્દ સહિત હાસ્ય કરી હસવા લાગ્યો અને આ વાક્ય બોલ્યો—હે અર્જુન, હે અર્જુન ઉભા રહો મારાથી જીવતા છૂટશો નહીં, હું તમને હણી વિધિ પ્રમાણે પિતાને જળ અર્પણ કરિશ. તમે પિતાના મિત્ર, મારા વૃદ્ધ પિતા ભગદત્તને હણ્યા, એ મારા પિતા

વૃદ્ધ હતા પણ આજ હું જે બાળક છું તેને યુદ્ધ કરાવો. આ પ્રમાણે કહી ક્રોધ પામેલા રાજા ભગદત્તે હે કૌરવ, હાથિને પાંડવ તરફ મોકલ્યો. આ રીતે બુદ્ધિમાન્ વજ્રદત્તે મોકલાતો મ્હોટો હાથી આકાશમાં ઉડતો હોય તેમ પાંડવની સમીપ દોડયો અને જેમ જળને આપનાર મેઘ નીલ પર્વતને ભીંજવે તેમ તે મ્હોટો હસ્તિ સુંઢના અગ્રભાગથી નાંખેલા છાંટાથી નિદ્રાને જીતનારા અર્જુનને ભિંજવવા લાગ્યો. આ રીતે તે રાજાએ મોકલેલા મેઘની પેઠે વારંવાર મુખના આડંબરવાળા શબ્દોથી ગર્જના કરતો તે હાથી અર્જુનની તરફ દોડયો અને હે રાજન્, વજ્રદત્તે મોકલેલો તે મ્હોટો હાથી નૃત્ય કરતો હોય તેમ શીઘ્ર કૌરવોના મહારથિ અર્જુન પ્રત્યે આવ્યો. આ રીતે વજ્રદત્તના તે હાથિને આવતો જાણી ગાંડીવનો આશ્રય કરી બળવાન્, શત્રુને હણનાર તે પાંડવ કંપ્યા નહિ અને હે ભારત, તે રાજાનાં મ્હોટાં પ્રથમનાં વૈરને તથા કાર્યનાં વિઘ્નને સંભારિ (વિચારિ) ક્રોધ પામ્યા. પછી તે વખતે ક્રોધ પામેલા પાંડવ બાણના સમૂહથી તે હાથિને જેમ કાંઠો મગરનાં સ્થાનરૂપ સમુદ્રને ઠેલે તેમ નિવારવા લાગ્યા. આ પ્રમાણે અર્જુને નિવારેલા બાણોએ વિંધેલા અંગવાળો, તે શોભિત ઉત્તમ હાથી જે રીતે પિચ્છાંથી વિંધેલી શાહુડી ઉભી રહે તે રીતે ઉભો રહ્યો અને હાથિને નિવારેલો જોઈ રાજા ભગદત્તનો પુત્ર, તીક્ષ્ણ બાણો ફેંકવા મંડયો અને અર્જુન ક્રોધથી વ્યાપ્ત થયા તથા મહાભુજ અર્જુને શત્રુને હણનારા બાણોથી તે બાણોને વાર્યા તે કર્મ આશ્ચર્ય જેવું થયું. તે સમયે ફરી ક્રોધ પામી પ્રાગ્જ્યોતિષના અધિપતિ રાજાએ બળવાન્ પર્વતની ઉપમા અપાય એવા મ્હોટા હાથિને મોકલ્યો, તેને જોરથી આવતો જોઈ ઇંદ્રના પુત્ર અર્જુને હાથિની તરફ અગ્નિના સરખું નારાચ (બાણ) નાંખ્યું. તેથી મર્મસ્થાનકોમાં અતિ ઘવાએલો તે હાથી વજ્રથી ઘાયલ થયેલા પર્વતની પેઠે તત્કાલ ભૂમિ ઉપર પડયો. આ રીતે અર્જુનના બાણે હણેલો, પડતો એવો તે હાથી, વજ્રથી પીડા પામી, પૃથ્વીમાં પેસતા મ્હોટા પર્વતના સરખો શોભવા લાગ્યો. જ્યારે વજ્રદત્તનો તે હસ્તિ પડયો ત્યારે ભૂમિ વિષે રહેલા તે રાજાને અર્જુને 'તમારે બીવું નહિ' એમ કહ્યું; કારણ કે પ્રયાણ વખતે મને મહા તેજસ્વિ યુધિષ્ઠિરે કહ્યું છે કે–હે ધનંજય (અર્જુન), તારે કોઈ રીતે પણ રાજાઓને હણવા નહિ, વળી હે નરશ્રેષ્ઠ, આમ કરવાથી આ સઘળું કાર્ય થશે, તેમ હે ધનંજય (અર્જુન), તારે યુદ્ધમાં યોદ્ધાઓને પણ હણવા નહિ અને સર્વ રાજાઓને પણ કહેવું કે તમે સ્નેહિજનો સાથે યુધિષ્ઠિરના અશ્વમેધનો અનુભવ કરો. આ રીતે ભા-

ઈનું વચન સાંભળ્યું હતું તેથી હે નરાધિપ, તમને હણતો નથી. હે પૃથ્વિના ઈશ્વર, ઉભા થાઓ તમને ભય નથી માટે કલ્યાણવાળા સુખથી જાઓ, અને હે મહારાજ, જ્યારે બુદ્ધિમાન્ ધર્મરાજનો અશ્વમેધ થાય ત્યારે આવતી બીજી ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસ આવજો, આ પ્રમાણે પાંડવ અર્જુને કહેલા તથા જીતેલા, તે રાજા ભગદત્તનો પુત્ર તે વખતે 'તમે કહો છો તેમજ કરિશ' એમ વાક્ય બોલ્યો.

एवमुक्तःसराजातुभगदत्तात्मजस्तदा ।
तथेत्येवाब्रवीद्वाक्यंपाण्डवेनाभिनिर्जितः ॥२६॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि व० षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥

---

**वैशंपायनउवाच** ॥ सैन्धवैरभवद्युद्धंततस्तस्याकिरीटिनः ।
हतशेषैर्महाराजहतानांचसुतैरपि ॥१॥

વૈશંપાયને કહ્યું—હે મહારાજ, તે પછી તે મુગટવાળા અર્જુનનું યુદ્ધ હણેલાઓથી શેષ રહેલા હણેલાઓના પુત્ર એવા, સિંધુ દેશના યોદ્ધાઓની સાથે થયું. તે રાજાઓ દેશમાં આવેલા શ્વેત વાહનવાળા પાંડવ શ્રેષ્ઠ અર્જુનને સાંભળી ન સહન કરતા સામા ગયા અને વિષની ઉપમાવાળા તેઓએ દેશના અંતભાગમાં આવેલા તે ઘોડાને ધારિ ભીમસેનથી ન્હાના કુંતીપુત્ર અર્જુનથી ભય ધારણ કરયું નહિ તથા તેઓ યજ્ઞના ઘોડાની સમીપ પગપાળા રહેલા ધનુષ જેના હાથમાં છે એવા અર્જુનની પાસે ગયા. પછી મહા પરાક્રમિ નરશ્રેષ્ઠ અર્જુનને જીતવાને ઇચ્છનારા અને પૂર્વે યુદ્ધમાં હારેલા તે રાજાઓ તેને વિંટીવળ્યા તથા તે વખતે વિવિધ નામ, ગોત્ર, અને કર્મોને પણ કહેતા એવા તેઓ બાણોની વૃષ્ટિથી કુંતીપુત્ર અર્જુનને ઢાંકવા લાગ્યા. આ રીતે હાથિને હઠાવનારા, બાણોના સમૂહોને ફેંકતા અને યુદ્ધમાં જયને ઇચ્છતા એવા તેઓ કુંતીના પુત્રને ઘેરી વળ્યા અને રથમાં બેઠેલા તે સર્વ શૂરાઓ તે કૃષ્ણ (અર્જુન)ને યુદ્ધમાં ઉગ્ર કર્મવાન્ જોઈ પાયદળ એવા પણ તે અર્જુન સામા યુદ્ધ કરવા લાગ્યા અને તેઓ નિવાત કવચ દૈત્યોના અંતને કરનારા, સંશપ્તક યોદ્ધાઓને હણનારા, ને સિંધુ દેશના રાજાને મારનારા તે શૂર પ્રત્યે પ્રહાર કરવા લાગ્યા. પછી હજાર રથથી અને દશહજાર ઘોડાથી અર્જુનને કોષ્ઠરૂપ કરી પ્રસન્ન મનવાળા થ-

થા. તેમ હે કૌરવ, પૂર્વે યુદ્ધમાં અર્જુને કરેલા સિંધુદેશના રાજા જયદ્રથના તે વધને સંભારતા શૂરાઓ સર્વ, મેઘની પેઠે તે વખત યુદ્ધમાં બાણુ વૃષ્ટિ ફેંકવા લાગ્યા અને તે બાણોએ વિંટેલા, કુંતીપુત્ર અર્જુન જેમ વાદળો માંહે સૂર્ય શોભે તેમ શોભતા હતા. વળી હે ભારત, બાણોએ ઢાંકેલા તે શ્રેષ્ઠ પાંડવ પાંજરાની મધ્યમાં ફરનારા પક્ષિની પેઠે પ્રકાશતા હતા. હે રાજન, જ્યારે કુંતીપુત્ર બાણથી પીડિત થયા ત્યારે સઘળું ત્રણ જગત્ હાહાકાર કરનાર થયું અને સૂર્ય કાંતિ રહિત થયા. પછી હે મહારાજ, રૂવાડાંઓને હર્ષ પમાડનાર વાયુ વાવા લાગ્યો અને એકજ વખતે રાહુએ સૂર્ય તથા ચંદ્રને ગળ્યા ( ગ્રહણ કર્યા-ગ્રસ્યા). ચોતરફથી પડતી ઉલ્કાઓ સૂર્યને હણવા લાગી. હે રાજન્, મહા પર્વત કૈલાસને કંપ થવા લાગ્યો. દુ:ખ ને શોકવાળા અને જેઓને ત્રાસ થયેલો છે એવા સપ્ત ઋષિયો તથા દેવ ઋષિઓ અતિ ઉષ્ણ શ્વાસ નાંખવા લાગ્યા. ચંદ્રમાનું મંડળ ઝટ સસલાને ભેદિ પડવા લાગ્યું. સર્વ દિશાઓ પણ ધૂમથી આકુળ થઇ. ગર્દભના સરખા રંગ અને રાતા રંગ સરખા ધનુષવાળા તથા વિજળી સહિત એવા મેઘ ગગનને ઢાંકી માંસને રૂધિર વર્ષવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ, જ્યારે શૂર, અર્જુન બાણની વૃષ્ટિથી વિંટાયા ત્યારે જે આ પ્રમાણે થયું તે આશ્ચર્ય સરખુ બન્યું. આ રીતે ચોતરફથી તે બાણોના સમૂહે વિંટેલા અર્જુનના હાથથી મોહ થકી ગાંડીવ ધનુષ્ અને હાથનો મોજો પણ પડી ગયો. જ્યારે તે મહારથી મોહ પામ્યા તથા ધિરજ રહિત થયા ત્યારે સિંધુદેશના યોદ્ધાઓ શીઘ્ર બાણના સમૂહ નાંખવા લાગ્યા. તે વખતે કુંતીપુત્રને મોહ પામેલા જાણી સર્વ, ભય પામેલા મનવાળા દેવતાઓ તેની શાંતિ કરનાર થયા તથા સર્વ દેવઋષિ, બ્રહ્મઋષિ અને સપ્તર્ષિઓ બુદ્ધિમાન્ કુંતીપુત્રના જયનો જપ કરવા લાગ્યા. પછી હે પૃથ્વીના અધિપતિ, દેવોએ કુંતીપુત્રનાં તેજને પ્રકાશિત કર્યું. ત્યારે બુદ્ધિમાન્ ઉત્તમ અસ્ત્રોને જાણનાર તે યુદ્ધમાં પર્વતની પેઠે ઉભા રહ્યા અને કૌરવ પુત્ર અર્જુન તે વખત દિવ્ય ધનુષ ખેંચવા લાગ્યા અને વારંવાર યંત્રના જેવો તેનો મ્હોટો શબ્દ એ યુદ્ધમાં થવા મંડ્યો. પછી તે સમર્થ કુંતીપુત્ર જે રીતે ઇંદ્ર વૃષ્ટિઓ કરે તે રીતે ધનુષથી શત્રુઓ તરફ બાણ વૃષ્ટિઓ વર્ષવા લાગ્યા, ત્યારે જેમ પતંગોથી ઘેરાએલાં વૃક્ષો દેખાય નહિ તેમ બાણોએ છવાઇ ગયેલા, રાજા સહિત તે સઘળા સિંધુદેશના યોદ્ધાઓ દેખાતા ન હતા. તેના શબ્દથી સિંધુદેશના લડવૈયા ત્રાસ પામતા, ભયથી પીડા પામેલા ભાગતા શોકથી પીડાતા, આંસુ પાડતા અને શોક કરતા હતા.

હે રાજન્, ઉંબાડીઆના ચક્રની પેઠે તે સર્વ સિંધુદેશના યોદ્ધાઓ તરફ નરશ્રેષ્ઠ બળવાન્ એવા અર્જુન ફરતા હતા અને બાણના સમૂહોથી પીડતા હતા. આ રીતે વજ્રને ધારણ કરનારા મહેંદ્રની પેઠે શત્રુઓને હણનાર કૈરવ શ્રેષ્ઠ અર્જુન સર્વ દિશાઓમાં તે ઇંદ્રિજાળ સરખા બાણોના સમૂહને ફેંકી બાણોની વૃષ્ટિઓથી વાદળોના સમૂહ સરખાં સૈન્યને ભેદિ ( જૂદાં કરી ) જેમ શરદ્ ઋતુમાં દિવસને કરનાર સૂર્ય શોભે તેમ શોભવા લાગ્યા.

मेघजालनिभंसैन्यंविदार्यशरवृष्टिभिः ।
विबभौकौरवश्रेष्ठःशरदीवदिवाकरः ॥३२॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० सै० सप्तसप्ततितमो ऽध्यायः ॥ ७७ ॥

---

**वैशम्पायनउवाच** ॥ ततोगाण्डीवभृच्छूरोयुद्धायसमुपास्थितः ।
विबभौयुधिदुर्धर्षोहिमवानचलोयथा ॥१॥

વૈશંપાયને કહ્યું—તે પછી યુદ્ધ સારૂ ઉભા રહેલા, ગાંડીવ ધનુષ્યને ધારણ કરનાર, શૂર અને યુદ્ધમાં દુઃખે ધસાવાય એવા અર્જુન હિમાલયની પેઠે અચળ (ખસે નહિ એવાં) શોભવા લાગ્યા; ત્યારે હે ભારત, પાછા લડવાના નિશ્ચયથી ઉભા રહેલા, અતિ કોપેલા, તે સિંધુ દેશના યોદ્ધાઓ બાણની વૃષ્ટિઓ મૂકવા મંડ્યા. ફરીને પણ ઉભા રહેલા, મરવાને ઇચ્છનારા તેઓને હસિ, મહાભુજ કુંતીપુત્ર શુભ વાણીથી કહેવા લાગ્યા. કે તમે પરમ શક્તિથી યુદ્ધ કરો તથા મારા જય સારૂ યત્ન કરો અને સર્વ કાર્યો કરો, પણ તમને મ્હોટું ભય આવેલું છે. આ હું બાણરૂપ જાળને હઠાવી સર્વ સામો લડનાર છું માટે યુદ્ધના મનવાળા ઉભા રહો, હું તમારા ગર્વને શાંત કરનાર છું, એટલું કહી તે વખતે રીસથી ગાંડીવને ધારણ કરનાર કૈરવ થયા પણ પછી હે ભારત, હે તાત, મહાત્મા ધર્મરાજાએ જે કહ્યું હતું કે તમારે જીતવાને ઇચ્છનારા ક્ષત્રિયોને યુદ્ધમાં હણવા નહિ પણ જીતવા, એ રીતે કહેલાં મ્હોટાભાઈનાં વચનને સંભારી ધર્મને જાણનાર પુરૂષ શ્રેષ્ઠ અર્જુન વિચારવા લાગ્યા કે રાજાએ આવું મને કહ્યું છે કે તમારે રાજાઓને હણવા નહિ, આ ધર્મરાજનું શુભ વચન છે તે કેમ! ખોટું ન થાય તથા રાજાઓ શી રીતે! ન હણાય અને રાજાની આજ્ઞા મેં કરેલી થાય આ પ્રમાણે વિચાર કરી તે પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન તે વખતે યુદ્ધમાં દુષ્ટ મદવાળા, ઉભા રહેલા સિંધુ (સિંધ)

દેશના યોદ્ધાને કહેવા લાગ્યા કે આ તમારી હિંસા નથી પણ શ્રેય કહું છું, જે યુદ્ધમાં તમારો છું એમ કહેશે તે પરાજય (હાર)વાળો છે માટે આ મારૂં વચન સાંભળી તમે પોતાનું હિત કરો, આથી બીજી રીતે કરવાથી મેં પીડેલા દુઃખ પામનાર થશો. આ રીતે તે શૂરાઓને કહી અતિ ક્રોધ પામેલા, કુરૂશ્રેષ્ઠ અર્જુન ક્રોધ પામેલા, જીતવાને ઇચ્છનારા તે યોદ્ધાઓ સાથે યુદ્ધ કરવા લાગ્યા; તેમ તે વખતે હે રાજન્, સિંધના યોદ્ધાઓ ગાંડીવ ધનુષ્વાળા અર્જુન ઉપર લાખો, કરોડો નમેલ પર્વવાળાં બાણો નાંખવા લાગ્યા અને તે અર્જુન તીક્ષ્ણ બાણોથી આવતાં ક્રૂર, સર્પનાં ઝેર જેવાં બાણોને મધ્યમાંજ (અધવચજ) કાપવા લાગ્યા. આ રીતે તાકીદથી શિલા સરખાં તીક્ષ્ણ તે કંકપક્ષિનાં પિચ્છાંવાળા બાણોને કાપી યુદ્ધમાં તીક્ષ્ણ બાણોથી એઓમાંના એક એકને ભેદ્યા, ત્યારે પાછા સિંધુ દેશના રાજાઓ જયદ્રથને હણેલો યાદ કરી પ્રાસ અને શક્તિઓને અર્જુન તરફ ફેંકવા લાગ્યા, પણ મહા બળવાન્ મુકુટવાળા અર્જુને તેઓનો સંકલ્પ (વિચાર) નિષ્ફળ કરયો અને તે વખત પાંડવે તે સર્વને અધવચ કાપી મ્હોટો શબ્દ કર્યો તથા અતિ યત્ન કરનારા, જયને ઇચ્છનારા તે યોદ્ધાઓનાં મસ્તકોને નમેલ અગ્રવાળાં ભાલાંઓથી પાડ્યાં. આથી નજીક ભાગતા દૂર દોડતા અને પાછા વળતા તે યોદ્ધાઓનો શબ્દ પૂર્ણ (ભરેલા) મહાસાગરના જેવો થવા લાગ્યો. આ રીતે તે સમયે ઘણાં તેજવાળા કુંતીપુત્ર અર્જુને વધ કરાતા તેઓ બળ પ્રમાણે અને ઉત્સાહ પ્રમાણે અર્જુનને યુદ્ધ કરાવતા હતા. પછી યુદ્ધમાં અર્જુને નમેલ અગ્રભાગવાળા બાણોથી ગ્લાનિ પામેલા, વાહન અને સૈનિકોવાળા તે અતિ ઘણા યોદ્ધાઓને સંજ્ઞા (ભાન) રહિત કર્યા. આ રીતે તેઓ સર્વને અતિ ગ્લાનિવાળા જાણી ધૃતરાષ્ટ્રની પુત્રી દુઃશલા પોતાના પુત્રના પુત્ર અને સુરથના પુત્ર એવા શૂર બાળકને લઈ ચાલી અને તે વખતે રથમાં બેસી આવી. પછી સર્વ યોદ્ધાઓની શાંતિ સારૂ પાંડવ અર્જુન પાસે ગઇ અને તે અર્જુનને પ્રાપ્ત થઇ, તે વખતે પીડિત સ્વરથી રૂદન કરવા લાગી. આ રીતે તેને આવેલી જોઈ સમર્થ એવા અર્જુને પણ ધનુષ્ને તજ્યું તથા ધનુષ્ને ફેંકી તે વખતે કુંતીપુત્ર અર્જુને બેનને વિધિ પ્રમાણે આમ કહ્યું કે શું કરૂં? આ સાંભળી તેણે તેને જવાબ આપ્યો–હે ભરતશ્રેષ્ઠ, આ તમારા ભાણેજનો બાળકપુત્ર તમને ચરણમાં વંદન કરે છે માટે હે પુરૂષ શ્રેષ્ઠ કુંતીપુત્ર, તેને જુઓ. આ રીતે કહેલા તે અર્જુન તેના પિતાને ( પિતાની ખબર ) પૂછવા લાગ્યા કે એ ક્યાં છે? આ સાંભળ્યા પછી દુઃશલાએ આવું વાક્ય કહ્યું–

શૂર એવો આનો પિતા પિતાના શોકથી સંતાપ પામી તથા ખેદથી પીડા પામી જે રીતે મરણ પામ્યો તે મારાથી સાંભળો. હે પાપ અથવા દુઃખરહિત, પૂર્વે યુદ્ધમાં તમે હણેલા પોતાના પિતા (જયદ્રથ)ને સાંભળી પછી ઘોડાને અનુસરનારા યુદ્ધ માટે તમને આવેલા સાંભળી હે ધનંજય, પિતાના દુઃખથી પીડા પામેલા તેણે પ્રાણ તજ્યા. હે પાપ અથવા દુઃખથી રહિત, 'અર્જુન આવ્યા' એમ તમારૂં નામ સાંભળીનેજ ખેદથી પીડા પામેલો મારો પુત્ર, પૃથ્વી ઉપર પડયો અને મરણ પામ્યો. આ રીતે ત્યાં તેને પડેલો જોઈ હે સમર્થ, ત્યાંથી તેના પુત્રને લઇ આજ શરણને ઇચ્છનાર હું તમારી પાસે આવી છું. આ પ્રમાણે કહી તે ધૃતરાષ્ટ્રની પુત્રીએ પીડિત સ્વર કાઢયો અને દીન એવી તે દીન, ઉભા રહેલા, નીચું કરેલ મુખવાળા એવા પણ કુંતીના પુત્રને કહેવા લાગી–હે ધર્મને જાણનાર, કુરૂના કુળને ધારણ કરનાર, બેનને તથા ભાણેજના પુત્રને જુવો અને તે કુરૂના રાજા દુર્યોધનને તથા મંદ એવા જયદ્રથને યાદ કર્યા વિના દયા કરવા યોગ્ય છો હે નરશ્રેષ્ઠ, જેમ શત્રુના શૂરને હણનાર પરિક્ષિત્ અભિમન્યુથી થયેલા છે તેમ આ મારો મહાભુજ પૌત્ર સુરથથી થયેલો છે તેને લઈ હું તમારી પાસે આવેલી છું. વળી હે મહાભુજ, આ મારૂં વચન સાંભળો–સર્વ યોદ્ધાઓની શાંતિ સારૂં આ તે મંદ (મૂર્ખ)નો પુત્ર આવેલો છે માટે આ બાળકની ઉપર તમે કૃપા કરવા યોગ્ય છો. હે શત્રુને દમનાર, આ (બાળક) મસ્તકવડે તમને નમિ શાંતિને અર્થે તમારી પાસે માગે છે. હે મહાભુજ ધનંજય (અર્જુન), શાંતિ પામો; તેથી હે કુંતીપુત્ર, જેનો બંધુ નાશ પામેલો છે એવા કશું પણ ન જાણનારા બાળકની ઉપર કૃપા કરો અને હે ધર્મને જાણનાર ક્રોધને વશ પામો માં. અતિ અપરાધવાળા, અનાર્ય (દુર્જન) અને ક્રૂર એવા આના પિતામહ (દાદા)ને ભૂલી જઈ કૃપા કરવા યોગ્ય છો. આ રીતે કરૂણા ઉપજાવનારૂં જ્યારે દુઃશલા બોલ્યાં ત્યારે અર્જુન દેવી ગાંધારીને તથા રાજા ધૃતરાષ્ટ્રને સંભારી દુઃખને શોકથી પીડા પામી ક્ષત્રિના ધર્મને નિંદવા લાગ્યા કે જે ક્ષત્રિયના ધર્મકાજે મેં સર્વ બાંધવોને યમના સ્થાનમાં પોહોંચાડયા. આ રીતે બહુ શાંતિ વગેરે કહી અર્જુને કૃપા કરી અને તેને મળી પ્રસન્ન થઈ ઘરતરફ મોકલી. સુંદર મુખવાળી દુઃશલા પણ કુંતીપુત્ર અર્જુનને વખાણી તે યોદ્ધાઓને મોટાં યુદ્ધથી નિવારિ ઘર તરફજ ગઇ. આવી રીતે તે સિંધુદેશના શૂરાઓને જીતિ તે અર્જુન ઇચ્છા પ્રમાણે ફરનારા દોડતા એવા તે ઘોડાની પાછળ દોડ્યા. પછી જેમ આકાશમાં પિનાક ધારી દેવ (શંકર) મૃગની પાછળ જાય તેમ

શ્વર તે વિધિ પ્રમાણે તે યજ્ઞના ઘોડાને અનુસરવા લાગ્યા અને તે ઘોડો ઈચ્છા પ્રમાણે કુંતીના પુત્રનાં કર્મને વધારતો ઇચ્છાં પ્રમાણે તથા ક્રમ પ્રમાણે તે તે દેશો પ્રત્યે ફરવા મંડયો ને હે પુરૂષોમાં શ્રેષ્ઠ, આ રીતે ક્રમે કરી ફરતો એવો તે ઘોડો પાંડવ સહિત મણિપૂર પતિના દેશ સમીપ આવ્યો.

क्रमेणसहयस्त्वेवंविचरन्पुरुषर्षभ ।
मणिपूरपतेर्देशमुपायात्सहपाण्डवः ॥४९॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि सै० अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

---

**वैशंपायनउवाच** ॥ श्रुत्वातुनृपतिःप्राप्तंपितरंबभ्रुवाहनः ।
निर्ययौविनयेनाथब्राह्मणार्थपुरःसरः ॥१॥

વૈશંપાયને કહ્યું—પિતાને આવેલા સાંભળ્યા પછી બ્રાહ્મણોનો અર્થ જેની આગળ જનાર છે એવો રાજા બભ્રુવાહન નગરથી નિકળ્યો પણ ક્ષત્રિના ધર્મને સંભારિ ધારણા યુક્ત બુદ્ધિવાળા તે ધનંજયે એ રીતે આવતા મણિપૂરના પતિને વખાણ્યો નહિ અને તે વખતે ધર્માત્મા ક્રોધ સહિત એવા તે અર્જુન બોલ્યા કે આ તમારી ક્રિયા યોગ્ય નથી તમે ક્ષત્રિના ધર્મથી બહાર છો. હે પુત્ર, પોતાના દેશના અંતમાં આવેલા, રક્ષા કરાતા, યુધિષ્ઠિરના યજ્ઞના ઘોડાને જોઈ શું વિચારે હું તરફ યુદ્ધ કરતા નથી? જે તમે મને યુદ્ધ માટે આવેલાને શાંતિથીજ સામા આવો છો માટે ક્ષત્રિના ધર્મથી બહાર કરેલા અતિ દુષ્ટ બુદ્ધિવાળા તમોને ધિક્કાર થાઓ, જે તમે યથાયોગ્ય આવેલો હું છું તેને શાંતિથીજ સ્ત્રીની પેઠે મળો છો માટે અહિં જીવતાં તમારાથી કોઈ પણ પુરૂષાર્થ ( પરાક્રમ) નથી. હે અતિ દુષ્ટ બુદ્ધિવાળા, જો હું શસ્ત્ર તજી તમારા તરફ આવું તો હે નરોમાં અધમ, આ. તમારી પ્રક્રિયા ( વર્ત્તણુક ) યોગ્ય થાય. આ પ્રમાણે ભર્તાએ તેને કહેલું જાણી સહન ન કરનારી નાગની પુત્રી ઉલૂપી પૃથ્વીને ભેદિ સમીપ આવી. તે વખતે હે પ્રભુ, તેણે યુદ્ધને ઇચ્છનારા પિતાએ વારંવાર તરછોડતા નીચું મુખ કરી વિચાર કરતાં પુત્રને જોયો; ત્યારે સુંદર સર્વ અંગોવાળી તે નાગપુત્રી ઉલૂપી ધર્મ યુક્ત વચન ધર્મ કુશલ પુત્રને કહેવા લાગી—હે પુત્ર, તમે મને તમારી માતા, નાગની પુત્રી ઉલૂપી જાણો તથા મારૂં વચન કરો (પાળો), તેથી તમને ઉત્તમ ધર્મ થશે. તમે યુદ્ધમાં દુર્મદ (છકેલા) એવા

કુરૂશ્રેષ્ઠ આ તમારા પિતા સામે યુદ્ધ કરો, એ રીતેજ એ પ્રસન્ન થશે એ-માં સંશય નથી, આ રીતે હે ભરતશ્રેષ્ઠ, માતાએ દુર્વિચારવાળો કરેલો તે, મહા તેજસ્વી રાજા બભ્રુવાહન યુદ્ધ સારૂં મન કરવા લાગ્યો અને શ્રીમાન એવો તે સુવર્ણનું કવચ તથા કાંતિવાળો મસ્તકને રક્ષા કરનાર ટોપ ધા-રણ કરી સો ભાથાથી સંબંધવાળા સર્વ સાધનોથી યુક્ત મનના સરખા વે-ગવાળા ઘોડાઓથી યુક્ત, ચક્રરૂપ સામાનવાળા તથા સુવર્ણનાં પાત્રોથી શોભિત રથ ઉપર ચઢયો. તે રાજા બભ્રુવાહન પરમ પૂજેલા ધ્વજને તથા સુવર્ણમય સિંહને ઉંચો કરી કુંતી પુત્રને મનમાં ધારી ચાલ્યો. પછી શૂર બભ્રુવાહને કુંતીપુત્રે સાચવેલા યજ્ઞના ઘોડાની પાસે જઈ ઘોડાની શિક્ષામાં કુશળ પુરૂષોથી ગ્રહણ કરાવ્યો. આ રીતે ઘોડાને પકડેલો જોઈ પ્રસન્ન મ-નવાળા તે અર્જુન ભૂમિ વિષે રહેલા છતાં યુદ્ધમાં રથમાં રહેલા પુત્રને વારવા મંડયા અને ત્યાં તે રાજા તે શૂરને તીક્ષ્ણ તથા સર્પના ઝેર સરખા અનેક બાણોના સમૂહોથી પીડવા મંડયો. આથી પ્રસન્ન થતા તે બે પિતા પુત્રનું દેવ તથા અસુરના જેવું અતુલ યુદ્ધ થવા લાગ્યું અને હસતા બ-ભ્રુવાહને નમેલા પર્વવાળા બાણથી નરશ્રેષ્ઠ, મુકુટવાળા અર્જુનને ઘૂંટણના ભાગમાં પ્રહાર કર્યો અને તે બાણ અગ્ર ભાગસહિત જેમ સર્પ રાફડામાં પેસે તેમ કુંતીપુત્ર અર્જુનને ભેદી પૃથ્વીતલમાં પેઠો. દૃઢ વેદનાથી યુક્ત એ-વા બુદ્ધિમાન્ તે ઉત્તમ ધનુષનો આશ્રય કરી દિવ્ય તેજરૂપ ઈશ્વર પ્રત્યે પ્રવેશ કરી મરણ પામેલા હોય તેમ થયા, પછી સંજ્ઞા (જ્ઞાન) પામી પુત્રને વખાણી તે પુરૂષ શ્રેષ્ઠ, મહા તેજસ્વી ઇંદ્રપુત્ર અર્જુન, આ વાક્ય બો-લ્યા–'સારૂં સારૂં' હે મહા ભુજ વત્સ, હે ચિત્રાંગદાના પુત્ર તમારૂં સરખું (યોગ્ય) કર્મ જોઈ પ્રીતિમાન્ થયો છું. હે પુત્ર, આ હું તારા તરફ બાણ મુકું છું માટે હે પુત્ર, યુદ્ધમાં સ્થિર થા. આવું કહીને શત્રુને હણનાર તે બાણવૃષ્ટિ કરવા લાગ્યા અને તે રાજા ગાંડીવ ધનુષ્યથી નાંખેલા વજ્ર અને અશનિ સરખી કાંતિવાળા સર્વ બાણોને ભાલાઓથી બે તથા ત્રણ કટકા કરી કાપવા મંડયો. કુંતીપુત્ર અર્જુને દિવ્ય બાણોથી અને ક્ષુરથી (સજૈયાથી) સુવર્ણના તાલ સરખા સુવર્ણથી શોભિત એવા તેની ધ્વજને રથથી પાડયો, તેમ હે શત્રુને દમ-નાર રાજન, હસતા હોય તેમ રહેલા પાંડવે એના મ્હોટા શરીરવાળા અને મ્હો-ટા વેગવાળા ઘોડાને જીવ રહિત કર્યા. પછી અતિ કોપેલો તે રાજા રથથી ઉતરીને પગપાળો ક્રોધથી પિતા પાંડવને યુદ્ધ કરાવવા લાગ્યો. આ રીતે પુત્રના પરાક્રમથી પ્રસન્ન થતા, પાંડવોનામાં શ્રેષ્ઠ એવા, વજ્રને ધારણ કરનારા

ઈંદ્રના પુત્ર એવા અર્જુન પુત્રને અતિ પીડતા નહતા. આથી પિતાને વિમુખ થયેલા (હઠેલા) માનનાર તે બળવાન્ બભ્રુવાહન સર્પના આકાર જેવા બાણોથી પાછો પીડવા લાગ્યો. પછી તે બભ્રુવાહને બાળપણાથી (મૂર્ખતાથી) તીક્ષ્ણ, સારા અગ્ર ભાગવાળા બાણથી પિતાને હૃદયમાં બળ પ્રમાણે (જોરથી) વિંધ્યા અને હે રાજન્,અતિ દુઃખ કરનાર તે ગર્મને ભેદિ પાંડવ પ્રત્યે પેઠો તથા તે પુત્રે અતિમાં અતિ વિંધેલા તે કુરૂપુત્ર ધનંજય (અર્જુન) મોહથી પીડિત બની પૃથ્વીને પ્રાપ્ત થયા અને હે રાજન્, જ્યારે કૌરવોના ધુરંધર તે શૂર પડયા ત્યારે તે પણ ચિત્રાંગદાનો પુત્ર રાજા બભ્રુવાહન મોહ પામ્યો ને પ્રથમજ અર્જુને બાણોના સમૂહોથી ખબ વિંધેલો હતો તેથી તે પણ યુદ્ધમાં ઘણી મેહેનત કરીને તથા પિતાને હણેલો જોઈ યુદ્ધના અગ્ર ભાગમાં ધરતીનું આલિંગન કરી પડ્યો. આ રીતે ભર્ત્તાને હણેલા તથા પુત્રને પૃથ્વીમાં પડેલા જોઈ ત્રાસ પામેલી ચિત્રાંગદા રણભૂમિના આંગણામાં પેઠી અને શોકથી સંતાપ પામેલા -હૃદયવાળી અતિ રોતી અને કંપતી એવી મણિપૂરના પતિની માતા (ચિત્રાંગદા) હણેલા પતિને જોવા લાગી.

शोकसन्तप्तहृदयारुदतीवेपतीभृशम् ।
मणिपूरपतेर्मातादद‍र्शनिहतंपतिम् ॥३९॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनु० अ० ऊनाशीतितमो ऽध्यायः ॥ ७९ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततोबहुतरंभीरुर्विलप्यकमलेक्षणा ।
मुमोहदुःखसन्तप्तापपातचमहीतले ॥१॥

વૈશંપાયને કહ્યું—ત્યાર પછી અતિ ઘણો વિલાપ કરી, કમળના સરખાં નેત્રવાળી, તે ભીરૂ સ્ત્રી મોહ પામી અને દુઃખથી સંતાપ પામેલી પૃથ્વીતલે પડી. પછી શોભિત શરીરને ધારણ કરનારી તે દેવી ( પટરાણી ) સંજ્ઞા ( ભાન ) પામીને નાગની પુત્રી ઉલૂપીને જોઈ આ વાકય બોલી—હે ઉલૂપિ, તમારે કાજે મારા પુત્રે યુદ્ધને જીતનાર પતિને યુદ્ધમાં હણેલા, ભૂમિ ઉપર સુતેલા જુવો, જરૂર તમે આર્યના ધર્મને જાણનાર અને જરૂર પતિવ્રતા છો કે જે તમારે કાજે આ તમારો પતિ,યુદ્ધમાં હણેલો પડેલો છે અથવા જો આ અર્જુન તમારા સર્વ અપરાધવાળા છે તોપણ પ્રાર્થના કરવાથી

તમે ક્ષમા કરો અને ધનંજય ( અર્જુન )ને જીવાડો. હે આર્યે, હે કલ્યાણિ, અવશ્ય તમે ધર્મને જાણનારાં ત્રણ લોકમાં જાણેલાં છો, જે પુત્રથી ભર્તાનો નાશ કરાવી પાછળ શોક કરતાં નથી. હે નાગપુત્રિ, હું હણેલા પુત્રનો શોક કરતી નથી પણ પતિનોજ શોક કરૂં છું કે જેનું આ અતિથિપણું કર્યું. આ રીતે તે વખતે તે યશવાળી રાણી નાગની પુત્રી, દેવી ઉલૂપીને કહિ સ્વામિની સમીપ જઈ આ રીતે આ વચન બોલી—હે કુરૂના મુખ્ય એવા યુધિષ્ઠિરના પ્રિય હે મારા મુખ્ય પ્રિય હે મહાભુજ, મેં આ તમારા ઘોડાને મુક્ત કરાવ્યો છે માટે ઉભા થાઓ, હે વિભુ, અવશ્ય આપે તો આ ધર્મરાજના યજ્ઞના ઘોડાને અનુસરવું છે તે તમે શું પૃથ્વી તલે સુતાછો?! હે કુરૂપુત્ર, જે તમારામાં મારા અને કૈરવોના પ્રાણ આધિન રહેલા છે તે તમે બીજાઓના પ્રાણને દેનાર થઈ શાથી પ્રાણને તજનાર થાઓ છો, હે ઉલૂપિ, આ પતિને પૃથ્વી ઉપર પડેલા સારી રીતે જુવો. આ પુત્રને તજી ઘાત કરાવી શાથી શોક નથી કરતાં? આ બાળક મૃત્યુને વશ પામેલો ખૂબ ભૂમિ ઉપર સુવો પણ રાતાં નેત્રવાળા, નિદ્રાના નિયંતા, વિજય ( અર્જુન ) સારી રીતે જીવો. હે સૌભાગ્યવતિ, અતિ મદવાળા નરોને બહુ ભાર્યાવાળાપણું થાય છે એ અપરાધ નથી માટે તમારી એવી બુદ્ધિ થાઓ માં પણ બ્રહ્માએ આજે સખાપણું કરેલું છે તે સદા અખંડ સખાપણું રહેનાર જાણો અને તમારી સંગત સત્ય થાઓ. જો આજ પુત્રવડે આ પતિનો ઘાત કરાવી આજ જીવતા નહિ દેખાડો તો હું જીવિત છોડિશ અને હે દેવિ, પતિ ને પુત્રવિના કરેલી, દુઃખ વાળી તે હું અહિંજ તમારા જોતાં અનશન વ્રત (ન જમવાના વ્રત )નો આશ્રય કરીશ એમાં સંશય નથી. આ પ્રમાણે નાગની પુત્રીને કહી હે જનાધિપ, તેની શોક્ય, ચિત્રવાહનની પુત્રી ચિત્રાંગદા તે વખત પ્રાય ( અનશન) વ્રતને સેવનાર થઈ ને મૌન ધારનાર થઇ. વૈશંપાયને કહ્યું—ત્યારે વિલાપ કરી વિરામ પામેલી તે ભર્તાના ચરણોને ગ્રહણ કરી નજીક બેઠેલી, ઉંચા શ્વાસવાળા પુત્રને જોતી દીન થઇ, ત્યાર પછી ફરી સંજ્ઞા પામી. તે રાજા બભ્રુવાહન યુદ્ધભૂમિમાં માતાને આવેલી જોઈ પછીથી આવું બોલ્યો—આથી વધારે દુઃખ શું જે મારી માતા સુખે વૃદ્ધિ પામેલી છે તે ભૂમિમાં પડેલા, મરેલા, શૂરપતિની પાછળ સુવે છે. વળી યુદ્ધમાં શત્રુઓને હણનારા સર્વ શસ્ત્રધારિયોમાં ઉત્તમ એવા પતિને યુદ્ધમાં મેં હણેલો જુવે છે. અહો! મ્હોટી છાતિવાળા મહાભુજ, પતિને હણેલો જોનારી આ દેવીનું હ્રદય જેથી ભેદ પામતું નથી માટે દઢ છે. અહિં જ્યાંસૂધી મરણનો માર્ગ આ-

બ્યો નથી ત્યાં સુધી પુરૂષે મરવું દુર્લભ છે એમ માનું છું; કેમકે જ્યાં હું જીવિતથી વિયોગ પામતો નથી અને મારી માતા પણ જીવિતથી વિખૂટાં પડતાં નથી હાય હાય ધિક્કાર છે, મેં પુત્રે અહિ હણેલા કુરૂના વીર અર્જુનના સુવર્ણના કવચને પૃથ્વી ઉપર વિંધેલું છે તે જુવો. ભોભો બ્રાહ્મણો મારા શૂર પિતાને મેં પુત્રે પાડેલા, વીરની શય્યામાં સુતેલા નિરખો. કુરૂ મુખ્ય યુધિષ્ઠિરે જે બ્રાહ્મણોને ઘોડાની પાછળ જવા મૂકયા છે તેઓ યુદ્ધમાં મેં જે આને હણ્યા છે તેરૂપ મારા કામની શાંતિ કરશે; માટે હે વિપ્રો, અહિ આજ રણભૂમિમાં પિતાને હણનાર, અતિ ક્રૂર, પાપી એવો હું છું તેણે શું પ્રાયશ્ચિત્ત કરવું? આજ પિતાને હણી અહિં અતિક્રૂર અને ધર્મથી વિંટેલો આ હું છું તેના બાર માસ દુઃખે જવાના છે. આજ મારા પિતાને હણી એ પિતાનાંજ શિર તથા કપાળને જોડનાર આજ હું થાઉં તો તેનું તે પ્રાયશ્ચિત્ત છે તેથી બીજું નથી. હે નાગની ઉત્તમ પુત્રિ, મેં હણેલા ભર્ત્તાને જુવો, મેં આજ યુદ્ધમાં અર્જુનને હણી તમારૂ પ્રિય કરયું; હે શુભે, તે હું આજ પિતૃએ સેવેલી ગતિને પામિશ માટે હું આત્મા (દેહ)થી આત્મા (જીવ)ને ધારણ કરવા શક્તિમાન્ નથી. હે દેવિ માત, તે તમે મારા તથા ગાંડીવ ધનુષ્યવાળા અર્જુનના મરવાથી પ્રીતિવાળાં થાઓ. હું સત્યથી આત્માને શાપ (દબકો) આપુંછું. આ રીતે કહી હે મહારાજ, તે વખતે આચમન કરી (જળનો સ્પર્શ કરી) દુઃખ ને શોકથી ધાયલ થયેલો તે રાજા દુઃખથી વચન બોલ્યો—હું જે રીતે સત્ય કહું છું તે રીતે હે માત, તમે અને સ્થાવર, જંગમ, સર્વ પ્રાણિયો સાંભળો. જો નરોમાં શ્રેષ્ઠ એવા મારા પિતા જયવાળા અર્જુન નહિ ઉભા થાય તો આજ યુદ્ધના ભાગમાં હું શરીરને શોષ પમાડિશ (સુકાવિશ). પિતાને હણિને કયાંય પણ મારૂં પ્રાયશ્ચિત્ત નથી માટે જરૂર પિતાના વધથી પીડા પામેલો હું નરકને પામિશ. શૂર ક્ષત્રિયને હણિ મનુષ્ય સો ગાયનાં દાનથી મુક્ત થાય છે પણ આ રીતે પિતાને હણવાથી મારાં પાપોનું નિવારણ થવું દુર્લભ છે. એ એક મહા તેજસ્વી પાંડુ પુત્ર ધનંજય (અર્જુન) મારા પિતા અને ધર્માત્મા છે, તેના નાશથી મારૂં પ્રાયશ્ચિત્ત ક્યાંથી થાય! આ પ્રમાણે કહિને હે નૃપ, ધનંજયનો પુત્ર મહા બુદ્ધિમાન્ રાજા (બભ્રુવાહન) જળનો સ્પર્શ કરી અનશન વ્રતવાળો થઇ મૌન યુક્ત થયો. વૈશંપાયને કહ્યું—હે શત્રુને તપાવનાર, તે સમયે જ્યારે પિતાના શોકથી ભરેલો રાજા મણિપૂરનો પતિ માતાની સાથે અનશન વ્રત કરવા બેઠો ત્યારે ઉલૂપીએ સંજીવન (જીવાડનારો) મણિ

સંભાર્યો અને તે વખતે નાગોના ઉત્તમ આશ્રયરૂપ તે મણિ નજીક પ્રાપ્ત થ-યો. પછી હે કૌરવ, તેને લઈ નાગરાજ પતિની પુત્રી સૈનિકોનાં મનને આ-નંદ પમાડનારી વાણી બોલી–હે પુત્ર, ઉભો થા, શોક ન કર, તેં અર્જુનને જીતેલા નથી. એ પુરૂષોથી તથા ઇંદ્ર સહિત એવા દેવોથી પણ જીતી શકાય એમ નથી પણ આજ મેં આ તારા યશસ્વિ પિતા અને નરોના પતિ એવા અર્જુનનાં પ્રિય માટે મોહની (મોહ કરનારી) નામે માયા દેખાડી. હે કૌરવ રાજન્, સંગ્રામમાં યુદ્ધ કરતાં તારા પુત્રના બળને જાણવાની ઇચ્છાથી આ શત્રુના શૂરોને હણનાર અર્જુન આવેલો છે માટે હે પુત્ર, મેં યુદ્ધ સારૂ તમને પ્રેરણા કરી પણ આથી હે સમર્થ પુત્ર, અણું પણ પોતાનું પાપ થ-યેલું ધારો માં; કારણ કે હે પુત્ર, આ (અર્જુન) પુરાતન સદા રહેનાર અવિનાશી મહાન્ આત્મારૂપ (મહત્તત્વરૂપ) ઋષિ છે માટે યુદ્ધમાં ઇંદ્ર પણ એને જીતવા શક્તિમાન્ નથી. હે નૃપ, આ મેં આણેલો દિવ્ય મણિ છે કે જે નિત્ય મરેલા, મરેલા સર્પોના અધિપતિયોને જીવાડે છે. આને હે સમર્થ, તું આ પોતાના પિતાની છાતિ ઉપર સ્થાપન કર એટલે તેજ વખતે તે તું કુંતીપુત્ર પાંડવને જીવિતવાળા જોઇશ, આ પ્રમાણે કહેલા ઘણા તેજવાળા પાપને ન કરનારા તે બભ્રુવાહને તે સમયે સ્નેહથી તે પિતા કુંતીપુત્રની છા-તિ ઉપર મણિ રાખ્યો. જ્યારે તે મણિ રાખ્યો ત્યારે શૂર, સમર્થ અને જી-તવાના સ્વભાવવાળા, શુદ્ધ રાતાં નેત્રવાળા અર્જુન ઉત્પન્ન થયેલા જીવિત-વાળા થયા અને ઘણા વખતથી સુતેલા હોય તેમ ઉઠયા. આ રીતે ઉભા થયેલા, સંજ્ઞાને પામેલા તે, મનસ્વિ મહાત્મા, પિતાને સ્વસ્થ થયેલા જોઈ બભ્રુવાહન વંદન કરવા લાગ્યો. હે સમર્થ (જનમેજય), જ્યારે ફરીને પુરૂષોમાં શ્રેષ્ઠ, લક્ષ્મીવાન્ એવા અર્જુન ઉભા થયા ત્યારે ઇંદ્રે દિવ્ય, પુણ્યકારિ, પુ-ષ્પોની વૃષ્ટિ કરી, તેમ નહિ વગાડેલાં મેઘના સરખાં અવાજવાળાં દુંદુભિ (નગારાં) વાગવા લાગ્યાં અને આકાશમાં 'સારૂં થયું સારૂં થયુ' એમ મ્હોટો શબ્દ થયો. આથી આશ્વાસના પામી ઉભા થઈ મહાભુજ અર્જુને બભ્રુ-વાહનને આલિંગન કરી મસ્તક તરફ નાક કર્યું અને એની દૂર, ઉલૂપીની સાથે બેઠેલી, શોકથી દુર્બળ થયેલી માતા ચિત્રાંગદાને જોઈ ત્યારે અર્જુને પૂછ્યું–હે શત્રુઓને હણનાર, કેમ! આ સઘળું રણભૂમિનું આંગણું શોક, વિસ્મય અને હર્ષવાળું જણાય છે? જો આ જાણતા હો તો મને કહો? આ તમારી માતા, શામાટે રણભૂમિમાં આવેલાં છે અને આ નાગરાજની પુત્રી ઉલૂપી શા સારૂ! અહિ આવેલાં છે? હું મારા કહેવાથી તમે યુદ્ધ કર્યું એ

જાણુછું પણ હું સ્ત્રીઓના આવવામાં કારણ જાણવાને ઇચ્છુંછું. તે વખતે તે રીતે પૂછેલો, મણિપૂરનો પતિ જાણનાર છતાં તેને મસ્તકવડે પ્રસન્ન કરી (નમન કરી) કહેવા લાગ્યો કે આ, ઉલૂપીને પૂછો.

तमुवाचतथापृष्टोमणिपूरपतिस्तदा ।
प्रसाद्यशिरसाविद्वानुलूपीपृच्छ्यतामियम् ॥६१॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० अ० अशीतितमोऽध्यायः ॥ ८० ॥

---

अर्जुनउवाच ॥ किमागमनकृत्यंतेकौरव्यकुलनन्दिनि ।
मणिपूरपतेर्मातुस्तथैवचरणाजिरे ॥१॥

અર્જુને પૂછ્યું—હે કુરૂના કુળને આનંદ પમાડનારાં, તમારૂં અને મણિપૂરના પતિની માતાનું આવવાનું કારણ શું છે? હે નાગ પુત્રિ, કેમ આ રાજાના કુશળને ઇચ્છનારાં છો અથવા હે ચપળ કટાક્ષવાળાં, કેમ તમે મારૂં શુભ ઇચ્છો છો? હે વિશાળ કેડવાળાં તથા પ્રિય દેખાવવાળાં, મેં અથવા આ બભ્રુવાહને અજ્ઞાનથી કેમ! તમારૂં અપ્રિયતો નથી કરચું? કેમ! તમારી શોક્ય, ઉત્તમ નિતંબ (કેડની પાછળના ભાગ)વાળાં ચિત્રવાહનનાં પુત્રી, રાજપુત્રી ચિત્રાંગદા કંઈ પણ અપરાધ કરતાં નથી? આ સાંભળી નાગરાજની દીકરી હસતી હોય તેમ તેને કહેવા લાગી કે નથી મારા તમે અપરાધિ થયા કે નથી બભ્રુવાહન મારો અપરાધિ, તેમ આ તેની જણનારી (મા) મારી અપરાધિ નથી કે જે મારા દાસની પેઠે રહેલી છે. જે જે રીતે મેં સઘળું કરેલું છે તે તે રીતે સાંભળો. હું તમને મસ્તકવડે પ્રસન્ન કરી કહું છું કે મારી ઉપર તમારે કોપ કરવો નહિ. હે વિભુ કૌરવ, મેં આ તમારાં પ્રિય માટે જે કરચું હતું તે હે મહાભુજ ધનંજય, પૂર્ણતાથી સાંભળો—મહા ભારત યુદ્ધમાં જે તમે અધર્મથી શંતનુના પુત્ર, નૃપતિ ભીષ્મને હણ્યા હતા તેનું આ પ્રાયશ્ચિત્ત કરચું. હે પાર્થ હે વીર, તમે યુદ્ધ કરતાં ભીષ્મને પાડચા નથી પણ શિખંડિની સાથે મળેલા ભીષ્મને શિખંડિનો આશ્રય કરી તમે હણેલા છે માટે જો તમે તેની શાંતિ કરચાવિના જીવિતને તજત તો તે, પાપવાળાં કર્મથી જરૂર નરકમાં પડત, તેથી પુત્ર થકી જે સ્થિતિને તમે પામ્યા એ ગંગાસહિત વસુએ શાંતિ કહેલી હતી તે થઈ. હે પૃથ્વીપાલ હે મ્હોટી બુદ્ધિવાળા, પૂર્વે વસુઓએ તમારૂં જે કહેલું હતું તે મેં

આ સાંભળ્યું છે. હે નૃપ, જ્યારે ગંગાના તીરનો આશ્રય કરી શંતનુના પુત્ર ભીષ્મનાશ પામ્યા ત્યારે દેવતા વસુઓ સ્નાન કરી ભેગા થઈ મહાનદી ગંગાને, ભગીરથની પુત્રી ગંગાનાં મતથી તે વખતે આવું આ ઘોર વચન કહેવા લાગ્યા–હે સદ્ભાવિનિ, યુદ્ધમાં બીજાની સાથે આસક્ત થયેલા, નહિ લડનારા, આ શંતનુના પુત્ર ભીષ્મને અર્જુને હણ્યા માટે આ પ્રસંગથી આજ આપણે અર્જુનને શાપથી મુક્ત કરિયે, આ સાંભળી તેણે 'તેમ બનો' એમ કહ્યું અને તે હું પિતાને જણાવી ઘરમાં પેસી વ્યથા પામેલી ઈંદ્રિયોવાળી થઈ, તે (પિતા) પણ તે સાંભળી ઘણો ખેદ પામ્યા. પછી મારા પિતા વસુઓ પાસે જઇ તમારે અર્થે યાચના કરવા લાગ્યા તથા વારંવાર એઓને પ્રસન્ન કરવા લાગ્યા, ત્યારે તેઓએ એને આ વચન કહ્યું–હે મહાભાગ, નાગોના ઈંદ્ર, જ્યારે તેનો પુત્ર યુવાન જે મણિપૂરનો રાજા છે તે યુદ્ધના મધ્યમાં રહી બાણોથી એને પૃથ્વીમાં પાડશે ત્યારે એમ કરવાથી તે શાપથી મુક્ત થશે, આમ કહી વસુઓએ 'જાઓ' એમ કહેલા તે મારી પાસે આવ્યા અને એ મને કહ્યું, તે સાંભળીને મેં તમને તે શાપથી મુક્ત કરાવ્યા છે, દેવોના રાજા ઈંદ્ર પણ તમને યુદ્ધમાં પરાજય પમાડી શકે નહિ; પણ પુત્ર આત્મા (પોતા)રૂપ કહેલો છે તેથી અહિં તેણે પરાભવ પામેલા થયા છો. હે સમર્થ, આમાં મારો દોષ માનવાનો નથી અથવા તમે કેમ માનો છો? એ રીતે કહેલા, અર્જુન પ્રસન્ન મનથી આ વાક્ય બોલ્યા–હે દેવિ, તમે જે આ કર્યું છે તે સઘળું મને અતિ પ્રિય છે, એમ કહી તે અર્જુને પુત્ર એવા મણિપૂરના પતિ (બભ્રુવાહન)ને કૌરવની પુત્રી ચિત્રાંગદાના સાંભળતાં તે વખતે કહ્યું–હે નૃપ, યુધિષ્ઠિરનો અશ્વમેધ આવતી ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે થશે માટે તેમાં અમાત્ય સહિત તથા માતાઓ સહિત આવજો. આ રીતે કુંતીપુત્ર અર્જુને કહેલા તે બુદ્ધિમાન્ અને જેનાં નેત્રો આંસુઓથી મલિન થયાં છે એવો રાજા બભ્રુવાહન પિતા પ્રત્યે આ વચન બોલ્યો–હે ધર્મને જાણનાર, તમારી આજ્ઞાથી હું દ્વિજમંડળ સહિત મહાયજ્ઞ અશ્વમેધમાં આવિશ, પણ હે ધર્મજ્ઞ, આજ મારા અનુગ્રહ અર્થે બે ભાર્યાઓ સાથે પોતાના પૂરમાં પધારો, આમાં તમને વિચાર થાઓ માં. હે સમર્થ, જીતનારાઓમાં ઉત્તમ, અહિં પોતાના સ્થાનમાં સુખે એક રાત રહી પાછા ઘોડાની પાછળ ગમન કરજો. આ પ્રમાણે ત્યારે પુત્રે કહેલા તે વાનર યુક્ત ધ્વજવાળા કુંતીપુત્ર અર્જુન હસિને ચિત્રાંગદાના પુત્રને તે સમયે કહેવા લાગ્યા–હે મ્હોટાં નેત્રવાળા મહાભુજ, હું દીક્ષા પ્રમાણે ફરૂં છું તે તમારૂં જા-

રોકેલું છે માટે તે હું પ્રથમ તમારા પૂર પ્રત્યે પ્રવેશ નહિ કરૂં. હે નરશ્રેષ્ઠ, આ યજ્ઞનો ઘોડો ઇચ્છા પ્રમાણે જાય છે માટે મારૂં એક સ્થાન નથી તેથી હું જઈશ, તમારૂં કલ્યાણ થાઓ. આ સાંભળી તેણે ત્યાં વિધિ પ્રમાણે સત્કાર કરેલા, બે ભાર્યાઓએ આજ્ઞા આપેલા તે ઇંદ્રના પુત્ર ભરત શ્રેષ્ઠ અર્જુન ચાલ્યા.

सतत्रविधिवत्तेनपूजितःपाकशासनिः ।

भार्याभ्यामभ्यनुज्ञातःप्रायाद्भरतसत्तमः ॥३२॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० एका-शीतितमोऽध्यायः ॥ ८१ ॥

---

**वैशंपायनउवाच** ॥ सतुवाजीसमुद्रान्तांपर्येत्यवसुधामिमाम् ।

निवृत्तोभिमुखोराजन्येनवारणसाह्वयम् ॥१॥

વૈશંપાયને કહ્યું—હે રાજન્, તે ઘોડો સમુદ્ર પર્યંત આ પૃથ્વીમાં ચોતરફ ફરી જે રસ્તે હસ્તિનાપુર છે તે તરફ પાછો વળ્યો. પછી ઘોડાની પાછળ જનાર, મુકુટને ધારણ કરનાર અર્જુન પણ પાછા વળ્યા અને તે વખતે ઇશ્વરેચ્છાથી અથવા એની મેળે રાજગૃહ નામના પૂર પાસે પ્રાપ્ત થયા (આવ્યા). હે સમર્થ, તેને સમીપ આવેલા જોઈ ક્ષત્રિયના ધર્મમાં રહેલા શૂર સહદેવનો પુત્ર, યુદ્ધ માટે બોલાવવા લાગ્યો અને તે સમયે નગરથી નિકળી રથવાળો, ધનુષવાળો, બાણવાળો, ને હાથનાં રક્ષણવાળો છતાં તે મેઘસંધિ પગપાળો તે અર્જુન તરફ દોડ્યો તથા હે મહારાજ, મહા તેજસ્વી મેઘસંધિ અર્જુનને પામી કુશળપણાથી નહિ પણ બાળના ભાવથી આ વચન બોલ્યો—હે આર્ય ભારત, શું આ તમારો ઘોડો સ્ત્રીઓના મધ્યમાં હોય તેમ છે માટે એ ઘોડાને હરિશ, તમે તેને મૂકાવવા યત્ન કરજો. જો યુદ્ધમાં તમે મારા પિતૃથી શિખેલા નથી તો હું તમારૂં અતિથિપણું કરિશ, હું પ્રહાર કરૂં છું અને તમે પ્રહાર કરો. આ પ્રમાણે કહેલા પાંડવ એને હસતા હોય તેમ બોલ્યા કે મારે વિઘ્ન કરનારને વારવો (હડાવવો), આવું મારૂં વ્રત મ્હોટા ભાઇએ ઠરાવેલું છે તે હે નૃપ, તમારૂં પણ જરૂર જાણેલું છે, તમે શક્તિ પ્રમાણે પ્રહાર કરો, મને ક્રોધ નથી. આ પ્રમાણે કહ્યું ત્યારે પ્રથમ, જેમ હજાર નેત્રવાળા ઇંદ્ર વૃષ્ટિ પાડે તેમ હજારો બાણને ફેંકતો એવો, મગધ દેશનો રાજા (મેઘસંધિ) પાંડવને પ્રહાર કરવા લાગ્યો. પછી હે ભરતશ્રેષ્ઠ, શૂર ગાંડીવધારિ અર્જુને ગાંડીવથી નાંખેલા

બાણોએ કરી તે યત્નવાળા બાણોને નિષ્ફળ કર્યા. આ રીતે જેના ધ્વજમાં વાનર છે એવા તે અર્જુને તેના બાણોના સમૂહને નિષ્ફળ કરી દીપ્ત મુખવાળા સર્પો સરખા પ્રકાશિત બાણ નાંખ્યા. આ રીતે કુંતીપુત્ર અર્જુને ધ્વજ, પતાકા, દંડ, રથ, મંત્ર અને ઘોડાની બાબતમાં રક્ષા ન કરાતો તથા બીજા, રથના અંગોના વિષયમાં રક્ષણ નહિ કરાતો અને સારથિ તથા શરીરની બાબતમાં રક્ષણ કરાતો, મગધદેશનો રાજા, તેને (રક્ષાને) પોતાના પરાક્રમરૂપ માનિ અર્જુનના શરીર વિષે બાણો ફેંકવા લાગ્યો, ત્યારે મગધદેશના રાજાએ અતિ ઘાયલ કરેલા, ગાંડીવ ધનુર્ધારી અર્જુન જે રીતે વસંતકાળમાં પુષ્પવાળું કેસૂડાનું ઝાડ શોભે તે રીતે શોભવા લાગ્યા. હે કૌરવ, અર્જુને ન હણાતો તે મગધ દેશનો રાજા પાંડવ શ્રેષ્ઠ અર્જુનને હણવા લાગ્યો, તેથી તે લોકના શૂરના દેખાવમાં રહ્યા (જગતના શૂર જેવા દેખાયા). પછી ક્રોધ પામી તે અર્જુને જોરથી ધનુષ ખેંચી, તેના ઘોડાઓને નિર્જીવ કર્યા, સારથિનું મસ્તક હરણ કર્યું, ક્ષુરથી એનાં વિચિત્ર મ્હોટાં ધનુષને કાપ્યું; તેમ એના હાથની રક્ષા કરનારા મોજાને, પતાકાને, તથા ધ્વજને પાડયો. આથી વ્યથા પામેલો, ઘોડારહિત, ધનુષ્યરહિત ને જેનો સારથિ નાશ પામેલો છે એવો તે રાજા ગદા લેઈ વેગથી તેની સમીપ દોડયો. આ રીતે સમીપ આવતાંજ તેની સુવર્ણથી શોભિત ગદાને ઝટ ઘણા, ગીધના સરખા વેગવાળા બાણોથી બહુ પ્રકારે કાપી નાંખી અને પડી ગયેલાં મણિનાં બંધનવાળી, કટકારૂપ થયેલી તે ગદા, છોડી મૂકાતી નાગણીની પેઠે ધરણીતલ ઉપર પડી. આ રીતે રથરહિત, ધનુષ્યરહિત અને ગદાથી રહિત થયેલા તે રાજાને વાનરધ્વજ અર્જુને શાંતિ પૂર્વક આ વાક્ય કહ્યું–હે પુત્ર, તમે આ ક્ષત્રિયનો ધર્મ સંપૂર્ણ દર્શાવ્યો, હવે જાઓ. હે રાજન્, બાળક છતાં તમારૂં યુદ્ધમાં આ કર્મ ઘણું છે. હે રાજન્, યુધિષ્ઠિરનો આવો સંદેશો છે કે રાજાઓને હણવા નહિ તેથી યુદ્ધમાં મારા અપરાધિ છતાં પણ જીવો છો, આ રીતે તે વખતે પોતાને આજ્ઞા કરેલાં વચનને માનિ, મગધદેશનો રાજા સત્ય છે એમ જાણી બે હાથ જોડી એને માન આપવા લાગ્યો. તમારૂ કલ્યાણ થાઓ, હું પરાજય પામ્યો છું તેથી યુદ્ધ કરવા અહિં ઉત્સાહ પામતો નથી, આજ મારે તમારૂં જે જે કરવાનું હોય તે કહો અને કરેલુંજ જાણો. આ સાંભળી તેને આશ્વાસના કરી અર્જુન ફરી આ બોલ્યા–તમારે અમારા રાજાના અશ્વમેધમાં બીજી (આવતી) ચૈત્ર પૂર્ણિમા ઉપર આવવું, આ પ્રમાણે કહેલો તે સહદેવનો પુત્ર 'ઠીક' એમ કહી યુદ્ધમાં શ્રેષ્ઠ એવા

અર્જુનને તથા તે ઘોડાને વિધિ પ્રમાણે પૂજવા લાગ્યો. પછી ફરીને પણ કેશવાળીવાળો તે ઘોડો ઇચ્છા પ્રમાણે સમુદ્રના તીરથી કોસલ દેશસહિત પુંડ્ર અને અંગદેશ (બંગાલા) તરફ ગયો તથા હે રાજન્, તે તે ઠેકાણે ધનને જીતનારા અર્જુને ગાંડીવ ધનુષ્યથી અનેકવાર ઘણાં મ્લેચ્છોનાં સૈન્યો જીત્યાં.

तत्रतत्रचभूरीणिम्लेच्छसैनान्यनेकशः ।
विजिग्येधनुषाराजन्गाण्डीवेनधनंजयः ॥३०॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० मा० द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥

---

**वैशंपायनउवाच** ॥ मागधेनार्चितोराजन्पाण्डवःश्वेतवाहनः ।
दक्षिणांदिशमास्थायचारयामासतंहयम् ॥१॥

વૈશંપાયને કહ્યું—હે રાજન્, મગધ દેશના રાજાએ સત્કાર કરેલા ઘોળા વાહનવાળા પાંડવ અર્જુન, દક્ષિણ દિશા પ્રત્યે રહી તે ઘોડાને ચારવા લાગ્યા. તે પછી ઇચ્છા પ્રમાણે ફરનાર, બળવાન્ તે ઘોડો પાછો ફરી ચેદિ રાજાઓની રમણીય, શુક્તિસાહ્વય નગરી પાસે આવ્યો, ત્યાં શિશુપાલના પુત્ર, પ્રસિદ્ધ એવા શરભે તે વખતે તે મહા બળવાન્ અર્જુનનો યુદ્ધ પૂર્વક અને પૂજાથી સત્કાર કરયો. ત્યાર પછી હે રાજન્, અર્ચન કરેલો તે ઉત્તમ ઘોડો તે વખતે કાશી, અંગ, કોસલ, અને કિરાત દેશો તરફ તથા પછી તંગણ દેશો તરફ ગયો. ત્યાં ન્યાય પ્રમાણે પૂજા ગ્રહણ કરી કુંતીપુત્ર ધનને જીતનાર અર્જુન, પાછા ફરી તે સમયે દશાર્ણ દેશો તરફ ગયા. ત્યાં બળવાન, શત્રુને પીડનાર, ચિત્રાંગદ નામે રાજા હતો તેની સાથે તે અર્જુનનું અતિ ભયંકર યુદ્ધ થયું, તેને પણ વશ આણી મુકુટવાન્, પુરૂષ શ્રેષ્ઠ અર્જુન નિષાદો (ભિલ્લો)ના રાજા, એકલવ્યના દેશમાં ગયા. તે વખતે એકલવ્યનો પુત્ર યુદ્ધથી એને ગ્રહણ કરવા લાગ્યો (ભજ્યો). ત્યાં તેણે નિષાદોની સાથે રૂવાડાંઓને હર્ષ પમાડનારૂં યુદ્ધ કર્યું. પછી યુદ્ધોમાં પરાજય રહિત, અને યુદ્ધમાં દુઃખે હઠાવાય એવા કુંતીપુત્રે યજ્ઞનાં વિઘ્ન સારૂ આવેલા તે, (એકલવ્યના પુત્ર)ને પણ જીત્યો. આ રીતે તે નિષાદના પુત્રને જીતી, હેમરાજ, તેણે પૂજેલા તે ઇંદ્રના પુત્ર અર્જુન ફરી દક્ષિણ સમુદ્ર તરફ પ્રયાણ કરવા લાગ્યા. ત્યાં પણ દ્રવિડ, આંધ્ર, રૌદ્ર, માહિષક, અને કોલ્લપર્વતના યોદ્ધાઓ સાથે મુકુટવાળા

અર્જુનનું યુદ્ધ થયું. તેઓને પણ અતિ ઉગ્ર નહિ એવાં કર્મથી જીતિ વિજયવાન્ અર્જુન ઘોડાના વશપણાથી સુરાષ્ટ્ર (સોરઠ) તરફ ગયા. પછી ગોકર્ણ પાસે આવી પ્રભાસ પણ ગયા. તે પછી કુરૂરાજનો યજ્ઞનો શોભિત ઘોડો રમણીય વૃષ્ણિ વીરોએ પાળેલી, દ્વારકાં નગરી સમીપ ગયો; તે શ્રેષ્ઠ ઘોડાને હરિ, યાદવોના કુમારો ચાલતા થયા. તે સમયે હે રાજન્, ઉગ્રસેને તેઓને નિવાર્યા. પછી તે વખતે વૃષ્ણિ અને અંધક કુળના પતિ ઉગ્રસેન, મુકુટવાળા અર્જુનના મામા વસુદેવ સહિત નગરથી બહાર નિકળી તે બે મળી ભરતકુળના નરોમાં શ્રેષ્ઠ કુરૂ શ્રેષ્ઠ એવા અર્જુનને વિધિ પ્રમાણે પ્રીતિ પૂર્વક ઉત્તમ પૂજાથી મળ્યા. પછી તેઓએ આજ્ઞા આપેલા તે જે માર્ગે ઘોડો ગયો તે રસ્તે ગયા. ત્યાંથી તે ઘોડો તે વખતે સમુદ્રના પશ્ચિમ ભાગમાં ક્રમથી ચરવા લાગ્યો અને ત્યાંથી પંચનદ તરફ ગયો; તે દેશથી પણ હે કૌરવ, તે સમયે કુંતીપુત્રે અનુસરેલો તે ઘોડો ઇચ્છા પ્રમાણે ગંધાર દેશમાં ફરવા લાગ્યો. પછી મુકુટવાળા અર્જુનનું પ્રથમના વૈરને અનુસરનારા ગાંધાર લોકના રાજા શકુનિના પુત્રની સાથે ઘોર યુદ્ધ થયું.

ततोगान्धारराजेनयुद्धमासीत्किरीटिनः ।
घोरंशकुनिपुत्रेणपूर्ववैरानुसारिणा ॥२०॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० ऽयशीतितमोऽध्यायः ॥ ८३ ॥

---

**वैशम्पायनउवाच** ॥ शकुनेस्तनयोवीरोगान्धाराणांमहारथः ।
प्रत्युद्ययौगुडाकेशंसैन्येनमहतावृतः ॥१॥

વૈશંપાયને કહ્યું—ગંધાર દેશના યોદ્ધાઓમાં મહારથી, શૂર અને મ્હોટાં સૈન્યથી યુક્ત એવો શકુનિનો પુત્ર નિદ્રાને નિયમમાં રાખનારા અર્જુન સામે ગયો, તેમ રાજા શકુનિના વધને સહન નહિ કરનારા, હાથિ, ઘોડા અને રથોથી યુક્ત, પતાકા તથા ધ્વજોની પંક્તિવાળાં સૈન્ય સહિત, તે યોદ્ધાઓ ધનુષ્ ગ્રહણ કરી, કુંતીના પુત્ર સામે ચાલ્યા. તેઓને પરાજય રહિત, ધર્માત્મા એવા તે અર્જુને યુધિષ્ઠિરનું વચન કહ્યું પણ તેઓએ હિતકારિ કહેવું ગ્રહણ કર્યું નહિ અને કુંતીપુત્રે શાંતિ પૂર્વક વારતાં છતાં પણ ક્રોધ પામેલા તેઓ ઘોડાને ચોતરફથી ઘેરી ચાલતા થયા, ત્યારે પાંડવ ક્રોધ પામ્યા તથા તે વખત પાંડવ અર્જુન અતિ યત્ન વગર થાય તેમ ગાંડીવથી મૂકે-

લા, દીપ્ત અગ્રભાગવાળા ક્ષુરોથી તેઓનાં મસ્તકોને છેદવા લાગ્યા. આ રીતે હે મહારાજ, કુંતીપુત્રે વધ કરાતા, અતિ બાણ વૃષ્ટિથી પીડા પામેલા તેઓ ઉતાવળથી ઘોડાને તજી નિવૃત્ત થયા અને તે ગંધારદેશના યોદ્ધાઓએ રો-કાતા એવા પણ તેજસ્વી પાંડુ પુત્ર (અર્જુન) કહિ, કહિને એઓનાં મ-સ્તકોને પાડવા લાગ્યા. જ્યારે ચોતરફથી ગંધાર દેશના તે યોદ્ધાઓ વધ પામવા લાગ્યા ત્યારે તે રાજા શકુનિનો પુત્ર પાંડવને નિવારવા લાગ્યો. આ રીતે યુદ્ધ કરતા, ક્ષત્રિયના ધર્મમાં રહેલા, તે રાજાને કુંતીપુત્ર કહેવા લાગ્યા—હે વીર, રાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી મારે રાજાઓનો વધ કરવો નથી માટે તમે યુદ્ધથી સંપૂર્ણ કરવું, આજ તમારો પરાજય ન થાઓ. આ પ્ર-માણે કહેલા છતાં અજ્ઞાનથી મોહ પામેલો તે તે વચનનો અનાદર કરી ઇંદ્ર-ની સમાન કર્મવાળા અર્જુન પ્રત્યે બાણો ફેંકવા લાગ્યો, ત્યારે અમેય મન વાળા, કુંતીપુત્ર અર્જુને અર્ધચંદ્ર જેવા બાણથી તેના મસ્તકનું રક્ષણ કરનારા ટોપને જેમ જયદ્રથના મસ્તકને હર્યું હતું તેમ હરયો. તેને જોઈ સઘળા તે ગંધાર દેશના યોદ્ધાઓ વિસ્મય પામ્યા અને તેણે ઇચ્છાથી રા-જા છો એમ જાણી હણ્યા નહિ, એમ તેને જાણવા લાગ્યા અને ગાંધાર દેશના રાજાનો પુત્ર તો પલાયનમાં ઉત્સાહ કરી તેજ, ક્ષુદ્ર મૃગોની પેઠે ત્રા-સ પામેલા યોદ્ધાઓ સાથે ગયો. ત્યાં કુંતીપુત્રે વેગથી ચોતરફ દોડતા તે યોદ્ધાઓનાં મસ્તકોને નમેલ અગ્રભાગવાળા ભાલાંઓથી હર્યાં. કેટલાકોએ તો કુંતીપુત્રે નાંખેલા, ગાંડીવ ધનુષથી છૂટેલા, પ્હોલા બાણોએ હરેલી ઉંચી થયેલી ભુજાઓને જાણિ નહિ. ભાનવગર દોડતા એવા નર, હાથિ અને ઘોડાવાળું દોડતું એવું તે સૈન્ય પડવા માંડ્યું તથા ઘણાઓ જેમાં ઘાય-લ થયેલા અને નાશ પામેલા છે એવું તે વારંવાર ફરવા લાગ્યું. ઉત્તમ કર્મ-વાળા શૂર અર્જુનની આગળ પડતા એવા કોઇપણ શત્રુઓ દેખાતા નહતા કે જેઓ ધનને જીતનાર અર્જુનને સહન કરી શકે. વળિતેથી ભય પા-મેલી ગાંધારરાજની માતા મંત્રિવૃદ્ધોને આગળ કરી તથા ઉત્તમ અર્ઘને પાસે કરી નગરથી બહાર નીકળી અને તે વ્યગ્ર નહિ એવા યુદ્ધમાં દુર્મદ તે પુત્રને વારવા લાગી તથા ક્લેશ વગરનાં કર્મ કરનારા તે જીતનારા અ-ર્જુનને પ્રસન્ન કરવા મંડી. સમર્થ એવા અર્જુને પણ તેનો સત્કાર કરી કૃપા કરી અને શકુનિના પુત્રને પણ શાંત કરવા આ વાક્ય કહ્યું—હે મહા-ભુજ, અઘરહિત અને શત્રુઓને હણનાર તમે જે સામુ યુદ્ધ કરવા આ બુદ્ધિ કરી તે, મને પ્રિય નથી પણ હે રાજન્, ગાંધારી, માતાને યાદ કર-

વાથી તે તે ધૃતરાષ્ટ્રનાં કૃત્યથી જીવો છો પણ તમારા અનુચરોને હણ્યા માટે હવે આવા થાઓ માં, વૈર શાંતિ પામો, તમારી બુદ્ધિ આવી થાઓ માં અને તમે અમારા નૃપ (રાજા)ના અશ્વમેધ યજ્ઞમાં બીજી ચૈત્રપૂર્ણિમાને દિવસે આવજો.

मैवंभूःशाम्यतांवैरंमातेभूद्बुद्धिरीदृशी ।
गच्छेथास्त्वंपराचैत्रीमश्वमेधेनृपस्यनः ॥२४॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० श० चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

---

**वैशम्पायनउवाच** ॥ इत्युक्त्वानुययौपार्थोहयंकामविहारिणम् ।
न्यवर्त्तततोवाजीयेननागाह्वयंपुरम् ॥१॥

વૈશંપાયને કહ્યું—આ પ્રમાણે કહીને કુંતીપુત્ર અર્જુન ઇચ્છાથી ક્રીડા અથવા ગતિ કરનારા ઘોડાની પાછળ ગયા અને ઘોડો ત્યાંથી જે માર્ગે હસ્તિનાપુર છે તે રસ્તે પાછો વળ્યો. આ રીતે તેને નિવૃત્ત થયેલા ચારથી-જ (જાસૂસથીજ) યુધિષ્ઠિરે સાંભળ્યા અને અર્જુનને કુશળયુક્ત સાંભળીને પ્રસન્ન મનવાળા થયા. તે વખતે ગાંધાર દેશમાં થયેલું વિજયવાન્ અર્જુનનું તે કર્મ સાંભળી તથા ત્યારે બીજા દેશોમાં બનેલું કર્મ સાંભળી તે અતિ પ્રસન્ન થયા. એજ વખતમાં માઘ માસની બારશ તથા પુષ્પ નક્ષત્ર આ-વેલું જાણી મહા તેજસ્વિ ધર્મરાજ, મહીપાલ યુધિષ્ઠિરે ભીમ, નકુળ અને સહદેવ આ સર્વ, ભાઇયોને લાવી તથા ધર્મધારિયોમાં શ્રેષ્ઠ અને વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તેણે તે વખત પ્રહાર કરનારાઓમાં ઉત્તમ એવા ભીમને બોલાવી હે કૌરવ, આ વચન કહ્યું–હે ભીમસેન, ધનંજય અર્જુનને અનુસરનારા પુ-રૂષો મને જે રીતે કહે છે તે રીતે તમારા ન્હાના ભાઇ છે, એ ઘોડાસહિત આવે છે. હે ભીમસેન, એ વખત સમીપ આવ્યો છે, ઘોડો નજીક વર્તે છે, આ માઘની પૌર્ણમાસી (પુન્યમ) તિથિ છે અને શેષ એક માસ છે માટે વેદના પારને પામનારા, વિદ્વાન્ બ્રાહ્મણો અશ્વમેધના કાર્યની સિદ્ધિ સારૂં સ્થાપના કરવા યોગ્ય યજ્ઞનો દેશ જુઓ. આ પ્રમાણે કહેલા અને પુરૂષોમાં શ્રેષ્ઠ એવા નિદ્રાને જીતનારા અર્જુનને આવતા સાંભળી હર્ષ પામેલા તે ભીમસેન તે રાજાની આજ્ઞાને સિદ્ધ કરવા લાગ્યા. પછી ભીમસેન પંડિત બૃહસ્પતિ સર્વથી યજનારાઓ સાથે યજ્ઞના કર્મમાં કુશળ બ્રાહ્મણોને આગળ

કરી ચાલ્યો અને તે કૌરવે વિધિ પ્રમાણે શોભિત માર્ગોની સારી રચનાવાળો, કોટ અથવા વાડના સમૂહવાળો તે યજ્ઞનો માર્ગ માપ કરી ભરાવ્યો. તેમ તેને સો સો મેહેલોથી ધાટો, મણિવડે અતિ ઉત્તમ બાંધેલ ભૂમિવાળો, સુવર્ણ અને રત્નથી શોભિત વિધિ પ્રમાણે કરાવ્યો; તેમ શુદ્ધ સોનું આપી યજ્ઞસ્થાનના ભાગોમાં સુવર્ણથી વિચિત્ર સ્તંભો અને મ્હોટાં તોરણો કરાવ્યાં. ધર્માત્મા ભીમસેને તે તે ઠેકાણે વિધિ પ્રમાણે જૂદા જૂદા દેશોથી આવેલા રાજાઓનાં અને જનાનાનાં ઘરો કરાવ્યાં. વળી કુંતીપુત્ર ભીમસેને જૂદા જૂદા દેશોથી આવેલા બ્રાહ્મણોનાં રહેવાનાં અનેક ઘરો વિધિ પ્રમાણે કરાવ્યાં. હે મહાભુજ, તેમ રાજાના હુકમથી ભીમસેને ક્લેશરહિત કર્મવાળા રાજાઓ પાસે દૂતો મોકલ્યા. તે રાજાઓ હે નૃપ શ્રેષ્ઠ, કુરૂપતિ યુધિષ્ઠિરનું પ્રિય કરવા અનેક રત્નો, સ્ત્રિઓ, ઘોડા અને આયુધો લઈ આવ્યા. તે મહાત્માઓનાં, તે સેનાસ્થાનકોમાં પ્રવેશ કરવા વખતે ઘૂઘવતા (ગાજતા) સમુદ્રના સરખો, અંતરિક્ષને સ્પર્શ કરનાર શબ્દ થયો. આ રીતે અતિથિ થઈ આવેલા તે રાજાઓ માટે કુરૂને વધારનારા રાજાએ અન્ન, પાન અને મનુષ્યો પાસે ન હોય એવી શય્યાઓ દેવા આજ્ઞા કરી. તેમ, ભરતશ્રેષ્ઠ તે ધર્મરાજે વાહનોને રહેવા જૂદી જૂદી ચોખા, શેરડી અને ગોરસો (દૂધ વગેરે)થી યુક્ત જગ્યાઓ દેખાડી. તે રીતે થયેલા બુદ્ધિમાન્ ધર્મરાજના તે યજ્ઞમાં બ્રહ્મવાદિ ઘણાં મુનિયોનાં ટોળાં આવ્યાં. હે પૃથ્વીનાપતિ, જે શ્રેષ્ઠ દ્વિજો હતા તેઓ ત્યાં પ્રાપ્ત થયા અને શિષ્યો સહિત તેઓને કૌરવ યુધિષ્ઠિર મળ્યા તથા મહા તેજસ્વી યુધિષ્ઠિર પોતે દંભને તજી તે સર્વની પાછળ ઘરો સુધિ ગયા. પછી સઘળો યજ્ઞનો વિધિ કરીને તે વખતે જે કારિગરો અને સ્થપતિઓ (બૃહસ્પતિ સર્વ કરનારા) હતા તેઓએ તે, ધર્મને જાણનારા યુધિષ્ઠિરને નિવેદન કર્યો. તે સઘળું કરેલું સાંભળી ભાઇયો સહિત આદરવાળા, આલસ્ય રહિત એવા રાજા ધર્મરાજ પ્રસન્ન રૂપવાળા થયા. વૈશંપાયને કહ્યું—જ્યારે તે યજ્ઞ પ્રવૃત્ત થયો ત્યારે કારણના વાદવાળા, અથવા જૂદાં જૂદાં કારણોને કહેનારા, પરસ્પર જીતવાને ઇચ્છિનારા ઉત્તમ વકતાઓ બહુ કારણવાદોને કહેવા લાગ્યા અને હે ભારત, રાજાઓ ભીમસેને કરેલા દેવોના ઈંદ્રના યજ્ઞસરખા યજ્ઞના તે ઉત્તમ વિધિને જોવા લાગ્યા. એમાં તેઓએ સુવર્ણમય તોરણો, શય્યા, આસન અને વિહારો તથા અતિ ઘણા રત્નોના સમૂહ જોયા. તેમ ઘડા, પાત્રીઓ, કડાઇયો, કલસીઆઓ અને કોડીઆંઓ દીઠાં. તેઓમાં પૃથ્વીના અધિ-

પતિ રાજાઓએ કશું પણ સુવર્ણ રહિત ન જોયું. કાળ પ્રમાણે વિધિની તુલ્ય કલ્પેલા, સુવર્ણથી શોભિત, શાસ્ત્રમાં કહેલા, ઘણાં તેજવાળા યૂપો (યજ્ઞસ્તંભો) જોયા. ત્યાં હે સમર્થ, તે રાજાઓએ જે કેટલાક સ્થળમાં થનારા છે અને જે જળમાં જન્મનારા છે તે સર્વ લાવેલા પશુઓને જોયા. આ રીતે તેઓએ ગાયો ભેંશો, વૃદ્ધ સ્ત્રીઓ, જળના જંતુઓ, ક્રૂર જીવો (સિંહ વગેરે), પક્ષિઓ, જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિદ્દ, અને પર્વત તથા જળથી ભરેલા દેશોમાં થયેલા જીવો જોયા. આ પ્રમાણે પશુ, ગોધન અને ધાન્યથી સઘળા આનંદ પામેલા યજ્ઞના વાટને જોઈ રાજાઓ અતિ વિસ્મય પામ્યા. જ્યારે ત્યાં સમૃદ્ધિવાળાં બહુ મિઠાં અન્નને જમનારા બ્રાહ્મણો તથા બીજા નરોમાં એક લાખ વિપ્રો પૂર્ણ થતા ત્યારે વારંવાર મેઘના સરખી ગર્જનાવાળો દુંદુભિ વગાડવામાં આવતો હતો; તેમ દિવસ, દિવસ જાય ત્યારે પણ અનેકવાર દુંદુભિનાદ થતો હતો. આવી રીતે બુદ્ધિમાન્ ધર્મરાજનો તે યજ્ઞ થયો હતો. જેમાં જનો હે રાજન્, પર્વતના સરખા અતિ ઘણા અન્નના ઢગલાઓ, દહિના પ્રવાહો અને ઘીના ધરાઓને જોતા હતા. હે રાજન્, જૂદા જૂદા દેશો સહિત સઘળો જંબૂદ્વીપ (ભરતખંડ) તે રાજાના મ્હોટા યજ્ઞમાં એક ઠેકાણે રહેલો દેખાતો હતો. હે ભરતશ્રેષ્ઠ, ત્યાં પુરૂષોની ઘણી હજારો જાતિ ત્યાં ત્યાંથી પાત્રો લઈ જતી હતી અને માળાને ધારણ કરનારા શુદ્ધ મણિનાં કુંડળવાળા તે સર્વ, તથા જે નોકર પુરૂષો હતા તેઓ તે હજારો તથા લાખો દ્વિજોને જૂદા જૂદા પ્રકારનાં અન્ન અને પાનો (પીવાના પદાર્થો) પીરસતા હતા તથા રાજાઓને ભોજન કરવા યોગ્ય પદાર્થો બ્રાહ્મણોને દેતા હતા.

विविधान्यन्नपानानिपुरुषायेनुयायिनः ।
तेवैनृपोपभोज्यानिब्राह्मणानांददुश्चह ॥४२॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० पञ्चाशीतितमोऽध्यायः ॥ ८५ ॥

---

**वैशम्पायनउवाच** ॥ समागतान्वेदविदोराज्ञश्चपृथिवीश्वरान् ।
दृष्ट्वायुधिष्ठिरोराजाभीमसेनमभाषत ॥१॥

વૈશંપાયને કહ્યું—યજ્ઞમાં આવેલા, વેદને જાણનારા બ્રાહ્મણોને તથા પૃ-

થ્વીના પાળનારા રાજાઓને જોઈ રાજા યુધિષ્ઠિર ભીમસેનને કહેવા લાગ્યા-જે આ નરોમાં શ્રેષ્ઠ પૃથ્વીપતિ રાજાઓ આવ્યા છે એઓની પૂજા કરો; કારણ કે નરોના અધિપતિ રાજાઓ પૂજા કરવા યોગ્ય છે. આ પ્રમાણે યશસ્વિ નરપતિ ( રાજા )એ કહેલા મહા તેજસ્વી પાંડવ ભીમસેન જોડલાં એવા નકુળ સહદેવની સાથે તેમ (પૂજા ) કરવા લાગ્યા. પછી યુયુધાન, પ્રદ્યુમ્ન, ગદ, નિશઠ, સાંબ અને કૃતવર્મા સહિત સર્વ જીવોમાં ઉત્તમ એવા કૃષ્ણ બળદેવજીને આગળ કરિ વૃષ્ણિઓની સાથે ધર્મપુત્ર યુધિષ્ઠિરની પાસે ગયા ને તેઓની પણ ઉત્તમ પૂજા મહારથિ ભીમસેને કરી તથા તેઓ સર્વ તરફથી રત્નોવાળાં મંદિરોમાં પેઠા. પછી યુધિષ્ઠિરની સમીપ કથાના અંતભાગમાં મધુ દૈત્યને મારનારા કૃષ્ણે અર્જુનને બહુ યુદ્ધથી કૃશ ( દુબળા ) થયેલા કહ્યા. આ સાંભળી તે કુંતીપુત્ર ધર્મથી થયેલા યુધિષ્ઠિર વારંવાર શત્રુને દમનાર તે કૃષ્ણને ઈંદ્રથી થયેલા, જીતનારા અર્જુનની ખબર પૂછવા લાગ્યા અને જગત્પતિ કૃષ્ણે કહ્યું-હે નૃપ, દ્વારકાંમાં વસનાર મારો આપ્ત પુરૂષ આવ્યો કે જેણે હે પ્રભુ, મારી સમીપ મહાભુજ અર્જુનને ઘણાં યુદ્ધોથી દુર્બળ થયેલા કહ્યા. હે કુંતીપુત્ર, તમે અશ્વમેધના કાર્યની સિદ્ધિ સારૂ કાર્યો કરો. આ રીતે કહેલા ધર્મરાજ યુધિષ્ઠિર એ પ્રત્યે બોલ્યા-હે માધવ, તે જીતવાના સ્વભાવવાળા અર્જુન આનંદથી કુશળ યુક્ત આવે છે. હે યદુપુત્ર, પાંડવોનાં સૈન્યોના અગ્રેસર અર્જુને એની પાસે જે સંદેશો આપ્યો હોય તે આપે જણાવેલો હું અહિં જાણવા ઇચ્છું છું. આ રીતે તે વખતે ધર્મરાજે પૂછેલા, વૃષ્ણિ ને અંધક કુળના પતિ ઉત્તમ વક્તા કૃષ્ણ ધર્માત્મા યુધિષ્ઠિરને આ વચન કહેવા લાગ્યા-હે મહારાજ કુંતીપુત્ર, સંભારી નર એવા અર્જુને આ વાક્ય કહ્યું છે-હે કૃષ્ણ,તમારે વખત હોય ત્યારે મારૂં આ વચન યુધિષ્ઠિરને કહેવું. હે કૌરવોમાં શ્રેષ્ઠ, સર્વ રાજાઓ યજ્ઞમાં આવશે, તે આવેલા મ્હોટા રાજાઓની પૂજા કરવી; કારણ કે એ આપણને ઘટિત અને હિતકારિ છે, તેમ હેમાન આપનાર,મારાં આ વચનથી આ રીતે રાજાને વિજ્ઞાપના કરવી કે જે રીતે પૂજા કરવામાં જે વિનાશકારિ ( અયોગ્ય ) થતું હોય તે ન થાય તે રીતે રાજા તે કરવા યોગ્ય છે અને તમારે પણ તેમાંજ સંમતિ આપવી. હે રાજન્,રાજાઓના દ્વેષથી ફરી આ પ્રજા નાશ ન પામે તે કરવું, આ અને બીજું પણ વચન તે પુરૂષે કહેલું છે. હે કુંતીપુત્ર નૃપ, તે અર્જુનનું વચન મારા કહેવાથી સાંભળો. આપણા યજ્ઞમાં મારો પ્રિય પુત્ર મહા તેજસ્વી, મણિપૂરનો પતિ રાજા બભ્રુવાહન આવશે, તે નિત્ય મારો

ભક્ત અને પ્રીતિવાળો છે એથી હે પ્રભુ, તમે તેને મારી ઇચ્છાથી વિધિ પ્રમાણે પૂજજો ( માનજો ). આ રીતે એ વચન સાંભળી ધર્મરાજ યુધિષ્ઠર એનાં તે વાક્યને વખાણિ આ વચન બોલ્યા.

इत्येतद्वचनंश्रुत्वाधर्मराजोयुधिष्ठिरः ।

अभिनन्द्यास्यतद्वाक्यमिदंवचनमब्रवीत् ॥२१॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

युधिष्ठिरउवाच ॥ श्रुतंप्रियमिदंकृष्णयत्त्वमर्हसिभाषितुम् ।

तन्मेऽमृतरसंपुण्यंमनोह्लादयतिप्रभो ॥१॥

હે સમર્થ કૃષ્ણ, મેં આ પ્રિય સાંભળ્યું, તમે જે કહેવા યોગ્ય છો તે અમૃતના સરખા રસવાળું પુણ્યકારિ વચન મારા મનને આનંદ પમાડે છે. હે ઇંદ્રિયોના ઇશ્વિર કૃષ્ણ, મેં સાંભળ્યું છે કે ફરી તે તે ઠેકાણે રાજાઓ સાથે વિજયવાન્ અર્જુનનાં ઘણાંજ યુદ્ધો થયાં. હે બુદ્ધિમાન્, અતિ વિજયવાન્ કુંતીપુત્ર અર્જુન શું નિમિત્ત (કારણ)થી નિત્ય સુખરહિત છે! આ કારણથી મારૂં મન દુઃખ પામે છે. હે કૃષ્ણ, હું એકાંતમાં વિજયવાન્ કુંતીપુત્ર યુધિષ્ઠિરનો વિચાર કરૂંછું કે તે પાંડવ નિરંતર અતિ દુઃખ ભોગવનાર છે. હે કૃષ્ણ, શું! સર્વ લક્ષણોએ પૂજેલાં, તેના શરીરમાં અપ્રિય લક્ષણ છે કે જેથી તે દુઃખો ભોગવે છે. સર્વદા તે કુંતીપુત્ર અત્યંત અસુખ ભોગવનાર છે અને હું અર્જુનનાં અંગોમાં કશું પણ નિંદવા યોગ્ય દેખતો નથી માટે જો મારે આ સાંભળવા યોગ્ય હોય તો મને તે જરૂર કહેવા યોગ્ય છો. આ રીતે કહેલા તે ઇંદ્રિયોના નિયંતા ભોજકુળના રાજાઓને વધારનાર વિષ્ણુ અતિ મ્હોટા ઉત્તરનો વિચાર કરી રાજા પ્રત્યે બોલ્યા–હે નૃપ, હું એ શ્રેષ્ઠ પુરૂષનું કશું પણ મળેલપણારહિત (અંગ) જાણતો નથી, ફક્ત એના ગોઠણની પાછળ નીચેના બે ભાગ વધારે (મ્હોટા) છે, તે એથી તે શ્રેષ્ઠ પુરૂષ નિત્ય માર્ગોમાં વર્ત્તે છે. હું બીજું દેખતો નથી કે જેથી એ દુઃખનું પાત્ર છે. આ પ્રમાણે તે સમયે બુદ્ધિમાન્ કૃષ્ણે કહેલા યુધિષ્ઠિર વૃષ્ણિ શ્રેષ્ઠ કૃષ્ણને હે પ્રભુ, એ એ પ્રમાણેજ છે એમ કહેવા લાગ્યા પણ કૃષ્ણા દ્રૌપદી તે અસૂયા (અદેખાઈ) સહિત આડું કૃષ્ણ તરફ જોવા લાગ્યાં અને તેના તે સ્નેહને કેશિ દૈત્યને હણનારા સાક્ષાત્ અર્જુન સરખા, પો-

તાના સખાના સખા, ઇંદ્રિયોના નિયંતા કૃષ્ણે ગ્રહણ કયા અને ત્યાં ભીમસેન વગેરે જે કુરૂઓ, અને જે યજ્ઞાવનારા હતા તેઓ વિચિત્ર અંતવાળી શુભ અર્જુનની કથા સાંભળી રમવા લાગ્યા તથા જ્યારે તેઓ અર્જુનની કથા કહેતા હતા ત્યારે મહાત્મા વિજયવાન્ અર્જુનના કહેવાથી દૂત પુરૂષ આવ્યો અને બુદ્ધિમાન્ તે કુરૂશ્રેષ્ઠ યુધિષ્ઠિરની પાસે જઈ નમસ્કાર કરી નરશ્રેષ્ઠ અર્જુનને સમીપ આવતા નિવેદન કરવા લાગ્યો. તેનું તે કહેવું સાંભળી હર્ષનાં આંસુથી આકુળ નેત્રવાળા, તેણે પ્રિય કહેવાનાં નિમિત્તથી તે વખતે ઘણું ધન તેને આપ્યું. પછી બીજે દિવસે જ્યારે કૈરવોના ધુરંધર નરશ્રેષ્ઠ અર્જુન આવ્યા ત્યારે મ્હોટો શબ્દ વૃદ્ધિ પામવા લાગ્યો. તે સમયે જેમ ઉચ્ચૈઃશ્રવા (ઇંદ્રના ઘોડા)ની ઉડતી ધૂળ શોભે તેમ સમીપ વર્ત્તનારા તે ઘોડાની ઉત્પન્ન થયેલી (ઉડતી) ધૂળ શોભવા લાગી. ત્યાં અર્જુને મનુષ્યોની હર્ષ કરનારી આવી વાણી સાંભળી. હે પાર્થ (અર્જુન), ઘણી સારી વાત છે કે તમે કુશળવાન્ છો. યુધિષ્ઠિર રાજા પણ ધન્ય છે. યુદ્ધમાં રાજાઓને તથા સકળ પૃથ્વીને જીતિ અતિ ઉત્તમ ઘોડાને ચરાવિ અર્જુનવિના બીજો કોણ આવે! અમે પૂર્વે જે સગર વગેરે મહાત્મા, રાજાઓ થઈ ગયેલા છે તેઓનું પણ આવું કર્મ ક્યારેય સાંભળ્યું નથી; તેમ હે કુરૂકુળના શ્રેષ્ઠ, તમે જે દુઃખે કરાય એવું કર્મ કરેલું છે એ કર્મ થનારા બીજા, પૃથ્વીના અધિપતિયો (રાજાઓ) નહિ કરિ શકે. આ રીતે આવી વાણીને કહેનારા તે પુરૂષોની પોતાના કાનને સુખ કરનારી વાણી સાંભળતા ધર્માત્મા અર્જુન યજ્ઞ માર્ગમાં પેઠા. તે પછી અમાત્યોસહિત રાજા અને યદુપુત્ર કૃષ્ણ એ બે ધૃતરાષ્ટ્રને આગળ કરી તે સમયે સામા ગયા. તે અર્જુન પિતા (ધૃતરાષ્ટ્ર)ના ચરણો પ્રત્યે વંદન કરી બુદ્ધિમાન્ ધર્મરાજના ચરણોને નમિ ભીમસેન વગેરેને પણ માન આપી કૃષ્ણને મળ્યા. પછી તેઓએ મળી સત્કાર કરેલા તેઓને વિધિ પ્રમાણે સામો સત્કાર કરી તીરને પામી પાર જનારાની પેઠે રહેલા અર્જુન વિશ્રાંતિ પામ્યા. એજ વખતમાં બે માતાઓ સહિત બુદ્ધિમાન્ પ્રસિદ્ધ રાજા બભ્રુવાહન કુરૂઓ પાસેજ ગયો. ત્યાં તે મહાભુજ યથાયોગ્ય વૃદ્ધ કુરૂઓને તથા બીજા રાજાઓને અભિવંદન કરી તેઓએ પણ પ્રસન્ન કરેલો, પિતામહી (દાદી) કુંતીના ઉત્તમ ઘર પ્રત્યે પેઠો.

अभिवाद्यमहाबाहुस्तैश्चापिप्रतिनन्दितः ।
प्रविवेशपितामह्याःकुन्त्याभवनमुत्तमम् ॥२८॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥

---

**वैशम्पायनउवाच** ॥ सप्रविश्यमहाबाहुःपाण्डवानांनिवेशनम् ।
पितामहीमभ्यवन्दत्साम्नापरमवल्गुना ॥१॥

વૈશંપાયને કહ્યુ—તે મહાભુજ (અભિમન્યુ) પાંડવોનાં સ્થાન પ્રત્યે પ્રવેશ કરી અતિ સુંદર શાંતિથી પિતામહી કુંતીને પ્રણામ કરવા લાગ્યા. પછી દેવીને કૌરવની પુત્રી ચિત્રાંગદા પણ કુંતી અને દ્રૌપદીની સમીપ વિનયથી સાથે ગઈ, તેમ સુભદ્રા તથા બીજી કુરૂસ્ત્રીઓને ન્યાય પ્રમાણે મળી. તે વખતે કુંતીએ તે બેને વિવિધ રત્નો આપ્યાં, તેમ દ્રૌપદી, સુભદ્રા તથા જે બીજી સ્ત્રીઓ હતી તેઓએ પણ આપ્યાં. પોતે કુંતીએ પુત્રના હિતની ઇચ્છાથી અતિ માનેલી તે દેવીઓ, મ્હોટાં મૂલ્યવાળાં શયન તથા આસન ઉપર બેઠી. સત્કાર કરેલો મહા તેજસ્વી તે રાજા બભ્રુવાહન વિધિ પ્રમાણે રાજા ધૃતરાષ્ટ્રને સેવવા લાગ્યો; તેમ રાજા યુધિષ્ઠિર અને ભીમ વગેરે પાંડવોની પણ સમીપ જઈ મહા તેજસ્વિ એવા તેણે ચરણોમાં વંદન કરયું ને તેઓએ પ્રેમથી આલિંગન કરેલો (મળેલો) અને વિધિ પ્રમાણે સત્કાર કરેલો થયો. વળી પ્રસન્ન થયેલા તે મહારથિયોએ એને ઘણું ધન આપ્યું. તે રીતેજ તે પૃથ્વીપાળ (રાજા) પ્રદ્યુમ્નની પેઠે વિનયથી ચક્ર તથા ગદાને ધારણ કરનારા, ગાયોના પાળનારા કૃષ્ણ પાસે ગયો. કૃષ્ણે તે રાજાને મ્હોટા મૂલ્યવાળો, અતિ માનેલો, સુવર્ણના શણગારવાળો, દિવ્ય ઘોડાઓથી યુક્ત ઉત્તમ રથ આપ્યો. તેમ ધર્મરાજ, ભીમસેન, અર્જુન અને જોડલાંરૂપ (બે) એવા નકુળ સહદેવ તેઓએ એને જૂદાં જૂદાં માન અને ધનથી યુક્ત કર્યો. તે પછી ત્રિજે દિવસે સત્યવતીના પુત્ર, વક્તા, મુનિ (વ્યાસ) યુધિષ્ઠિર પાસે આવી વચન બોલ્યા—હે કુંતીપુત્ર, અહિ યજ્ઞ કરાવનારા કહે છે કે આજથી માંડી યજ્ઞ મુહૂર્ત્ત આવેલું છે માટે તમારો વખત છે તેથી યજ્ઞ કરો. હે રાજાઓના ઇંદ્ર, આં તમારો અહિન[1] નામે યજ્ઞ બનો. સુવર્ણના બહુપણાથી આ યજ્ઞ બહુ સુવર્ણક (ઘણા સોનાવાળો) વિખ્યાત છે. એ પ્રમા-

---

૧ અહીન એ શબ્દનો અર્થ અન્હાં સમૂહઃ અહીનઃ એમ વ્યુત્પત્તિ કરવાથી ઘણા સોમયાગોનો સમૂહ એમ થાય છે અથવા દ્રવ્ય વગેરેથી હીન (ઓછો) નહિ એવો યજ્ઞ એમ પણ થાય છે.

ણે હે મહારાજ, આમાં દક્ષિણા ત્રગણિ કરો. તેમ હે રાજન્, તમારા આ યજ્ઞમાં બ્રાહ્મણો ત્રગણાપણારૂપ કારણને ( લગણાઇને ) પામો. હે નરાધિપ, આમાં તમે બહુ દક્ષિણાવાળા ત્રણ અશ્વમેધોને પામી જ્ઞાતિના વધે કરેલાં પાપને તજશો. હે કુરૂપુત્ર, આ પરમ પવિત્ર અને ઉત્તમ પવિત્ર કરનાર છે અને આથી તમે જે અશ્વમેધનું અવભૃથ ( સ્નાન ) છે તેને પામશો. આ રીતે માપમાં ન આવે એવી બુદ્ધિવાળા, વ્યાસે કહેલા, તેજસ્વી તે ધર્માત્મા યુધિષ્ઠિર તે વખતે અશ્વમેધની પ્રાપ્તિ સારૂ દીક્ષા લેવા બેઠા. પછી મહાભુજ રાજાએ બહુ અન્ન ને દક્ષિણાવાળો, સર્વ ઇચ્છા તથા ગુણોથી યુક્ત, મ્હોટો યજ્ઞ એવો અશ્વમેધ યજ્ઞ કરચો. તેમાં હે રાજન્, સર્વ તરફ ફરતા, સર્વને જાણનારા, વેદને સમજનારા, યજાવનારાઓ વિધિ પ્રમાણે સારી રીતે શિખેલપણાથી કર્મો કરતા હતા. તે યજ્ઞમાં તેઓએ કશું પણ ન કરેલું, ક્રમરહિત તથા ચૂકેલું થતું ન હતું અને શ્રેષ્ઠ બ્રાહ્મણો તેમાં સઘળું યોગ્ય કરતા હતા. હે રાજન્, બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા તે વિપ્રો યથાયોગ્ય, ધર્મના નામવાળું પ્રવર્ગ્ય (ઉત્તમ વર્ગનું) કર્મ કરી તેજ પ્રમાણે વિધિને અનુસરિ સોમવલ્લીને ખાંડવાનું કર્મ કરવા લાગ્યા. તે પછી હે રાજન્, સોમવલ્લી ખાંડિને શાસ્ત્રને અનુસરનારા, સોમવલ્લીને પીનારાઓમાં શ્રેષ્ઠ એવા તેઓ ક્રમથી પ્રાતઃકાળના સોમાભિષવ વગેરે કર્મો કરવા લાગ્યા; તેમાં કોઈ પણ માનવ કૃપણ ન હતો; તેમ દરિદ્ર, ક્ષુધાવાળો, દુઃખવાળો અને નીચ ન હતો. નિરંતર રાજાની આજ્ઞાથી શત્રુને હણનારો મહા તેજસ્વી ભીમસેન ભોજનાર્થિજનોને ભોજન દેવરાવતો હતો. દિવસે દિવસે સ્થંડિલની રચનામાં કુશળ એવા યજ્ઞ કરાવનારાઓ યથાર્થ શાસ્ત્રના જ્ઞાનથી સર્વ કાર્યો કરતા હતા. તે બુદ્ધિમાન્ રાજાના એ યજ્ઞમાં કોઈ સભાસદ્ છ અંગોને નહિ જાણનાર ન હતો. વ્રતરહિત નહિ હતો, ઉપાધ્યાય નહિ એવો ન હતો, તેમ વાદમાં વિચક્ષણ નહિ એવો પણ નહિ હતો. ત્યાર પછી હે ભરતશ્રેષ્ઠ, જ્યારે યૂપ (યજ્ઞસ્તંભ)ની ઉંચાઈ અથવા વૃદ્ધિ કરવાનો વખત આવ્યો ત્યારે કુરૂપતિ (યુધિષ્ઠિર)ના યજ્ઞમાં યજ્ઞ કરાવનારાઓએ છ બિલ્લાના યૂપો ખેરના યૂપો, બીલ્વથી યુક્ત, તેટલા સર્વ ખાખરાના યૂપો, બે દેવદારૂના યૂપો અને એક શ્લેષ્માતક (શેલટ)નો યૂપ, આ પ્રમાણે યૂપો કર્યા. વળી હે ભરતશ્રેષ્ઠ, ધર્મરાજના હુકમથી તે ભીમસેને શોભા સારૂ બીજા પણ સુવર્ણના યૂપો કરાવ્યા. હે રાજઋષિ, વસ્ત્રોથી શોભિત તેઓ જેમ અંતરિક્ષમાં મહેંદ્રને અનુસરનારા દેવો સપ્તર્ષિઓથી શોભે તેમ ચળકતા હતા. એ યજ્ઞમાં અગ્નિના

સંચય (રાખવા) માટે સુવર્ણની ઇષ્ટિકા (યજ્ઞભૂમિઓ) કરેલી હતી અને તે અગ્નિ સંચયનું સ્થાન દક્ષપ્રજાપતિના ચયન જેવું શોભતું હતું. તેનો ત્રિકોણ ગરૂડના સરખા આકારવાળો, સુવર્ણનાં પડખાંઓસહિત, અઢાર હાથ સ્વરૂપવાળો, ચતુસ્ચિત્ય (ચોખંડ અગ્નિ રાખવાનો ઓટલો) કરેલો હતો. આ રીતે બનેલા યજ્ઞમાં પછી પંડિતોએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પશુઓને જોડયા; ત્યાં તે તે દેવને ટેવિ શાસ્ત્રમાં કહેલા જે પક્ષિયો, પશુઓ, બળદો તથા જે જળચર જીવો હતા તેઓ સર્વને તેઓએ અગ્નિનો સચય કરવામાં જોડ્યા. મહાત્મા કુંતીપુત્રના યજ્ઞમાં યૂપો પાસે બાંધેલો ઉત્તમ ઘોડો જેઓમાં મુખ્ય છે એવા ત્રણસો પશુઓ હતા અને તેનો તે યજ્ઞ સાક્ષાત્ દેવ ઋષિયોથી સંકુળ, ગંધર્વોના સમૂહોના સંગીતવાળો ને અપ્સરાઓનાં ટોળાંઓના ઉત્તમ નાચવાળો થવાથી શોભતો હતો. તેમજ તે કિં પુરૂષોથી યુક્ત સર્વ તરફ સિદ્ધ અને વિપ્રોના નિવાસોથી ભરેલા કિન્નરોથી શોભિનિકળતો હતો. તે યજ્ઞ સભામાં દ્વિજો વિષે શ્રેષ્ઠ, સર્વ શાસ્ત્રોના કર્તા અથવા જાણનારા, યજ્ઞ રચનામાં કુશળ એવા વ્યાસના શિષ્યો નિત્ય રહેતા હતા. એમાં મ્હોટી કાંતિવાળા નારદ, તુંબરૂ, વિશ્વાવસુ, ચિત્રસેન અને બીજા પણ ગીતમાં કુશળ પુરૂષો હતા અને યજ્ઞના કર્મોના મધ્યમાં નૃત્યોમાં નિપુણ અને ગીતમાં કુશળ એવા ગંધર્વો તે વિપ્રોને અવશ્ય રમત કરાવતા હતા.

गन्धर्वागीतकुशलानृत्येषुचविशारदाः ।
रमयन्तिस्मतान्विप्रान्यज्ञकर्मान्तरेषुवै ॥४०॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० अष्टाशीतितमोऽध्यायः ॥ ८८ ॥

---

वैशम्पायनउवाच ॥ श्रपयित्वापशूनन्यान्विधिवद्विजसत्तमाः ।
तंतुरङ्गंयथाशास्त्रमालमन्तद्विजातयः ॥१॥

વૈશંપાયને કહ્યું—દ્વિજોમાં શ્રેષ્ઠ એવા દ્વિજોએ વિધિ પ્રમાણે બીજા પશુઓને પકવિ શાસ્ત્ર પ્રમાણે તે ઘોડાનું આલંભન[1] કર્યું. પછી હે રાજન્, યજ્ઞ કરાવનારાઓએ વિધિ પ્રમાણે ઘોડાને પકવી તે વખતે તે મનસ્વિની દ્રૌપદીને ત્યાં બેસાડ્યાં અને હે રાજન્ હે ભરત શ્રેષ્ઠ,

1 યજન કરવા હિંસા કરવી તે.

દ્વિજો તે ઘોડાની વપાને શાસ્ત્રને અનુસરિ વિધિ પ્રમાણે ઉખેડી અવ્યગ્ર થઈ વિધિ મુજબ પકાવવા લાગ્યા. તે વખતે ધર્મરાજ ન્હાના ભાઇયો સાથે શાસ્ત્ર પ્રમાણે સર્વ પાપોને હરનાર તે વપાના ધૂમાડાના ગંધને સુંઘવા લાગ્યા. હે નરોના અધિરાજ, સમસ્ત, ધીર એવા સોળ ઋત્વિજો તે ઘોડાનાં બાકી રહેલાં જે અંગો હતાં તેઓને અગ્નિમાં હોમવા લાગ્યા. આ પ્રમાણે ઇંદ્રની સમાન તેજવાળા તે રાજાના તે યજ્ઞને સમાપ્ત કરિ શિષ્યો સહિત ભગવાન્ વ્યાસ તે રાજાને વધાવવા લાગ્યા. તે વખતે યુધિષ્ઠિરે બ્રાહ્મણોને વિધિ પ્રમાણે હજાર કરોડ મોહોર આપી અને વ્યાસને તો વસુંધરા ( ધનને ધારણ કરનાર પૃથ્વી ) આપી. હે રાજન્, પૃથ્વીને દાનમાં લઇ સત્યવતીના પુત્ર વ્યાસ, ભરત શ્રેષ્ઠ ધર્મરાજ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા–હે રાજાઓમાં શ્રેષ્ઠ, દાન આપેલી આ પૃથ્વી તમારી છે પણ મને તેનો બદલો આપો; કેમકે બ્રાહ્મણો ધનને ઇચ્છનારા હોય છે. આ સાંભળી મહાત્મા રાજાઓના મધ્યમાં ભાઇયો સહિત બુદ્ધિમાન્ મ્હોટા મનવાળા યુધિષ્ઠિર તે વિપ્રોને પ્રત્યુત્તર દેવા લાગ્યા–હે ઉત્તમ વિપ્રો, અશ્વમેધ મહા યજ્ઞમાં પૃથ્વીરૂપ દક્ષિણા દેવી કહેલી છે માટે અર્જુને જીતેલી આ પૃથ્વી મેં ઋત્વિજોને પમાડેલી કરી છે, હવે હું વનપ્રત્યે પ્રવેશ કરિશ ( જઇશ ). તમે આ પૃથ્વીને ચાતુર્હોત્રના પ્રમાણથી ચાર ભાગ કરી વેહેચિલ્યો. હે દ્વિજોમાં શ્રેષ્ઠ નરો, હું બ્રાહ્મણનાં ધનરૂપ પૃથ્વીને લેવા ઇચ્છતો નથી. હે વિપ્રો, સદા મારૂં તથા ભાઇયોનું આ, નિત્ય મનજ હતું ( આપવાની ઇચ્છા હતી ). આ પ્રમાણે જ્યારે તેણે કહ્યું ત્યારે ભાઇયો તથા તે દ્રૌપદી એ એમજ છે એમ જે બોલ્યાં તે સર્વને રૂવાડાંઓને હર્ષ પમાડનાર થયું અને તે પછી હે ભારત, અંતરિક્ષમાં 'સારૂં સારૂં' એમ વાણી થઈ. તેમજ વખાણ કરનારા, દ્વિજ સમૂહોનો શબ્દ પણ અતિ શોભવા લાગ્યો. ફરી મુનિ દ્વૈપાયન ( વ્યાસ ) અને કૃષ્ણ બ્રાહ્મણોના મધ્યમાં સત્કાર કરી યુધિષ્ઠિરને આ વચન કહેવા લાગ્યા–તમે આ જે મને આપેલી છે તે હું તમને પાછી આપું છું. તમે આ બ્રાહ્મણોને સુવર્ણ આપો અને પૃથ્વી તમારી થાઓ. પછી વસુદેવ પુત્ર કૃષ્ણ ધર્મરાજ યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યા–જેમ ભગવાન્ ( ભાગ્યવાન્ અથવા છ સામર્થ્યવાળા ) વ્યાસે કહ્યું તેમ તમે કરવા યોગ્ય છો. આ રીતે કહેલા ભાઇયો સહિત પ્રસન્ન મનવાળા કુરૂશ્રેષ્ઠ યુધિષ્ઠિરે કરોડની કરોડ કરેલી, ત્રગણી યજ્ઞની દક્ષિણા આપી. આ રીતે મરૂત્ત રાજાને અનુસરનારા કુરૂ રાજાએ ( યુધિષ્ઠિરે ) જે કર્યું તે જગતમાં બીજો કોઈ પણ રાજા નહિ કરિશકે. યુધિષ્ઠિરે જે આપ્યું તે ઉત્ત-

મ ધનને લઇ કૃષ્ણદ્વૈપાયન વિદ્વાન્ મુનિએ (વ્યાસે) ઋત્વિજોને આપ્યુ અને તેઓએ ચાર ભાગથી વ્હેચી લીધું. આ રીતે તે સુવર્ણરૂપ પૃથ્વીનો બદલો આપી પાપ રહિત અને સ્વર્ગને જીતનાર થયેલા યુધિષ્ઠિર, ભાઇયો સાથે આનંદ પામ્યા અને ઋત્વિજોએ તે રીતે અંત વગરનો સુવર્ણનો સમૂહ ઉત્સાહ પ્રમાણે અને સુખ પ્રમાણે દ્વિજોને વ્હેચી આપ્યો. વળી યુધિષ્ઠિરે આજ્ઞા આપેલા દ્વિજોએ યજ્ઞવાટમાં જે કંઈ આભૂષણો સહિત સુવર્ણ, તોરણો, યૂપો, ઘડાઓ, પાત્રીઓ તથા ઇષ્ટકાઓ હતી તે સઘળું વિભાગ કરી લીધું. બ્રાહ્મણો પછી ક્ષત્રિયો ધન હરવા લાગ્યા, તેમજ વૈસ્ય, શૂદ્ર સમૂહો અને બીજી મ્લેચ્છ જાતિઓ ધન લેવા લાગી. તે પછી બુદ્ધિમાન્ ધર્મરાજે તે ધનથી તૃપ્ત કરેલા, હર્ષ પામેલા, તે સર્વ બ્રાહ્મણો ઘેર ગયા. મહા તેજસ્વિ ભગવાન્ એવા વ્યાસે તે મ્હોટા સુવર્ણનો ભાગ સાક્ષાત્ કુંતીને આપ્યો. આ રીતે સસરાથી મળેલા તે પ્રીતિરૂપ ભાગને પામી તે પ્રસન્ન મનવાળાં કુંતી તેણે કરી સમુદાયથી અતિ મ્હોટું પુણ્ય કરવા લાગ્યાં. પછી અવભૃથ (યજ્ઞની છેવટના સ્નાન)ને પામી ભાઇયો સહિત પાપ રહિત થયેલા તે દેવોએ સેવાતા મહેંદ્ર સરખા શોભવા લાગ્યા. હે મહારાજ, મળેલા પૃથ્વીપાળ રાજાઓએ વિંટેલા પાંડવો તારાના સમૂહોએ યુક્ત ગ્રહોના જેવા શોભતા હતા. પછી રાજાઓને પણ વિવિધ રત્નો, હાથિ, ઘોડા, ઘરેણાં, સ્રીઓ, વસ્રો અને સુવર્ણ અર્પણ કરયાં. આ રીતે હે રાજન્, પૃથ્વીપતિઓ (રાજાઓ)નાં મંડળમાં અંતરહિત એવા તે ધનના સમૂહને આપતા કુંતીપુત્ર યુધિષ્ઠિર જેમ કુબેર શોભે તેમ શોભતા હતા. તેમ તે વખતે શૂર, રાજા બભ્રુવાહનને લાવી ઘણું ધન દેઈ ઘેર મોકલ્યો ને હે ભરતશ્રેષ્ઠ, બુદ્ધિમાન્ યુધિષ્ઠિરે બ્હેન દુઃશલાની પ્રીતિથી તેના બાળક, તે પૌત્રને તેના પિતાના પોતાના રાજ્ય ઉપર બેસાડ્યો. ઇંદ્રિયોને જીતનાર કુરૂરાજ યુધિષ્ઠિરે અતિ વિભાગ કરી આપેલા, અતિ માનેલા તે સર્વ નરપતિયો (રાજાઓ)ને વિદાય કરયા. તેમજ હે મહારાજ, ભાઇયો સહિત શત્રુઓને દમનારા, મ્હોટી કાંતિવાળા રાજાએ (યુધિષ્ઠિરે) મહાત્મા ગાયોને પાળનારા કૃષ્ણને, મહા બળવાન્ બળદેવજીને અને બીજા હજારો પ્રદ્યુમ્ન વગેરે વૃષ્ણિયોમાંના શૂરોને વિદાય કરયા. આ પ્રમાણે બુદ્ધિમાન્ ધર્મરાજનો બહુ અન્ન, ધન અને રત્નોના સમૂહવાળો, સુરા ને મૈરેય (વૃક્ષનાં મદ્ય) આ બે મદ્યોના સાગરરૂપ તે યજ્ઞ થયો હતો. હે ભરતશ્રેષ્ઠ, જે યજ્ઞમાં ઘૃતરૂપ કર્દમવાળા ધરાઓ થયા હતા, અન્નના પર્વતો હતા અને શિખંડરૂપ કાદવવાળી નદીઓ થઈ હતી તે યજ્ઞમાં જનો કરાતા

ભક્ષ્ય, ખાંડવ[1] ને રાગોના[2] અંતને, જમનારાઓના અંતને તથા વધ કરાતા પશુઓના અંતને દેખતા ન હતા. તે વખતે તે સ્થાન મત્ત[3], પ્રમત્ત[4] અને હર્ષિત જનોવાળું અતિ પ્રસન્ન યુવતી જનોવાળું તથા મૃદંગ ને શંખોના અવાજોથી મનને રમાડનાર થયું હતું. દિવસ ને રાતે નિવારણ ન થાય તેમ( ઇચ્છા પ્રમાણે ) 'આપો, મનગમતું ખાઓ,' એવા શબ્દોથી હર્ષ પામેલા તથા પુષ્ટ એવા જનોથી ભરેલાં તે સ્થાનને જૂદા જૂદા દેશોમાં રહેનારા પુરૂષો મ્હોટા ઉત્સવ સરખું કહેતા હતા. આ રીતે તે યજ્ઞમાં ધનની ધારાઓ, કામનાઓ, રત્નો અને રસોથી વૃષ્ટિ કરી ( અર્થાત્ તેઓને આપી ) પાપ રહિત અને કૃતાર્થ થયેલા ભરતશ્રેષ્ઠ ( યુધિષ્ઠિર ) પૂરપ્રત્યે પેઠા ( ગયા ).

वर्षित्वाधनधाराभिःकामैरत्नैरसैस्तथा ।
विपाप्माभरतश्रेष्ठःकृतार्थःप्राविशत्पुरम् ॥४४॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि अ० ऊननवतितमोऽध्यायः ॥ ८९ ॥

---

जनमेजयउवाच ॥ पितामहस्यमेयज्ञेधर्मराजस्यधीमतः ।
यदाश्चर्यमभूत्किञ्चित्तद्भवान्वक्तुमर्हति ॥१॥

જનમેજયે પૂછ્યું—મારા પિતામહ ( દાદા ) બુદ્ધિમાન્ ધર્મરાજના યજ્ઞમાં જે કંઈ આશ્ચર્ય થયું હોય તે તમે કહેવા યોગ્ય છો. વૈશંપાયને કહ્યું–હે સમર્થ ભરત શ્રેષ્ઠ, મહાયજ્ઞ અશ્વમેધ નિવૃત્ત થયો ત્યારે જે ઉત્તમ મ્હોટું આશ્ચર્ય થયું તે સાંભળો. હે ભરતશ્રેષ્ઠ ભારત, જ્યારે ઉત્તમ બ્રાહ્મણો, જ્ઞાતિ, સંબંધિ, બાંધવો, દીન, અંધ અને કૃપણ તૃપ્ત થયા હતા, તેમ સર્વ દિશાઓમાં મહા દાન જાહેર કરવામાં આવતું હતું અને ધર્મરાજના મસ્તક ઉપર પુષ્પોની વૃષ્ટિઓ પડતી હતી, ત્યારે ત્યાં હે નિષ્પાપ, એવા પૃથ્વીના અધિપતિ નીલ નેત્રવાળા અને સુવર્ણનાં પડખાંવાળા નોળે વજ્ર અને અશનિના જેવો નાદ (કર્યો).–એકવાર તે (મોટો) શબ્દ કરી, નિર્લજ્જ, મહાન્, રાફડામાં સુનાર તે મનુષ્યનું વચન બોલ્યો–હે નરોના અધિપતિઓ, આ તમારો યજ્ઞ ઉંછ વૃત્તિવાળા, અતિદાનિ, કુરૂક્ષેત્રના વાસિ નરના શેર સાથવાની તુલ્ય નથી. હે

---

૧ પિપળ ને સુંઠ યુક્ત મગનું ઓસામણ તે ખાંડવ. ૨ અને તે સાકરની સાથે મેળવવાથી થાય એ રાગ કહેવાય છે ૩ છકેલ ૪ ગાફલ.

નૃપ, તે નોળનું તે વચન સાંભળી તે સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણો પરમ વિસ્મય પામ્યા અને તે વખતે તે દ્વિજો ભેગા થઈ નોળને પૂછવા લાગ્યા કે તમે સારાઓના સમાગમવાળા યજ્ઞમાં ક્યાંથી આવ્યા? તમારૂં શું ઉત્તમ બળ!? શું! શાસ્ત્ર અને શું પરમ આશ્રયરૂપ છે? જે તમે અમારા યજ્ઞને નિંદો છો તે તમને અમે કેવી રીતે! જાણિયે શાકએ? આ યજ્ઞમાં જૂદા જૂદા, યજ્ઞ-કુશળ પુરૂષોએ શાસ્ત્રને લોપ્યા વિના સઘળું કર્યું છે, તેમ શાસ્ત્ર પ્રમાણે અને ન્યાય પ્રમાણે જે કરવાનું હતું તે કર્યું છે. આમાં વિધિ પ્રમાણે, શાસ્ત્રનાં જ્ઞાનથી પૂજા કરવા યોગ્ય જનોને પૂજ્યા છે. અગ્નિને મંત્રની આહુતિયોથી હોમેલા છે મત્સર વગર દાન આપેલું છે. આ યજ્ઞમાં બ્રાહ્મણો પણ બહુ પ્રકારનાં દાનોથી પ્રસન્ન થયેલા છે. અતિ યુદ્ધથી ક્ષત્રિયો સંતોષ પામ્યા છે અને શ્રાદ્ધથી પિતામહો પણ સંતુષ્ટ થયા છે. પાલન કરવાથી વૈશ્યો સંતોષવાન્ થયા છે. કામનાઓથી ઉત્તમ સ્ત્રીઓ પ્રસન્ન થયેલી છે. દયાથી શૂદ્રો અને દાનોના શેષ ભાગોથી નીચ જનો ખુશી થયાછે. અમારા રાજાની પવિત્રતાથી જ્ઞાતિ, ને સંબંધિયો સંતોષ પામ્યા છે. દેવતાઓ પુણ્યકારી હવિયોથી અને શરણાગત જનો રક્ષણોથી સંતોષ્યા છે માટે આમાં જે સત્ય સત્ય હોય તે ખરૂં. બ્રાહ્મણોમાં બ્રાહ્મણોની ઇચ્છાથી સાંભળ્યા પ્રમાણે અને જોયા પ્રમાણે પૂછેલા તમો કહો. તમે પંડિત, શ્રદ્ધા કરવા યોગ્ય વાક્યવાળા છો, દિવ્યરૂપને ધારણ કરો છો અને વિપ્રોની સાથે મળ્યા છો તેથી તમે તે કહેવા યોગ્ય છો. આ પ્રમાણે તે દ્વિજોએ પૂછેલો હસતો એવો તે નોળ બોલ્યો—હે વિપ્રો, મેં આ મિથ્યા કે ગર્વથી વાણી નથી કહી. હે શ્રેષ્ઠ દ્વિજો, મેં આ જે વાક્ય કહ્યું કે શેર સાથવાની બરોબર તમારો આ યજ્ઞ નથી તે તમોએ પણ સાંભળ્યું તોય હે શ્રેષ્ઠ દ્વિજો, આ પ્રમાણે કહેલું એ વાક્ય મેં અવશ્ય આપને કહેવા યોગ્ય છે માટે હે દ્વિજો, મેં જે ઉંછ વૃત્તિવાળા, મહાદાનિ, કુરૂક્ષેત્રવાસિનું અતિ આશ્ચર્ય જોયેલું છે અને અનુભવેલું છે, અને જેથી તે ભાર્યા સહિત તથા પુત્ર અને તેની સ્ત્રી સહિત સ્વર્ગને પામ્યો, ને જે રીતે મારૂં આ શરીરનું અર્ધ સુવર્ણરૂપ કરેલું થયું તે તમે અવ્યગ્ર મનથી મારા કહેવાથી સાંભળો. નોળ બોલ્યો—હે દ્વિજો, ન્યાયથી મેળવેલું બ્રાહ્મણે આપેલા સૂક્ષ્મ દાનનું જે ઉત્તમ ફળ છે તે હું ખુશીથી તમોને કહેનાર છું. બહુ ધર્મોને જાણનારાઓથી યુક્ત, ધર્મનાં ક્ષેત્ર એવાં કુરૂક્ષેત્રમાં તે વખતે (પૂર્વે) ઉચ્છ [1]વૃત્તિવાળો કપોત (કબૂતર)ની પેઠે એક એક દાણાને

[1] બજાર વગેરેમાં પડેલા દાણાઓ વીણી તેથી જીવિકા ચલાવનાર.

લેનાર કોઈ પણ દ્વિજ હતો, તે ભાર્યા સહિત પુત્ર સહિત અને પુત્રની સ્ત્રી સહિત તપ કરવામાં રહ્યો તથા શુદ્ધ (ઉત્તમ) આચારવાળો, ધર્માત્મા અને નિયમિત ઇંદ્રિયોવાળો થયો. સારા વ્રતવાળો તે સદા છઠ્ઠે કાળે (ટંકે) તેઓ સાથે જમતો હતો. ક્યારેક છઠ્ઠે વખતે તેનો આહાર (જમવાનું) ન હોય તો કોઈ વખત બીજે (આવતે) છઠ્ઠેકાળે તે ઉત્તમ વિપ્ર જમતો. ક્યારેક હે વિપ્રો, ભયંકર દુર્ભિક્ષ (દુકાલ) થયું ત્યારે તે ધાર્મિની પાસે સંચય ન હતો તે મારાથી સાંભળો. જ્યારે ઔષધોની પ્રાપ્તિ ક્ષીણ થઈ ત્યારે તે દ્રવ્યથી હીન થયો. આવેલા વખતે વખતે એની પાસે ભોજન હોયજ નહિ ત્યારે તેઓ સર્વ ભૂખથી વ્યાપ્ત (ભૂખ્યા) રહેતા હતા. જ્યારે જેઠ માસના શુક્લ (અજવાળીયા) પક્ષમાં તડકાથી પીડાયલો ક્ષુધાથી પીડાવાળો, તપમાં રહેલો વિપ્ર ઉંચ્છ વૃત્તિમાં રહ્યો હતો ત્યારે ક્ષુધા ને શ્રમવાળો બ્રાહ્મણ ઉંચ્છ (બજાર વગેરેના દાણા)ને પામ્યો અને તે રીતેજ દુઃખિ ઇંદ્રિયોવાળા, ક્ષુધાથી ભરેલા તે ઉત્તમ દ્વિજે કુટુંબની સાથે તે કાળ કાઢયો. પાછો જ્યારે છઠ્ઠો કાળ પ્રાપ્ત થયો ત્યારે શેર જવ મેળવ્યા, અને તે તપસ્વિયોએ તે શેર જવનો સાથવો કરયો. પછી જપવાનું અને દિવસનું કર્મ કરી વિધિ પ્રમાણે અગ્નિને હોમિ તે સર્વ તપસ્વિ જનોએ પાશેર પાશેર વેહેંચી લીધો. પછી જ્યારે તે ખાતાં હતાં, ત્યારે કોઈ પણ દ્વિજ અતિથિ આવ્યો, તેને આવેલો જોઈ તેઓ પ્રસન્ન મનવાળા થયા. તે સમયે તેઓ તે અતિથિને વંદન કરી સુખ પ્રશ્ન પૂછી અતિ શુદ્ધ મનવાળા, દાંત, શ્રદ્ધા ને દમથી યુક્ત, અસૂયારહિત, ક્રોધરહિત, સારા, મત્સર (અદેખાઈ)થી રહિત, માન, મદ, અને ક્રોધના ત્યાગવાળા, અને ધર્મને જાણનારા શ્રેષ્ઠ દ્વિજો બ્રહ્મચર્ય સહિત, પરસ્પર ગોત્રને કહી ક્ષુધાએ પીડેલા અતિથિને કોટડી પ્રત્યે પ્રવેશ કરાવવા લાગ્યા અને ત્યારે હે નિષ્પાપ વિપ્ર, આ અર્ધ્યનું જળ, આ પાદ્ય (પગ ધોવાનું) જળ અને આ તમારે માટે બેસવાનું આસન છે; હે સમર્થ શ્રેષ્ઠ દ્વિજ, આ નિયમથી સંપાદન કરેલો પવિત્ર સાથવો છે માટે મેં આપેલો આપ ગ્રહણ કરો અને તમારૂં કલ્યાણ થાઓ. આ પ્રમાણે તેણે કહેલા બ્રાહ્મણ પાશેર સાથવો લઈ ખાવા મંડયો પણ હે રાજેંદ્ર, તે સંતોષ પામ્યો નહિ. આ રીતે તે દ્વિજને ક્ષુધાથી વ્યાપ્ત જોઈ ઉંછ વૃત્તિવાળો તે બ્રાહ્મણ કેવી રીતે ! અતિથિ પ્રસન્ન થાય એમ આહારનો વિચાર કરવા લાગ્યો. તે ટાણે તેની સ્ત્રી બોલી કે મારો ભાગ આપો અને એથી પ્રસન્ન થયેલો આ ઉત્તમ દ્વિજ ઇચ્છા પ્રમાણે જાઓ. આ પ્રમાણે કહેતી તે પતિવ્રતા ભાર્યાને ક્ષુધાથી વ્યાપેલી જાણી તે શ્રેષ્ઠ વિપ્રે તે સાથવાને

પસંદ કર્યો નહિ અને તે વખતે પોતાના અનુમાનથી વિદ્વાન્ (જાણનાર) એવો તે શ્રેષ્ઠ વિપ્ર ભાર્યાને વૃદ્ધ, ક્ષુધાથી પીડિત, થાકેલી, ગ્લાનિ પામેલી, તપવાળી, ત્વચા અને અસ્થિ (હાડકાં)રૂપ થયેલી તથા કંપતી જાણી બોલ્યો—હે શોભનારી! કીડા, પતંગિયા અને મૃગોએ પણ સ્ત્રીઓને સાચવવી અને પોષણ યુક્ત કરવી યોગ્ય છે માટે તમે આવું કહેવા યોગ્ય નથી. સ્ત્રીએ દયાથી પોષણ કરેલો અને રક્ષા કરેલો નર પ્રકાશવાળા યશથી પડે છે (ભ્રષ્ટ થાયછે) તથા તે ઉત્તમ લોકોને પામતો નથી. વળી ધર્મ, કામ અને અર્થનાં કાર્યો, સેવા, કુળનો વિસ્તાર, તેમ પિતૃનો અને પોતાનો ધર્મ સ્ત્રીઓને આધિન છે માટે રક્ષા કરવામાં સમર્થ જે પુરૂષ કર્મથી સ્ત્રીઓને જાણતો નથી તે મ્હોટાં અપયશને પામે છે તથા નરકોમાં જાય છે. આ પ્રમાણે કહેલી તે સ્ત્રી ત્યારે બોલી—હે દ્વિજ, આપણા બેનો ધર્મ ને અર્થ સરખો છે માટે મારી ઉપર પ્રસન્ન થાઓ અને આ શેર સાથવાના ચોથા ભાગને લ્યો. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, સ્ત્રીઓનું સત્ય, પ્રીતિ, ધર્મ, ગુણોથી જીતેલું સ્વર્ગ અને ઇચ્છિત પતિને આધિન છે. ઋતુરૂપ માતા તથા પિતાના બીજરૂપ અને ઉત્તમ દેવરૂપ પતિ છે. સ્વામિની પ્રસન્નતાથી નારીઓને રતિ (પ્રીતિ કે રમણ)નું પુત્રરૂપ ફળ થાય છે. પાલન કરવાથી તમે મારા પતિ અને ભરણ કરવાથી ભર્ત્તા છો. વળી પુત્રના ઉત્તમ દાનથી તમે વર (ઇચ્છિત)ને દેનાર છો માટે મારો સાથવો આપો. વળી તમે પણ કૃશ (દુબળા), ઉપવાસથી થાકેલા, ઘરડપણુથી યુક્ત, વૃદ્ધ, ક્ષુધાથી પીડિત અને અતિ દુર્બળ છો તેથી સાથવો ઘો. આ રીતે તેણે કહેલો તે વિપ્ર સાથવો લઇ આ વચન બોલ્યો—હે શ્રેષ્ઠ દ્વિજ, બીજી વાર આ સાથવો લ્યો. આ સાંભળી તે લઇ ખાઇને તે વિપ્ર સંતોષ પામ્યો નહિ. તેને સંતોષ રહિત જાણિ બ્રાહ્મણ તે વખતે ચિંતા વ્યાપ્ત થયો, ત્યારે પુત્ર બોલ્યો—શ્રેષ્ઠ એવા તમે આ સાથવો લઇ વિપ્રને આપો, આ રીતેજ હું કલ્યાણ માનું છું માટે એ કરૂં છું. વળી સર્વદા મારે પ્રયત્નથી તમારૂં પાલન કરવું જોઇએ જેથી સજ્જનોએ ઇચ્છેલું છે કે વૃદ્ધ પિતાનું પાલન કરવું તેથી હે વિપ્ર ઋષિ, વૃદ્ધાવસ્થામાં પિતાનું પાલન કરવું એ પુત્રનું કામ કહેલું છે. તેમજ આ શ્રુતિ (સાંભળવું) ત્રણ જગતમાં નિરંતર થયેલું છે. વળી પ્રાણિયોના દેહોમાં રહેલો ઉત્તમ ધર્મરૂપ પ્રાણ છે તે પ્રાણના ધારણ કરવા માત્રથી તમે તપ કરી શકાય તેવું છે. પિતાએ કહ્યું—તું હજાર વર્ષવાળો હો તો પણ મારે તો બાળકજ માનવો જોઇએ; કારણ કે પિતા પુત્રને ઉત્પન્ન કરી પુત્રથી કૃતકૃત્ય (કૃતાર્થ-પુણ્યવાન્) થાય છે. હે સમર્થ પુત્ર, બાળકોને

ભૂખ જોરવાળી હોય છે એ હું જાણું છું માટે વૃદ્ધ એવો હું પ્રાણ ધારણ કરિ શકિશ, તું બળવાન્ થા. હે પુત્ર, ભૂખ પણ વૃદ્ધ વયે કરી મને પીડતી નથી અને મેં ઘણો વખત તપ તપેલું (કરેલું) છે માટે મને મરણથી ભય નથી. પુત્રે કહ્યું—હું તમારું છોકરું છું અને પુરૂષનું રક્ષણ કરવાથી પુત્ર એમ કહેલું છે, તેમજ આત્મા (પોતે) પુત્રરૂપ કહેલો છે માટે અહિં પોતાથી પોતાનું રક્ષણ કરો. પિતાએ કહ્યું—હે પુત્ર, તું રૂપથી, સ્વભાવથી અને ઇંદ્રિયોને જીતવાથી મારા જેવો છે તથા મેં બહુ પ્રકારે તારી પરીક્ષા કરેલી છે માટે તારો સાથવો લેઉં છું એમ કહી તે સાથવો લઈ પ્રસન્ન મનવાળો શ્રેષ્ટ બ્રાહ્મણ હસતો હોય તેમ તે વખતે તે (અતિથિ) વિપ્રને સાથવો આપવા લાગ્યો. તે સાથવાને ખાઇને પણ તે સંતોષવાન્ નહિ થયો અને ઉંછ વૃત્તિવાળો, ધર્માત્મા વિપ્ર લજ્જા પામ્યો (શરમાયો). ત્યાં બેઠેલી સતી એવી પુત્રની સ્ત્રી બ્રાહ્મણનું પ્રિય કરવાની ઇચ્છાથી હર્ષ પામી સાથવો લઈ તે સસરાને વચન કહેવા લાગી–હે વિપ્ર, તમારા સંતાનથી મને સંતાન થશે માટે આ મારો સાથવો લઈ અતિથિને આપો. તમારી પ્રસન્નતાથી મને મનુષ્ય જ્યાં જઈ શોક કરતો નથી તે લોકોને પુત્ર કરી પામે છે એ ક્ષય વગરના લોક અવશ્ય પ્રાપ્ત થયા છે. જેમ ધર્મ વગેરે ત્રણ પદાર્થોનો સમુદાય છે તેમ અગ્નિરૂપ ત્રણ વસ્તુનો સમૂહ છે અને તેમજ પુત્ર ને પૈત્રોનો અર્થાત્ તે વાળાઓનો અક્ષય સ્વર્ગ ત્રણ પ્રકારનો છે. વળી અમે એમ સાંભળિએ છીએ કે પુત્ર પિતૃઓને ઋણ (કરજ)થી તારે છે અને પુત્ર તથા પૈત્રોથી મનુષ્ય અવશ્ય સારા લોકોને પામે છે. સસરાએ કહ્યું–હે કલ્યાણકારિ વર્ત્તણુકવાળાં, હે કલ્યાણિ, હું તમને સારાં વ્રતોને આચરવામાં દુબળાં થયેલાં, ભૂખથી વિહ્વલ ચિત્તવાળાં, વાયુને તડકાથી શિથિલ અંગોવાળાં અને નિસ્તેજ જોઈ ધર્મને હણનાર થઈ કેમ સાથવો લેઈ શકું? માટે તમે આવું કહેવા યોગ્ય નથી. હે શુભે! હું છઠ્ઠેકાળે, વ્રતવાળાં અને પવિત્રતા, સદાચાર તથા તપવાળાં તમોને આહારથી રહિત અને દુઃખ વૃત્તિવાળાં કેમ જોઈ શકું?! મારે નિરંતર બાળક, ક્ષુધાથી પીડિત નારી એવાં બાંધવને આનંદ પમાડનારાં તમે ઉપવાસથી અતિ થાકેલાં છો તેની અવશ્ય રક્ષા કરવી જોઇએ. પુત્રની સ્ત્રીએ કહ્યું—હે સમર્થ, તમે મારા ગુરૂ (માન્ય)ના ગુરૂ છો માટે દેવના દેવરૂપ છો અને તેથી દેવના અધિક દેવ એવા તમે મારા સાથવાને ગ્રહણ કરો. હે વિપ્ર, દેહ, પ્રાણ, ધર્મ આ સઘળું ગુરૂની સેવા અર્થે છે અને તમારી પ્રસન્નતાથી અમે શુભ લોકોને પામશું માટે હે દ્વિજ, હું તમારે પાલન કરવા યોગ્ય છું એમ વિચાર

કરિને અથવા દૃઢ ભક્તિવાળી છું એમ જાણીને કે મારે આ સંભારવા યોગ્ય (પરીક્ષા કરવા યોગ્ય) છે એમ માનિ સાથવો લેવા યોગ્ય છો. સસરે કહ્યું- હે વધુ (વહુ), જે તમે ધર્મનાં વ્રતવાળાં છતાં ગુરૂવૃત્તિ (ઉત્તમ વર્તણુક— અથવા ગુરૂનિ વૃત્તિ)ને જુવો છો (જાણો છો) આ સદાચારની વર્તણુકથી સતી એવાં તમે સદા શોભો છો, માટે હે શ્રેષ્ઠ, મહા ભાગ્યવાળાં તમે છેતરવાને યોગ્ય નથી.' એથી તમને ધર્મને ધારણ કરનારાઓના મધ્યમાં ગણી સાથવો લઇશ, આમ કહિ તે સાથવો લઈ અતિથિ દ્વિજને આપ્યો, તેથી તે વિપ્ર તે સજ્જન મહાત્મા બ્રાહ્મણની પાસે પ્રસન્ન થયો અને તે વખતે પુરૂષના દેહવાળો, ધર્મરૂપ, ઉત્તમ વક્તા એવો તે શ્રેષ્ઠ દ્વિજ પ્રસન્ન મનથી ઉંચ્છ વૃત્તિવાળા શ્રેષ્ઠ બ્રાહ્મણને આ વાક્ય કહેવા લાગ્યો-હે દ્વિજોમાં શ્રેષ્ઠ, તમારા ન્યાયથી મેળવેલાં ધર્મથી શક્તિ પ્રમાણે આપેલાં શુદ્ધ દાનથી પ્રસન્ન થયો છું. અહો! આ તમારૂં દાન સ્વર્ગમાં સ્વર્ગવાસિઓએ જાહેર કરાય છે. વળી ગગનથી પૃથ્વીમાં પડતી આ પુષ્પોની વૃષ્ટિ જુવો, જેઓ દેવ વગેરે દેવ ઋષિ, દેવ ગંધર્વો અને દેવોના દૂતો છે તેઓ સ્તુતિ કરતા, દાનથી વિસ્મય પામી રહેલા છે. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, જેઓ વિમાનોમાં રહેલા બ્રહ્મ ઋષિઓ અને બ્રહ્મલોકમાં ફરનારા છે તેઓ તમારા દર્શનને ઇચ્છે છે માટે સ્વર્ગમાં જાઓ. હે દ્વિજ, તમે અતિ ઘણા યુગો સૂધી પિતૃલોકમાં ગયેલા સર્વ પિતૃઓને તથા ન આવેલા ઘણા પિતૃને બ્રહ્મચર્ય, દાન, યજ્ઞ. તપ ને સંકરરહિત એવા (શુદ્ધ) ધર્મથી તાર્યા તેથી સ્વર્ગ પ્રત્યે પધારો. હે સારાં વ્રતવાળા, તમે ઉત્તમ શ્રદ્ધાથી તપ આચરો છો તેથી અને દાનથી દેવો પ્રસન્ન થયા છે. વળી હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, દુઃખના વખતમાં તમે શુદ્ધ ચિત્તથી આ સઘળું દીધું તે કર્મથી તમે સ્વર્ગને જીત્યો છે. જગત્‌માં ભૂખ બુદ્ધિને નાશ પમાડે છે, તેમ ધર્મની બુદ્ધિને મટાડે છે અને ક્ષુધાથી ગયેલા જ્ઞાનવાળો, ધીરતા (ધીરજ)ને તજે છે માટે જે ખાવાની ઇચ્છા (ભૂખ)ને જીતે છે તે જરૂર સ્વર્ગને જીતે છે. જ્યારે દાનની ઇચ્છા થાય ત્યારે જરૂર ધર્મ ઘટતો નથી માટે તમે પુત્રના સ્નેહને તથા સ્ત્રીના સ્નેહને જોયા વિના ધર્મનેજ શ્રેષ્ઠ જાણી તૃષ્ણાને ગણી નહિ. નરોને દ્રવ્યની આવક સૂક્ષ્મ (ઓછી-ઝીણી) હોય છે તેથી અધિક સૂક્ષ્મ, યોગ્યને દાન કરવું એ છે. દાનથી અતિ સૂક્ષ્મ કાળ છે, તેથી અધિક સૂક્ષ્મ શ્રદ્ધા છે અને તેથી અતિમાં અતિ સૂક્ષ્મ સ્વર્ગનું દ્વાર છે માટે મોહથી નરોએ તે જોવાતું નથી. જે સ્વર્ગની સાંકળરૂપ (સ્વર્ગની આડું આવનાર) દુઃખે પમાય એવું (કઠિન) પ્રીતિએ રક્ષા કરેલું

લોભરૂપ બીજ છે તેને ક્રોધને જીતનારા, ઇંદ્રિયોને જીતનારા પુરૂષો, યથાશક્તિ ઉત્તમ દાન કરનારા અને તપથી યુક્ત બ્રાહ્મણો જુવે છે. જે હજારની શક્તિવાળો સોનું દાન કરે, જે સોની શક્તિવાળો દશનું પણ દાન કરે અને જે શક્તિથી જળનું દાન કરે તેઓ સર્વ સરખાં ફળવાળા કહેલા છે. હે વિપ્ર, નિર્ધન એવો રંતિદેવરાજા શુદ્ધ મનથી જળ આપતો હતો તેથી સ્વર્ગ ઉપર ગયો. હે તાત, ધર્મ જે રીતે ન્યાયથી પામેલાં, શ્રદ્ધાથી પવિત્ર એવાં આપેલાં સૂક્ષ્મ દાનોથી પ્રસન્ન થાય છે તે રીતે તે મ્હોટાં ફળવાળાં દીધેલાં દાનોથી પ્રસન્ન થતા નથી. નૃગ રાજાએ દ્વિજોને હજારો ગાયોનાં દાન આપ્યાં હતાં પણ એક, પારકી ગાયને દેવાથી તે નરકને પામ્યો અને ઉશીનરનો પુત્ર શિબીરાજા પોતાના માંસના ઉત્તમ દાનથી પુણ્યોએ કરેલા લોકોને પામી સ્વર્ગમાં સારાં વ્રતોથી આનંદ ભોગવે છે માટે હે વિપ્ર, સારા નરોને વૈભવ પુણ્યરૂપ નથી પણ પોતાની શક્તિથી સારૂં મેળવેલું પુણ્યરૂપ છે. વળી જેમ ન્યાયથી સંચય કરેલાં ધનોથી પુણ્ય છે, તેમ જૂદા જૂદા પ્રકારના યજ્ઞોથી પુણ્ય નથી. લોક ક્રોધથી દાનનાં ફળને હણે છે અને લોભથી સ્વર્ગને પામતો નથી પણ ન્યાયની વૃત્તિવાળો દાનને જાણનાર તપથી સ્વર્ગને પામે છે માટે ઘણી દક્ષિણા (દાન)વાળા, ઘણા રાજસૂય યજ્ઞોથી અને ઘણા અશ્વમેધ યજ્ઞોએ યજન કરવાથી જે ફળ થાય છે એ તમારી સમાન નથી. તમે શેર સાથવાથી અક્ષય બ્રહ્મલોકને જીત્યો છે માટે હે વિપ્ર, સુખ થાય તેમ રજોગુણરહિત એવા બ્રહ્મલોક પ્રત્યે જાઓ. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, તમારે સર્વને સારૂ દિવ્ય વિમાન આવ્યું છે માટે ઇચ્છા પ્રમાણે બેસો અને હે દ્વિજ, હું ધર્મ છું તેથી મને જુઓ. હે દ્વિજ, તમે દેહને તાર્યો, જગતમાં તમારી કીર્ત્તિ સ્થિર થઈ; હવે તમે ભાર્યાસહિત પુત્ર સોત અને પુત્રની વહુસહિત સ્વર્ગમાં જાઓ. આ રીતે જ્યારે ધર્મ વાક્ય બોલ્યા ત્યારે તે દ્વિજ, સ્ત્રી સોત, પુત્રસહિત અને પુત્રની વહુ સાથે વિમાનમાં ચઢી સ્વર્ગ પ્રત્યે ગયો. જ્યારે ધર્મને જાણનાર તે વિપ્ર પુત્રસહિત, પુત્રની વહુ સહિત અને ચોથી એવી ભાર્યા સોત સ્વર્ગમાં ગયો ત્યારે હું તે રાફડાથી બહાર નિકળ્યો અને પછી સાથવાના ગંધથી, જળની ભીનાશથી, દિવ્ય પુષ્પોના ચોળાવાથી (સ્પર્શથી) ને સારા વિપ્રનાં તે દાનના લવ ભાગોથી અને તપથી મારૂ મસ્તક સુવર્ણરૂપ કરેલું થયું. હે વિપ્રો, તે સત્ય પ્રતિજ્ઞાવાળા વિપ્રના સાથવાના દાને મારૂં અર્ધ શરીર સુવર્ણમય કરેલું છે, તે આ બુદ્ધિમાન્ તે વિપ્રનાં તપે અતિ મ્હોટું

કરેલું જુઓ. હે દ્વિજો, આ રીતે એના જેવું બીજું પડખું પણ કેમ થાય?! એ કારણથી હું હર્ષ પામી વારંવાર તપોવન અને યજ્ઞોમાં જાઉંછું. તેમજ બુદ્ધિમાન્ કુરૂરાજના આ યજ્ઞને સાંભળી મ્હોટી આશાથી હું આવ્યો પણ સુવર્ણરૂપ કરેલો ન થયો તેથી હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠો, મેં હસિને તે આવું વાક્ય કહ્યું કે 'આં યજ્ઞ સર્વ પ્રકારથી શેર સાથવાની તુલ્ય નથી' ત્યારે હું તે, શેર સાથવાના લવ (લેશ) ભાગોએ સુવર્ણરૂપ કરેલો થયો હતો (અને હાલ ન થયો) માટે આ મ્હોટો યજ્ઞ, તે લવ સાથવાઓની બરોબર માત્રાથી મનાતો નથી. આ પ્રમાણે તે વખતે યજ્ઞમાં સર્વ, ઉત્તમ દ્વિજોને કહી તેઓના મધ્યમાં નોળ અદર્શનને (અદૃશ્યપણાને) પામ્યો અને તે વિપ્રો ઘેર ગયા. વૈશંપાયને કહ્યું—હે શત્રુનાં નગરને જીતનાર, તે અશ્વમેધ નામના મ્હોટા યજ્ઞમાં જે આશ્ચર્ય થયું હતું એ સર્વ મેં તમને કહ્યું. હે નૃપ, તમારે યજ્ઞમાં કોઈ પણ રીતે વિસ્મય કરવો નહિ. જે હજાર કરોડો ઋષિયો તપો કરવાથી સ્વર્ગમાં ગયા છે તેઓએ સર્વ પ્રાણિયોમાં અદ્રોહ (ભૂંડુ ન કરવું), સંતોષ, સદાચરણ, સરળતા, તપ, ઈંદ્રિયોનો જય, સત્ય અને ઉત્તમ દાન, આ રીતે આ સઘળું તુલ્ય માનેલું છે.

अद्रोहःसर्वभूतेषुसन्तोषःशीलमार्जवम् ।
तपोदमश्चसत्यंचप्रदानंचेतिसम्मितम् ॥१२०॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वाणि न० नवतितमोऽध्यायः ॥ ९० ॥

---

**जनमेजयउवाच ॥** यज्ञेसक्तान्नृपतयस्तपःसक्तामहर्षयः ।
शान्तिव्यवस्थिताविप्राःशमेदमइतिप्रभो ॥१॥

જનમેજયે કહ્યું—હે સમર્થ, રાજાઓ યજ્ઞમાં આસક્ત છે, મહર્ષિયો તપમાં આસક્ત છે અને શાંતિમાં રહેલા વિપ્રો શાંતિમાં તથા ઈંદ્રિયોને જીતવામાં આસક્ત છે એમ હું માનુંછું માટે આ જગત્માં યજ્ઞનાં ફળોની તુલ્ય કશું પણ દેખાતું નથી. આ રીતેજ મારી બુદ્ધિ વર્ત્તે છે અને નિઃસંશય એ તે રીતે છે. ઘણા રાજાઓ, તથા શ્રેષ્ઠ દ્વિજો યજ્ઞોથી ઈશ્વરની સેવા કરી અહિં ઉત્તમ કીર્ત્તિને પામી મરણ પછી સ્વર્ગને પામ્યા છે. સમર્થ મહા તેજસ્વિ, હજાર નેત્રોવાળો દેવોનો રાજા ઘણાં દાનોવાળા યજ્ઞોથી સઘળાં દેવતાઓનાં રાજ્યને પામેલો છે જ્યારે જેની પાસે ચાલનારા, ભીમ ને અર્જુ-

ન છે એવા રાજા યુધિષ્ઠિર સમૃદ્ધિ અને પરાક્રમથી દેવોના રાજાની સમાન છે ત્યારે શા માટે તે નોળ તે મહાત્મા રાજાના તે મહા યજ્ઞ એવા અશ્વમેધ યજ્ઞને નિંદતો હતો?। વૈશંપાયને કહ્યું—હે નરોના અધિપતિ, ભરતકુળના રાજન્, યજ્ઞના ઉત્તમ વિધિને તથા ફળને યથાર્થ મારા કહેવાથી સાંભળો—પૂર્વે ઇંદ્રનો યજ્ઞ કરતાં જ્યારે ઋત્વિજો કામમાં વ્યગ્ર હતા, યજ્ઞનું કાર્ય વધતું હતું, હોમનારે ગુણવાળા અગ્નિમાં હોમ કરાતો હતો, ઉત્તમ ઋષિઓ બેઠેલા હતા અને હે નૃપ, સારા સ્વરવાળા, અતિ પ્રખ્યાત, સારાં શાસ્ત્રોવાળા, ન થાકેલા, થોડા અને અધ્વર્યુઓમાં શ્રેષ્ઠ એવા વિપ્રોએ દેવોને બોલાવાતા હતા ને પછી જ્યારે તે આલંભ (પશુના વધ)ને વખતે પશુઓને ગ્રહણ કર્યા ત્યારે હે મહારાજ, મહર્ષિયો કૃપાવાન્ થયા તથા સર્વ મહર્ષિઓ બોલ્યા. પછી ગરીબ પશુઓને જોઈ તે, તપરૂપ ધનવાળા ઋષિયો ઇંદ્રને મળી કહેવા લાગ્યા—હે પુરને હણનાર ઇંદ્ર, આ યજ્ઞનો વિધિ સારો નથી, મ્હોટા ધર્મને ઇચ્છનારા આપનું આ પૂર્ણ જ્ઞાન નથી. યજ્ઞમાં પશુના સમૂહો વિધિથી જોએલા નથી માટે હે સમર્થ, આ તમારો મ્હોટો આરંભ ધર્મને હણનાર છે, આ ધર્મથી કરેલો યજ્ઞ નથી; કેમકે હિંસારૂપ ધર્મ કહેવાતો નથી. જો તમે યજ્ઞને ઇચ્છતા હો તો વિપ્રો શાસ્ત્રથી તમારો યજ્ઞ કરો. હે હજાર નેત્રવાળા ઇંદ્ર, વિધિથી જાણેલા યજ્ઞથી તમને અતિ મ્હોટો ધર્મ થશે માટે ત્રણ વર્ષથી અધિક રહેલાં (જૂનાં) બીજોથી યજ્ઞ કરો. હે ઇંદ્ર, મ્હોટા ગુણવાળાં ફળોને ઉત્પન્ન કરનાર આ મ્હોટો ધર્મ છે. આ રીતે તત્ત્વને જાણનારા ઋષિઓએ કહેલા તે વાક્યને મોહને વશ પામેલા, સો યજ્ઞો કરનારા ઇંદ્રે માનથી ગ્રહણ કર્યું નહિ. હે ભારત, ઇંદ્રના યજ્ઞમાં તે તપસ્વિ ઋષિઓમાં જંગમ પ્રાણિયોથી યજવું કે સ્થાવર જીવોથી યજન કરવું? એ રીતે અતિ મ્હોટો વિવાદ થયો. જ્યારે તત્ત્વદર્શી ઋષિયો વિવાદ કરવાથી ખેદ પામ્યા ત્યારે ઇંદ્રની સાથે મળી વસુ રાજાને પૂછવા લાગ્યા—હે મ્હોટિ મતિવાળા, મહા ભાગ્યવાન્, નૃપોમાં શ્રેષ્ઠ, યજ્ઞો માટે કેવી રીતે! શાસ્ત્ર (આજ્ઞા) છે અને મુખ્ય પશુઓથી, બીજોથી કે રસો (દૂધ ઘી વગેરે)થી યજ્ઞ કરવો, આ રીતે ધર્મના સંશયને પામેલા અમોને સત્ય કહો? આવું તેઓનું તે વચન સાંભળી બલાબલનો વિચાર કર્યાવિના વસુ રાજાએ જે રીતે લાવેલા પદાર્થો હોય તે રીતે તેઓથી યજન કરવું એમ કહ્યું. આ રીતે ખોટું પ્રશ્ન કહી તે ચેદિ દેશોનો પતિ સમર્થ રાજા વસુ રસાતળમાં પેઠો માટે સંશયવાળા વિષયમાં પોતાની મેળે થયેલા, સમર્થ એવા પ્રજાઓના પતિ-

બ્રહ્માને તજી પ્રભુવિના એકલા એવા બહુ જાણનારે પણ કહેવું નહિ. સંશયવાળા પાપિ માણસે અશુદ્ધ બુદ્ધિથી જે દાનો દીધેલાં હોય છે તે સર્વ દાનો અનાદરથી મ્હોટાં હોય તોપણ નાશ પામે છે. તે અધર્મથી પ્રવૃત્ત થયેલા, હિંસક, દુષ્ટ મનવાળા જનની દાનથી અહિં કીર્ત્તિ થાય છે પણ મરણ પછી પરલોકમાં દુષ્ટ બુદ્ધિવાળાની કીર્ત્તિ નથી. જે ધર્મમાં શંકાવાળો, પંડિત નહિ એવો વારંવાર અન્યાયથી આવેલાં દ્રવ્યે યજ્ઞ કરે છે તે ધર્મનાં ફળને પામતો નથી. જે ધર્મવડે ખાટકીપણું કરનાર, પાપિ મનવાળો, પુરૂષોમાં અધમ એવો વિપ્ર લોકના વિશ્વાસ કારણ સારૂ દાન દેછે તે, પ્રીતિ ને મોહવાળો નિરંકુશ માણસ પાપિકર્મથી ધનને પામિ અંતે પાપવાળી ગતિને પામે છે. સંચયની બુદ્ધિવાળો પણ લોભ તથા મોહને વશ પામેલો પાપ અને અશુદ્ધ બુદ્ધિથી પ્રાણિયોને ઉદ્વેગ પમાડે છે. આવી રીતે ધનને પામી જે મોહથી દાન કરે છે અથવા યજ્ઞ કરે છે તે પાપવાળાં ધનની આવકથી મરણ પછી તેનાં ફળને ભોગવતો નથી; અને તપરૂપ ધનવાળા, ધાર્મિક નરો વૈભવથી ઉંછ, મૂળ, ફળ, શાક અને જળના પાત્રરૂપ દાનને આપિ સ્વર્ગમાં જાય છે માટે મહાયોગ, દાન, પ્રાણિયોની દયા, બ્રહ્મચર્ય, સત્ય, કરૂણા, ધીરજ અને ક્ષમા એ ધર્મ છે અને એ સનાતન (જૂના) ધર્મનું સનાતન (જૂનું) મૂળ છે. પૂર્વે થયેલા વિશ્વામિત્ર વગેરે જે રાજાઓ સંભળાય છે તે વિશ્વામિત્ર, અસિત, જનક રાજા, કક્ષસેન આર્ષ્ટિસેન અને પૃથ્વીપાળ સિંધુદ્વીપ આ અને બીજા ઘણા તપરૂપ ધનવાળા રાજાઓ ન્યાયથી પામેલાં ધનોથી તથા સત્યોથી ઉત્તમ સિદ્ધિને પામ્યા છે તેથી હે ભારત, તપનો આશ્રય કરી રહેલા અને દાન ધર્મરૂપ અગ્નિવડે શુદ્ધ થયેલા જે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો છે તેઓ સ્વર્ગ પ્રત્યે જાય છે.

ब्राह्मणाःक्षत्रियावैश्याःशूद्रायेचाश्रितास्तपः ।
दानधर्माग्निनाशुद्धास्तेस्वर्गंयान्तिभारत ॥३७॥

इति श्रीमहाभारते आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि हिं० एकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

---

**जनमेजयउवाच** ॥ धर्मागतेनत्यागेनभगवन्स्वर्गमास्तिचेत् ।
एतन्मेसर्वमाचक्ष्वकुशलोह्यसिभाषितुम् ॥१॥

જનમેજયે પૂછ્યું—હે ભગવન્, જો ધર્મે કરી આવેલાં દાને સ્વર્ગ છે તો તમે કહેવાને કુશળ છો માટે એ સઘળું મને કહો? વળી હે દ્વિજોમાં શ્રેષ્ઠ, સર્વ યજ્ઞોમાં કેવી રીતે ઉત્તમ નિશ્ચય થયો હતો એ પૂર્ણતાથી તમે મને કહેવા યોગ્ય છો. વૈશંપાયને કહ્યું—હે શત્રુને દંડનાર, અહિં પણ પૂર્વે અગસ્ત્યના મ્હોટા યજ્ઞમાં થયેલો આ જુનો ઇતિહાસ કહેવાય છે. પૂર્વે હે મહારાજ, સર્વ પ્રાણિયોના હિતમાં પ્રીતિવાળા મહા તેજસ્વી અગસ્ત્ય બાર વર્ષ સુધીની દીક્ષાને પામ્યા હતા તે મહાત્માના તે યજ્ઞમાં અગ્નિના સરખા હોતાઓ (હોમનારાઓ) મૂળનો આહાર કરનારા, ફળોને ખાનારા અને અશ્મ[1]કુટો સહિત ચંદ્રનાં કિરણોનું પાન કરનારાઓ હતા. તેમજ પૂછવાથીજ લેનારા, દેવ વગેરેનાં શેષ રહેલાં ભોજનને જમનારા, તત્કાળ મળેલાને લેનારા, યતિઓ અને ભિક્ષુકો બેઠેલા હતા. તેઓ સર્વ પ્રત્યક્ષ ધર્મવાળા, જેઓએ ક્રોધને જીતેલો છે ને જેઓએ ઇંદ્રિયોને જીતેલી છે એવા હતા. વળી તેઓ સર્વ હિંસા ને દંભથી રહિત, ઇંદ્રિયોને નિયમમાં રાખવામાં સાવધ રહેલા હતા. આ રીતે નિત્ય શુદ્ધ આચારમાં રહેલા, ઇંદ્રિયોએ નહિ પીડા પમાડાતા એવા યજન કરનારા તે મ્હોટા ઋષિયો તે યજ્ઞને સેવતા હતા; તેમ તેઓ શક્તિ પ્રમાણે ભગવાન્ અગસ્ત્યે જે અન્ન સંપાદન કરેલું હતું તેને લેતા હતા. તે સમયે તે યજ્ઞમાં જે રીતે જે યોગ્ય થયેલું હતું તે રીતે અનેક મુનિયોએ મ્હોટા યજ્ઞો કરેલા છે. હે ભરતશ્રેષ્ઠ, આ પ્રમાણે જ્યારે અગસ્ત્યનો યજ્ઞ થતો હતો ત્યારે હજાર નેત્રવાળા ઇંદ્રે વૃષ્ટિ કરિ નહતી તેથી હે રાજન્, મહાત્મા અગસ્ત્યનાં કર્મની વચમાં ભાવિક મનવાળા મુનિયોની આ વાત થઈ. હે વિપ્રો, આ મત્સર રહિત, યજ્ઞ કરનાર અગસ્ત્ય અન્ન આપે છે અને વર્ષાદ વરસતો નથી માટે અન્ન કેમ થશે?! જો આ બાર વર્ષોસુધી દેવ (મેઘ) વરસશે નહિ તો આ મુનિનો, બાર વર્ષ સુધી થનારો યજ્ઞ કેમ થઈ શકશે?! આ વિચાર કરી તમે આ બુદ્ધિમાન્ અતિ તપવાળા, મહર્ષિ અગસ્ત્યની ઉપર અનુગ્રહ (કૃપા) કરવા યોગ્ય છો. આવી રીતે જ્યારે તેઓએ એવું કહ્યું ત્યારે પ્રતાપી તે અગસ્ત્ય મુનિયોને મસ્તક નમાવિ પ્રસન્ન કરી વચન બોલ્યા—જો ઇંદ્ર બાર વર્ષ નહિ વરસે તો ચિંતા (મનથી કરેલ) યજ્ઞ કરિશ, એ સનાતન (જૂનો) વિધિ છે. જો ઇંદ્ર બાર વર્ષ સુધી વૃષ્ટિ નહિ કરે તો હું સ્પર્શયજ્ઞ[2] (ખર્ચ કરચાવિના દ્રવ્યોના સ્પર્શથી દેવોને તૃપ્ત કરવા એ) કરિશ,

૧ ભાગવાના પદાર્થને પાણાથી ભાગીને ખાનારા.

૨ સ્પર્શની પેઠે દૃષ્ટિ યજ્ઞ પણ જાણવો.

એ પ્રાચીન વિધિ છે. જો ઈંદ્ર બાર વર્ષ સૂધી વર્ષશે નહિ તો ધ્યાનમાત્રથી હું નિયમિત વ્રતવાળો થઈ આ યજ્ઞો કરિશ. મેં બહુ વર્ષથી સંપાદન કરેલો આ બીજયજ્ઞ છે, તે બીજોથી તે (યજ્ઞ) કરિશ, એમાં વિઘ્ન થશે નહિ માટે આ મારો યજ્ઞ કોઈ પણ રીતે વૃથા કરી શકાય એમ નથી. કાંતો દેવ (ઈંદ્ર) વૃષ્ટિ કરશે કે વૃષ્ટિ થશે નહિ અથવા જો ઈંદ્ર ઇચ્છાથી પ્રાર્થના નહિ અંગીકાર કરે તો હું પોતે ઈંદ્ર થઇશ અને પ્રજાઓને જીવાડિશ તથાં જ્યારે જે રીતે આહારો (ભોજનોનો) સમૂહ થાય છે ત્યારે તે તે રીતેજ થશે. વળી વિશેષજ કરિશ અને વારંવાર અધિક થયા કરશે. આજ અહિં સુવર્ણ આવો, જે બીજું કશું ધન હોય અને જે ત્રણ લોકમાં હોય તે, પોતાની મેળે અહિં આવો. દિવ્ય (દેવતાઇ અથવા સુંદર) અપ્સરાઓના સમૂહો, વિશ્વાવસુ અને જે બીજાઓ છે તે પણ કિન્નરો સહિત ગંધર્વો મારા યજ્ઞને સેવો. વળી ઉત્તર તરફના કુરૂદેશોથી જે કંઈ ધન છે તે સર્વ પોતાની મેળેજ આ યજ્ઞમાં આવી રહો. તેમ સ્વર્ગ, સ્વર્ગમાં રહેનારા દેવો અને ધર્મ પોતેજ અહિં આવો. આ પ્રમાણે જ્યારે કહ્યું ત્યારે તે સઘળુંજ તે, દીપ્ત અગ્નિના સરખાં તેજવાળા, અતિ તેજસ્વિ અગસ્ત્ય મુનિના તપથી થયું. તે સમયે હર્ષ પામેલા તે મુનિયોએ તપનું બળ જોયું અને વિસ્મય પામી તેઓ સર્વ મ્હોટા અર્થવાળું આ વચન બોલ્યા—ઋષિઓએ કહ્યું—અમે તમારાં વાક્યથી પ્રસન્ન થયા છીએ પણ તમારા તપના નાશને ઇચ્છિતા નથી અને તેજ યજ્ઞોથી અમે સંતોષિ છીએ તથા ન્યાયથી સઘળું ઇચ્છિયે છીયે. ન્યાયથી આહારને મેળવનારા, પોતાના કર્મોમાં પ્રીતિવાળા અમે, યજ્ઞ, દીક્ષા, હોમો અને જે કંઈ બીજું છે તેઓને ન્યાયથી (લોક સિદ્ધ રીતિથી) ખોળીએ છીએ. વેદોને બ્રહ્મચર્યવડે ન્યાયથી પામવા ઇચ્છિએ છીએ. અમે ન્યાયે કરી ઘેરથી નિકળેલા, આવતા વખતમાં પણ ન્યાયથી જવા ધારીએ છીએ અને અમે ધર્મથી જાણેલાં, વિધિરૂપ દ્વારો (સાધનો)એ કરી તપં તપિએ (કરીયે) છીએ. હે સમર્થ, તમારી આ હિંસા રહિત યજ્ઞની સારી બુદ્ધિ થઈ છે. તમે સર્વદા યજ્ઞોમાં આ અહિંસાને કહેતા રહેજો. હે દ્વિજોમાં શ્રેષ્ઠ, તેથી અમે પ્રસન્ન થઇશું. સમાપ્તિ થયે તમે વિસર્જન કરેલા (રજા આપેલા) આ યજ્ઞથી જઇશું. તેવી રીતે જ્યારે તેઓ કથા (વાત) કરતા હતા ત્યારે તેના તપનું બળ જોઈ પુરને હણનારા દેવોના રાજા ઈંદ્રે વૃષ્ટિ કરી અને હે જનમેજય, તે યજ્ઞની સમાપ્તિ સૂધી ઘણા પરાક્રમવાળો મેઘ અતિવરસનાર થયો તથા હે રાજઋષિ, ત્રણ દક્ષાવાળો દેવોનો પતિ ઈંદ્ર, પોતે

બૃહસ્પતિને આગળ કરી તે અગસ્ત્ય મુનિને પ્રસન્ન કરવા લાગ્યો. પછી યજ્ઞની સમાપ્તિ થઈ ત્યારે ઘણી પ્રીતિવાળા અગસ્ત્યે વિધિ પ્રમાણે તે, મ્હોટા મુનિયોને વિસર્જન કરયા. જનમેજયે પૂછ્યું—જેણે સુવર્ણમય મસ્તક સહિત એવા નોળનારૂપે કરી મનુષ્યની પેઠે વાણી કહી એ કોણ હતો? આ પૂછેલા તમે મને કહો? વૈશંપાયને કહ્યું—પ્રથમ તમે મને આ પૂછ્યું નહિ અને અમે કહ્યું નહિ, હવે એ નોળ જે હતો તથા તેની મનુષ્યના જેવી વાણી જેમ હતી તે સાંભળો. પૂર્વે જગદગ્નિએ શ્રાદ્ધનો સંકલ્પ (વિચાર) કરચો હતો ત્યારે હોમધેનુ (હોમના કામની ગાય) તેની પાસે આવી અને પોતેજ તેને દોવા લાગ્યા તથા તેના દૂધને નવીન, દૃઢ અને પવિત્ર પાત્રમાં રાખ્યું. તે (દૂધવાળા) પાત્રમાં ધર્મે ક્રોધના સ્વરૂપથી પ્રવેશ કરચો અને અપ્રિય કરવાથી તે શું કરશે? એમ વિચાર કરી તે ઋષિ શ્રેષ્ઠ (જમદગ્નિ)ને જાણવાને ઇચ્છિનારા તે ધર્મે તે દૂધ ઢોળ્યું, તેને ક્રોધરૂપ જાણી તે મુનિએ એની ઉપર ક્રોધ કરચો નહિ ત્યારે હે રાજન્, તેને જીતવાથી તે ક્રોધ બ્રાહ્મણના શરિરને પામી ઉભો રહ્યો અને ક્રોધ ભૃગુ શ્રેષ્ઠ જમદગ્નિને કહેવા લાગ્યો—હે ભૃગુકુળના નરોમાં શ્રેષ્ઠ, તમે મને જીત્યો એથી ભૃગુકુળના પુરૂષો અતિ રોષવાળા હોય છે એ, જગત્માં થતી નિંદા ખોટી છે. વળી હે સમર્થ, તમે જેથી મને જીત્યો તેથી હું ક્ષમાવાન્ મહાત્મા તમે છો તેની આગળ વશપણામાં રહ્યોછું અને હે સજ્જન, તમારા તપથી ભય પામ્યોછું માટે મારી ઉપર કૃપા કરો. જમદગ્નિએ કહ્યું—હે ક્રોધ, મેં તમને પ્રત્યક્ષ જોયા, હવે તમે જ્વર (પીડા–ચિંતા) રહિત જાઓ, તમે આજ મારો અપકાર (ભૂડું) કરચો નથી તેથી મને અવશ્ય તમારા ઉપર ક્રોધ નથી પણ મેં જેઓને ધારી આ, દૂધનો સંકલ્પ કરચો હતો તે પિતૃ, મહાભાગ્યવાન્ છે માટે તમે તેઓ પાસે જવા યોગ્યપણાને જાણો. આ પ્રમાણે કહેલા તે ત્રાસ થવાથી ત્યાંજ અંતર્ધાન પામ્યો અને પિતૃઓના પરાભવ (શાપ)થી નોળપણાને પામ્યો તથા તે મારા શાપનો અંત થવો જોઈએ એમ કહી તેઓને પ્રસન્ન કરવા લાગ્યો. ત્યારે તેઓએ પણ કહ્યું કે ધર્મને નિંદવાથી શાપના (અંત–નાશ–છેડા)ને પામશો. આ રીતે તેઓએ કહેલો તે યજ્ઞના ભાગોને તથા ધર્મવાળા અરણ્યને નિંદતો, દોડતો, તે યજ્ઞમાં આવ્યો અને પછી તે ક્રોધ ધર્મના પુત્ર યુધિષ્ઠિરને, તે શેર સાથવાથી નિંદીને યુધિષ્ઠિર ધર્મરૂપજ હતા તેથી શાપથી મુક્ત થયો. આ રીતે ત્યારે (પૂર્વે) થયેલા યજ્ઞમાં એ બન્યું હતું કે તે, મહાત્મા યુધિષ્ઠિરના યજ્ઞને આપણે પણ જ્યારે

જોતા હતા તે વખતે નોળ ત્યાં અંતર્ધાન થયો હતો.

एवमेतत्तदावृत्तंयज्ञेतस्यमहात्मन: ।
पश्यतांचापिनस्तत्रनकुलोन्तर्हितस्तदा ॥९३॥

इति श्रीमहाभारते श० सं० वै० आश्वमेधिकपर्वणि अनुगीतापर्वणि नकुलोपाख्याने द्विनवतितमोऽध्याय: ॥ ९२ ॥

## आश्वमेधिक पर्व समाप्तम्.

इदं श्रीमहाभारतान्तर्गताश्वमेधिकपर्व भाषान्तरं श्रीमदमदावादाख्यनगरनिवासेन स्वदेशवत्सलपत्रिकादिग्रन्थप्रकाशकेन रैक्वविप्रसम्भवेनमहानन्दजेन मणिशङ्करेण राज्यमान राज्यश्रीमतां नानाभाई तनुजानां भाईशंकर शर्मणां सहाय्यात् जामनगरनिवासिनो नागरषट्कान्तर्गताहिच्छत्र (प्रश्नोराख्य) द्विजनुर्जनुषोरेवाशङ्कराङ्गजस्याशुकवे: स्तम्भपुरपाठशालाध्यापकस्यशास्त्रिण:केशवलालस्याग्रे प्रत्यक्षरशो विक्रमसम्वदष्ट चत्वारिंशोत्तरैकोनविंशतिशततमेऽब्दे १९४८ कार्तिककृष्णचतुर्थ्यां गुरुवासरे पूर्णकारयित्वा प्रसिद्धिंनीतमत्रगुर्जरभाषायामपिगीर्वाणवाण्यनुसरेणयत्न:कृतोस्ति तथापिप्रमादान्त्वरितत्वादज्ञानादृष्टिदोषाद्वास्वलितमशुद्धंचस्यात्तच्छोध्यमार्यै: ॥